સચિત્ર

# શાળોપયોગી સાર્થ સરળ સામાયિકસૂત્ર.

( ચાર ભાગમાં પૂર્ણ. )

प्राथमिक धार्मिक અભ્યાસ ગ્રન્થ.

સચિત્ર.

# શાળોપયોગી સાર્થ–
# –સરળ સામાયિક સૂત્ર.

(ચાર ભાગમાં પૂર્ણ.)

સંપાદક અને સંયોજક
ભાવનગર નિવાસી
શાહ અમૃતલાલ ઓધવજી.
દાદાસાહેબની પોળ.
અમદાવાદ.

પ્રકાશક:
નેમચંદ પોપટલાલ વોહોરા.
( મહાવીર સોસાયટી–અમદાવાદ. )
તરફથી
જીજ્ઞાસુઓને અભ્યાસ અર્થે વિના મૂલ્યે ભેટ.

સંવત ૧૯૯૬ સને ૧૯૪૦

# અસાર સંસાર—સ્વરૂપ.

સંસાર સમજી લે શાણા, જીવ મુસાફરખાનું;
કોઈ નથી ટકયું અને, નહીંજ ટકવાનું.

સગાં ને સંબંધી ત્હારાં, પંખીનો છે મેળો;
કાલે તો સવારે ઉડી, ત્હારે તો જવાનું.

સંસારના આ ધામમાં, વિશ્રામ છે ઘડી ચારનો;
છેડો ના આવે કામનો, પળવાર નહીં આરામનો.

આળસ તજીને ભજી લે, મંત્ર શ્રી નવકારનો;
જાવું જરૂર પડશે ઉઠી, હુકમ થતા દરબારનો.

દૂર છે દેશ ત્હારો, અરે પરદેશી શાણાં;
ત્હારૂં ધાર્યું નહીં ભાઇ, ન્યારૂં છે થવાનું.

સત્યને સંગ્રહી નીતિ, ત્હું ભરી રાખ શાણા;
ભગવાન ભજનમાં ત્હારૂં, ભલું તો થવાનું.

જે અનુભવ ન્હોતો તે થયો, શું ધારીયે શું થાય છે;
આશા નિરાશા વાદળાનાં, રંગ શા બદલાય છે.

મનસુબાના મહેલ બાંધી, પ્રાણીઓ પસ્તાય છે;
ખોટા ખલકનો ખેલ માની, ભ્રાન્તિથી ભરમાય છે.

---

# સમયાનુસારે—

શ્રી૦ ધોળીદાસ ડુંગરશીભાઈની :સૂચના મુજબ મ્હારે શ્રીયુત નેમચંદ પોપટલાલને મળવાનો પ્રસંગ આવ્યો. તેમ્હને પ્રાથમિક ધાર્મિક શિક્ષણોપયોગી સામાયિક સૂત્ર પ્રતિ વિશેષ પક્ષપાત–પ્રેમભાવ હોવાથી ત્હેમની સૂચના મુજબ મ્હારી શક્તિ અનુસાર મ્હેં આ પુસ્તક લખ્યું છે. જોઈ શકાશે કે સર્વત્ર હોય છે તેમ તેમાંની મૂળ વસ્તુઓ મ્હારી નથી, પરન્તુ રચનાજ ફક્ત મ્હારી છે. હું–મનુષ્ય પ્રાણી સંપૂર્ણ નથી તો આ રચના પણ તે મુજબ સંપૂર્ણ શી રીતે હોઈ શકે? આ પુસ્તક પાછળ મ્હેં જે શ્રમ અને સમય લીધાં છે તેટલા પુરતી શકય પ્રયત્ને કરેલ કાર્યમાં ક્ષતી ન રહે તે સારૂ મ્હારા તરફ લાગણી દર્શાવતા મ્હારી જન્મ ભૂમિમાં વર્ષો તક રહી ગયેલા ત્યાંથીજ મ્હારા ઠીક સમાગમમાં આવેલા પરિચિત ધાર્મીક શિક્ષક શ્રી૦ પોપટલાલ સાકરચંદ માસ્તર તરીકે પ્રસિદ્ધ ગૃહસ્થ જે હાલમાં અત્રે વસે છે તેમનો અને મુનિ મહારાજ શ્રી૦ વીકાસવિજયજી મહારાજની સહાયનો મ્હને યોગ્ય લાભ મળ્યો છે.

સમય અને શ્રમના પ્રમાણમાંજ મ્હેં આ પુસ્તકને વિશાળ સ્વરૂપ આપ્યું છે; મ્હારી ધારણા મુજબ હું તેમ કરી શકયો નથી; સંપૂર્ણ ઇચ્છા મુજબ કરવા જતાં જરૂર આ પુસ્તક ડબલ થાય. વળી મ્હારા સાહિત્ય શોખમાં મ્હને પુસ્તકો સચિત્ર બનાવી આકર્ષક કરવાનો વિશેષ ઉત્સાહ છે. તેનો અહીં શકય પ્રમાણમાં લાભ લીધો છે; મ્હને ખેદનો વિષય તો એટલોજ છે કે એક કાળે મ્હારો જે કુદરતી સાહિત્ય પ્રેમ નિષ્કામ હતો તેનો હું આ કાળે વિક્રય કરી મ્હારી જાતને ધન્યમાનું છું! હું મ્હોટા મ્હોટા સ્વપ્ના સેવી રહ્યો છું, અને પ્રયત્નથી તેને સફળ બનાવવાની ઉમેદ પણ રાખું છું; પરન્તુ મ્હને યોગ્ય ભૂમિ–ક્ષેત્ર પ્રાપ્ત થયું નથી તો ત્યાં તેવો સંપૂર્ણ

અનુકૂળ યોગ તો ક્યાંથીજ પ્રાપ્ત થાય ? મ્હારી દષ્ટિ તો '**સસ્તુ સાહિત્ય વર્ધ્ધક કાર્યાલય**' અને '**ગુજરાત વર્નાક્યુલર સોસાયટી**' જેવાનું અનુકરણુ કરવાની ઉમેદ ધરાવે છે. આવા જૈનપુરી જેવા શહેરમાં એક પણુ સંપૂર્ણ (જૈન) પુસ્તકાલય નથી ! મ્હારાથી બનતે પ્રયત્ને તે દિશામાં પણુ મ્હેં ડોકીયું કરી જેયું, પરન્તુ ક્રિયાશીળ દ્રવ્યોત્પાક ઉદ્યમ પ્રવૃત્તિમાંથી કોઇપણુ પોતાની દષ્ટિમાત્ર પણુ બહાર કાઢવા ઉત્સુક જણાયું નહીં. અહીં દ્રવ્ય પીપાસાનુંજ માત્ર વિશેષ જોર છે; એ અહીંની ભૂમિનોજ પ્રભાવ છે. જ્યાં જોવા સાંભળવા માત્રનો પણુ અવકાશ નથી ત્યાં વિચારવાનો અવકાશ તો શેનોજ હોય કે (**અજમેરનો**) '**દયાળ બાગ**' એ શું ચીજ છે ? લખવા બોલવા માત્રમાં શૌર્ય છે ખરૂં, પરન્તુ જમાનાને ઓળખવા પ્રતિ ધ્યાન નથી. જૈનો પાસે એટલું સાહિત્ય અને સાધન (સાર્વજનિક સંપત્તિ) છે કે તેનાથી ટાઇમ્સ ઑફ ઇન્ડિયા કે બ્રિટિશ ઇન્ડિયા જેવો પ્રેસ ઉભો થઇ શકે અને તે નભી શકે અને સાથે સાથે અનેક પ્રકારના સાધનહિન બેકારો ઠેકાણે પડી શકે તથા નકામી રીતે વેડફાતું દ્રવ્ય સારા માર્ગે ઉપયોગમાં આવી શકવાથી નકામા છપાનીયા જેવાં પરિણામે પસ્તીમાં ભળી જતાં ફરફરીયાં એની મેળે બંધ થાય.

| | |
|---|---|
| વી. સં. ૧૯૯૬. | લેખક |
| માહ વદ અમાસ. | **અમૃતલાલ ઓધવજી.** |



# અનુક્રમણિકા.

## શાળોપયોગી સાર્થ સરળ સામાયિક સૂત્ર.

### ( અર્થ, વિવેચન, આદિ સહ મૂળ પાઠ. )

### પ્રથમ વિભાગ.

**૧ થી ૫ ઇંદ્રિય જીવ.**
**દર્શક પાંચ ચિત્રો.**

(ઉપકરણ, સ્થાન, વિધિ અને વિવેચન.)

## દ્વિતીય વિભાગ.

 

## ( અન્તર્ગત કથાનક દૃષ્ટાન્તો. )

# તૃતીય વિભાગ.

(સ્વાધ્યાય સમયે ઉપયોગી લઘુ કાવ્યમાળા.)

# ચતુર્થ વિભાગ.

## લઘુ સ્તવન સંગ્રહ.



## લઘુ સ્તુતિ સંગ્રહ.

# ઉપદેશાત્મક કાવ્યસંગ્રહ.

# શાળોપયોગી સાર્થ
# સરળ સામાયિક સૂત્ર.

( અર્થ વિવેચન આદિ સહ મૂળપાઠ. )

# ૧ લું નવકાર સૂત્ર

## ( મૂળ પાઠ )

[૧]નમો અરિહંતાણં, ॥ ૧ ॥
નમો સિદ્ધાણં, ॥ ૨ ॥
નમો આયરિયાણં, ॥ ૩ ॥
નમો ઉવજ્ઝાયાણં, ॥ ૪ ॥
નમો લોએ સવ્વ સાહૂણં, ॥ ૫ ॥
*એસો પંચ નમુક્કારો, ॥ ૬ ॥
સવ્વ પાવપ્પણાસણો । ॥ ૭ ॥
મંગલાણં ચ સવ્વેસિં, ॥ ૮ ॥
પઢમં +હવઇ મંગલં ॥ ॥ ૯ ॥

| ૯ | ૮ | ૭ | ૬૧ | ૬૮ |
|---|---|---|---|---|
| પદ, | સંપદા, (વિશ્રામ.) | ગુરૂ, | લઘુ, | સર્વવર્ણ. |

---

૧ આ સૂત્રમાં અરિહંત અને સિદ્ધ એ બે પ્રકારના દેવને તથા આચાર્ય, ઉપાધ્યાય, અને સાધુ એ ત્રણ પ્રકારના ગુરૂને નમસ્કાર કર્યા છે. એ પાંચ પરમેષ્ટી પૂજ્ય ગણાય છે.

* આ ચાર પદ (૬-૭-૮-૯) શ્લોક રૂપે છે–અનુષ્ટુપ છંદ છે.

+ આ જગ્યાએ 'હવઇ' ને 'હોઇ' નો ઉપયોગ પણ કરવામાં આવે છે. તેમ કરવાથી તેના બરાબર બત્રીસ અક્ષર શ્લોકમાં આવેલા–ગણાવેલા મળી રહે છે; વળી અર્થ તો એક સરખો જ રહે છે.

## શબ્દાર્થઃ—

નમો–નમસ્કાર હો.
અરિહંતાણં–અરિહંતોને.
સિદ્ધાણં–સિદ્ધોને.
આયરિયાણં–આચાર્યોને.
ઉવજ્ઝાયાણં–ઉપાધ્યાયોને.
લોએ–લોકમાં.
સવ્વ–સર્વ.
સાહૂણં–સાધુઓને.
એસો–એ.
પંચ–પાંચ.
નમુક્કારો–નમસ્કાર.
સવ્વ–સર્વ.
પાવ–પાપ.
પ્પણાસણો–નાશ કરનાર.
મંગલાણં–મંગળો મધ્યે.
ચ–અને.
સવ્વેસિં–સર્વ.
પઢમં–પ્રથમ.
હવઇ–છે.
મંગલં–મંગળ.

## વાક્યાર્થઃ—

શ્રી અરિહંત પરમાત્માને નમસ્કાર થાઓ.
શ્રી સિદ્ધ ભગવાનને નમસ્કાર થાઓ.
શ્રી આચાર્ય મહારાજને નમસ્કાર થાઓ.
શ્રી ઉપાધ્યાયજીને નમસ્કાર થાઓ.
આ લોકમાં સર્વ સાધુઓને નમસ્કાર થાઓ.
એ પાંચેને કરેલ નમસ્કાર.
સર્વ પાપનો નાશ કરનાર છે.
અને સર્વ મંગલોમાં.
પ્રથમ મંગળ રૂપ છે.

### ભાવાર્થ:—

શ્રી અરિહંત પરમાત્મા, શ્રી સિદ્ધ ભગવાન, શ્રી આ-ચાર્ય મહારાજ, શ્રી ઉપાધ્યાયજી અને આ લોક (અઢીદ્વીપ) ને વિષે રહેલા સર્વ સાધુઓને નમસ્કાર થાઓ; એ પાંચ પ્રકારના પરમેષ્ટિને નમસ્કાર કરવાથી સર્વ પ્રકારના પાપ નાશ પામે છે. સર્વ મંગળમાં આ નવકાર મંત્ર પહેલું મંગળ છે.

### વિશેષાર્થ:—

પંચ પરમેષ્ઠીના એકસો આઠ ગુણો છે. તે નીચે પ્રમાણે:—

બાર ગુણ અરિહંત દેવ, પ્રણમી જય ભાવે,
સિદ્ધ આઠ ગુણ સમરતાં, દુઃખ દોહગ જાવે.
આચાર્ય ગુણ છત્રીસ, પચ્ચીસ ઉવજ્ઝાય,
સત્તાવીશ ગુણ સાધુનાં, જપતાં શીવ–સુખ થાય.
અષ્ટોતર સય ગુણ મળી, એમ સમરો નવકાર,
ધીર વીમળ પંડિત તણો, નય પ્રણમે નિત સાર.

---

### પંચ પરમેષ્ટિના નામ અને વર્ણ.

અરિહંત—શ્વેત.
સિદ્ધ—લાલ.
આચાર્ય—પીળો.
ઉપાધ્યાય—લીલો.
સાધુ—શ્યામ.

---

# ૧ લું દેવ સ્વરૂપ.

## ( બાર ગુણે યુક્ત )

## અરિહંત ભગવાનનું સ્વરૂપ.

**અરિહંતમાં** બે શબ્દ રહેલા છે. ૧ અરિ–દુશ્મન. ૨ હંત–હણનાર.=દુશ્મનને હણનાર. પરમાત્માને દુશ્મન તો કોઇ હોય જ નહિ; તેમજ તેને કોઇને હણવાનું એટલે મારવાનું પણ હોય જ નહિ. તેનો ખરો અર્થ એ છે કે પોતાના કર્મો રૂપ દુશ્મનને દૂર કરનાર તે અરિહંત કહેવાય. જીવના સર્વ કર્મો નાશ પામે છે ત્યારે જીવ ઉચ્ચ પદ પામે છે.

**અરિહંત** ભગવાનના બાર ગુણનું વર્ણન:—

કેવળજ્ઞાન પામીને ભવ્ય જીવોને બોધ દેતા વિચરતા તિર્થંકર મહારાજા શ્રી અરિહંત, તેમના આઠ પ્રતિહાર્ય અને ચાર (અતિશય) અદ્દભૂત ગુણ મળીને કુલ બાર ગુણ થાય, તે નીચે મુજબ:—

**અરિહંત પરમાત્માના બાર ગુણ મધ્યે પ્રથમ આઠ પ્રતિહાર્ય—**

**૧ અશોક વૃક્ષ**—જ્યાં ભગવાનોનું સમવસરણ રચવામાં આવે છે ત્યાં તેમના દેહથી બાર ગણો મ્હોટો અશોક વૃક્ષ રચવામાં આવે છે. તે વૃક્ષની નીચે બેસીને ભગવાન દેશના આપે છે.

૨ **સુરપુષ્પવૃષ્ટિ**—એક યોજન પ્રમાણ સમવસરણની ભૂમિમાં, જળમાં, તથા સ્થળમાં ઉત્પન્ન થયેલાં પાંચ વર્ણોવાળાં તથા ભગવાનના અતિશયને લીધે જેના જીવોને બાધા-પીડા થતી નથી, એવા સચિત્ત સુગંધી પુષ્પોની દેવતાઓ ઢીંચણ પ્રમાણ વૃષ્ટિ કરે છે.

૩ **દિવ્યધ્વનિ**—ભગવાનની માલકોશ રાગયુક્ત વાણીને વીણા, વાંસળી વિગેરેના સ્વરની જેવા અવાજ વડે દેવો પુરે છે.

૪ **ચામર**—રત્નજડિત સુવર્ણની દાંડીવાળા ચાર જોડી શ્વેત ચામરો સમવસરણમાં દેવતાઓ ભગવાનને વીંઝે છે.

૫ **આસન**—દેવતાઓ ભગવાનને બેસવા માટે રત્નજડિત સુવર્ણનું સિંહાસન રચે છે.

૬ **ભામંડલ**—ભગવાનના મસ્તકની પાછળ શરદ ઋતુના સૂર્ય જેવું ઉગ્ર તેજસ્વી ભામંડળ દેવતાઓ રચે છે. તેમાં ભગવાનનું તેજ સંક્રમે છે. જો તેમ ન કરે તો અતિ તેજથી ભગવાનનું મુખ દેખી શકાય નહિ.

૭ **દુંદુભિ**—ભગવાનના સમવસરણ વખતે દેવતાઓ દેવ દુંદુભી (વાજીત્ર) વગાડે છે, તે એમ સૂચવે છે કે 'હે ભવ્ય પ્રાણીઓ! તમે શિવપુરના સાર્થવાહ તુલ્ય આ ભગવાનની સેવા કરો-તેમનું શરણ લ્યો.'

૮ **છત્ર**—સમવસરણમાં દેવતાઓ ભગવાનના મસ્તક ઉપર શરદ્ચંદ્ર જેવાં ઉજવળ અને મોતીના હારોથી સુશોભિત ઉપરાઉપર ત્રણ ત્રણ છત્રો રચે છે. ભગવંત પોતે સમવસરણમાં પૂર્વાભિમુખ બેસે છે, અને બીજી ત્રણ દિશાઓમાં દેવતાઓ ભગવંતનાજ પ્રભાવથી પ્રતિબિંબો રચીને સ્થાપે છે, એટલે કુલ બાર છત્રો તે વખતે હોય છે. અન્ય સમયે ત્રણ છત્ર હોય છે. સમવસરણ ન હોય ત્યારે પણ આ આઠ પ્રતિહાર્યો તો હોયજ છે. પ્રતિહાર્ય=પ્રતિહારી, દ્વારપાળ.

**ચાર (અદ્‌ભૂત) ગુણ નીચે મુજબ:—**

અતિશય=ઉત્કૃષ્ટતા. ( ચાર મૂળ અતિશય જૂદા છે.)

**૯ અપાયાપગમાતિશય**—અપાયનો એટલે ઉપદ્રવનો અપગમ એટલે નાશ. તે **સ્વાશ્રયી** અને **પરાશ્રયી** એવા બે પ્રકારનો છે. તેમાં પરાશ્રયી અપાયાપગમ અતિશય એ કે જેનાથી અન્યના ઉપદ્રવો નાશ પામે, એટલે કે જ્યાં ભગવાન વિચરતા હોય ત્યાં દરેક દિશામાં મળી સવાસો યોજન સુધી પ્રાયે રોગ, મરકી, વેર, અનાવૃષ્ટિ, અતિવૃષ્ટિ વિગેરે થાય નહિ. હવે સ્વાશ્રયી અપાયાપગમ અતિશયના, દ્રવ્યથી અને ભાવથી એમ બે પ્રકાર છે. તેમાં દ્રવ્યથી અપાય, એટલે સર્વ પ્રકારના રોગો, તે તેમના સર્વથા ક્ષય થયા હોય છે; તથા ભાવથી અપાય એટલે અઢાર પ્રકારના અભ્યંતર દોષો, તે પણ તેમને સર્વથા હોતા નથી.

**અઢાર પ્રકારના દોષ આ પ્રમાણે:**—

૧ દાનાંતરાય, ૨ લાભાંતરાય, ૩ ભોગાંતરાય, ૪ ઉપભોગાંતરાય, ૫ વિર્યાંતરાય, ૬ હાસ્ય, ૭ રતિ, ૮ અરતિ; ૯ ભય, ૧૦ શોક, ૧૧ જુગુપ્સા (નિંદા), ૧૨ કામ, ૧૩ મિથ્યાત્વ, ૧૪ અજ્ઞાન, ૧૫ નિદ્રા, ૧૬ અવિરતિ, ૧૭ રાગ, ૧૮ દ્વેષ.

**૧૦ જ્ઞાનાતિશય**—ભગવાન કેવળજ્ઞાન વડે સર્વ લોકાલોકનું સંપૂર્ણ સ્વરૂપ જાણે છે.

**૧૧ પૂજાતિશય**—શ્રી તિર્થંકર સર્વને પૂજ્ય છે, એટલે કે રાજા, વાસુદેવ, બળદેવ, ચક્રવર્તી, દેવતાઓ અને ઈંદ્રો વિગેરે સર્વ તેમને પૂજે છે, અથવા તેમને પૂજવાની અભિલાષા રાખે છે.

**૧૨ વચનાતિશય**—શ્રી તીર્થંકરની વાણી દેવ, મનુષ્ય અને તિર્યંચ, સર્વ પોતપોતાની ભાષામાં સમજે છે. કેમકે તેમની વાણી અર્ધમાગધી હોય છે. તે વાણી પાંત્રીશ ગુણે યુક્ત હોય છે.

તિર્થંકરની વાણીના પાંત્રીશ ગુણો—

૧ સર્વ ઠેકાણે સમજાય તેવી, ૨ યોજન પ્રમાણ ભૂમિમાં સરખી રીતે સંભળાય તેવી, ૩ પ્રૌઢતાવાળી, ૪ મેઘ જેવી ગંભીર, ૫ સ્પષ્ટ શબ્દોચ્ચાર વાળી, ૬ સંતોષ ઉપજાવનારી, ૭ પોતાનેજ કહે છે એમ દરેક શ્રોતા સમજે તેવી, ૮ પુષ્ટ અર્થવાળી, ૯ પૂર્વાપર વિરોધ ન આવે તેવી, ૧૦ મહાપુરૂષને છાજે તેવી, ૧૧ સંદેહ વિનાની, ૧૨ દૂષણ રહિત અર્થવાળી, ૧૩ કઠણ વિષય પર સુગમ લાગે તેવી, ૧૪ જ્યાં જેવું શોભે તેવું બોલાય તેવી (સમય–સ્થાન યોગ્ય), ૧૫ ૭ દ્રવ્ય અને નવ તત્ત્વની પુષ્ટિ કરે તેવી, ૧૬ પ્રયોજનવાળી, ૧૭ પદરચના વાળી, ૧૮ ૭ દ્રવ્ય અને નવ તત્ત્વની પટુતાવાળી, ૧૯ મધુરી, ૨૦ બીજાનો મર્મ ન ભેદાય તેવી ચતુરાઇવાળી, ૨૧ ધર્મ અને અર્થ એ બે પુરૂષાર્થને સાધનારી, ૨૨ દીવાની જેમ અર્થનો પ્રકાશ કરનારી, ૨૩ પરનિંદા અને આત્મશ્લાઘા રહિત, ૨૪ કર્તા, કર્મ, ક્રિયાપદ, કાળ અને વિભક્તિવાળી, ૨૫ સાંભળનારને આશ્ચર્ય ઉત્પન્ન કરે તેવી, ૨૬ વક્તા સર્વગુણસંપન્ન છે એમ સ્પષ્ટ જણાઇ આવે તેવી, ૨૭ ધૈર્યશાળી, ૨૮ વિલંબ રહિત, ૨૯ ભ્રાંતિ રહિત, ૩૦ સર્વ શ્રોતા પ્રાણી પોતપોતાની ભાષામાં સમજે તેવી, ૩૧ સદ્‌-બુદ્ધિ ઉત્પન્ન કરે તેવી, ૩૨ પદના એટલે શબ્દના અર્થને અનેક અર્થપણે કહે તેવી, ૩૩ સાહસ યુક્ત, ૩૪ પુનરુક્તિ દોષ રહિત, ૩૫ સુણતાં ખેદ ન ઉપજે તેવી.

ઉપર મુજબ બાર ગુણો વડે કરીને યુક્ત એવા વંદન, પૂજન અને સિદ્ધિ પામવા યોગ્ય પરમાત્મા અરિહંત કહેવાય છે. કોઈ પણ પ્રાણી તેમનાથી વિશેષ ઉત્તમ નથી. તેઓએ ચાર આત્મ-ગુણઘાતી કર્મરૂપી રજને હણ્યા છે. તેમને કેવળજ્ઞાન–દર્શન પ્રાપ્ત થયું હોવાથી તેમનાથી કાંઇ છુપું હોતું નથી; વળી તેમને જન્મ, જરા અને મરણ નથી. તેઓ આઠ કર્મરૂપ શત્રુને હણનાર કહેવાય છે.

———

# ૨ જું સિદ્ધ ભગવાનનું સ્વરૂપ.

## આઠ ગુણ યુક્ત અને આઠ કર્મ રહિત.

સિદ્ધ ભગવાનમાં આઠ ગુણ રહેલા છે.

આઠ પ્રકારના કર્મનો ક્ષય કરી જેઓ મોક્ષે ગયા છે તે સિદ્ધ ભગવાન કહેવાય છે, તેમને આઠ પ્રકારના કર્મના ક્ષયથી આઠ ગુણો ઉત્પન્ન થાય છે તે નીચે મુજબઃ—

| કર્મ. | ગુણ. |
| --- | --- |
| **૧લું જ્ઞાનાવરણીય કર્મ.** (જ્ઞાન+આવરણ=ઢાંકણ) | જ્ઞાનનું ( ઢાંકી દેનારૂં ) આવરણ દૂર થવાથી **કેવળજ્ઞાન** પ્રાપ્ત થાય છે. કેવળજ્ઞાન=અનંતજ્ઞાન; જે વડે કરીને લોકાલોકના સ્વરૂપને સમસ્ત પ્રકારે જાણી શકાય છે. |
| **૨ જું દર્શનાવરણીય કર્મ.** | **કેવળ દર્શન**=અનંત દર્શન; જે વડે લોકાલોકના ભાવ સમસ્ત પ્રકારે દેખી શકાય છે. |
| **૩ જું મોહનીય કર્મ.** | **અનંત ચારિત્ર**=નિર્મોહી થવાથી ઉત્તમ ચારિત્રવાન થવાય છે. |
| **૪ થું અંતરાય કર્મ.** | **અનંત વીર્ય**=અતુલ બળ. આ કર્મ નાશ પામવાથી અનંત વીર્યવાળા થવાય છે. |

એ પ્રકારનાં ચાર કર્મો ઘનઘાતી—આત્માના સત્ય સ્વરૂપના સંહારક છે.

| | |
|---|---|
| **૫ મું વેદનીય કર્મ.** | **અવ્યાબાધ સુખ.** વ્યાબાધ–પીડા. નિર્વેદનિય નિરૂપાધિક અનંત સુખ. |
| **૬ ઠું આયુષ્ય કર્મ.** | **અક્ષય સ્થીતિ.** આ કર્મનો નાશ થયે સિદ્ધ થવાય છે, પછી બીજો જન્મ થવાનો જ નહિ. એ પ્રમાણે સિદ્ધની અવસ્થા સાદિ અનંત છે. |
| **૭ મું નામ કર્મ.** | **અરૂપીપણું**–નામ કર્મ હોય ત્યાં શરીર (રૂપત્વ) હોય, અને શરીર હોય ત્યાં રૂપ રસ ગંધ સ્પર્ષ વર્ણ આદિ હોય; આ કર્મનો ક્ષય થયે અરૂપી ગુણ પ્રાપ્ત થાય છે. |
| **૮ મું ગોત્ર કર્મ.** | અગુરૂ લઘુત્વ=ઉચ્ચતા નિચ્ચતા નહિ તે. ગોત્ર કર્મના નાશથી ઉંચ નીચપણું રહેતું નથી. |

છેલ્લા ચાર કર્મો અઘાતી છે, ઘનઘાતી નથી.

---

## બે પ્રકારનું દેવ સ્વરૂપઃ—

ઉપર વર્ણવ્યા મુજબ અરિહંત અને સિદ્ધ એ બે દેવસ્વરૂપ છે. જે બન્નેમાં ભેદ માત્ર એટલો જ છે કે અરિહંત ઉપદેશક રૂપે છે, જ્યારે સિદ્ધની સ્થીતિ અંતિમ (શ્રેષ્ટ) પદે રહેલી છે.

---

## ૩ જું ગુરૂ ( યતિ ) સ્વરૂપઃ--

ગુરૂ ત્રણ પ્રકારના છે. ૧ આચાર્ય, ૨ ઉપાધ્યાય, ૩ સાધુ.

**આચાર્યના છત્રીશ ગુણો**—પાંચ પ્રકારે આચાર પાળનાર આચાર્ય કહેવાય છે. જેઓ પોતે ઉપદેશ આપે, શિષ્ય પ્રતિ ભેદ ભાવ રાખવાથી અલિપ્ત રહે, પાળવા યોગ્ય પોતે પાળે અને બીજા પાસે પળાવે તે આચાર્ય; તેમના છત્રીસ ગુણો વર્ણવ્યા છેઃ—

**પ્રતિરૂપાદિ ચૌદ ગુણ**—૧ પ્રતિરૂપ, ૨ તેજસ્વી, ૩ યુગ પ્રધાન=આગમ-શાસ્ત્ર-ના પારગામી, ૪ મીષ્ટ ભાષી, ૫ ગંભીર, ૬ ધૈર્યશાળી, ૭ ઉપદેશે તત્પર અને સદાચારી, ૮ સાંભળેલું નહિ ભૂલી જનારા, ૯ સૌમ્ય, ૧૦ સંગ્રહકર્તા, ૧૧ અભિગ્રહ મતિવાળા, ૧૨ વિકથાથી પર, ૧૩ અચપળ, ૧૪ પ્રશાંત હૃદયવાળા. એ મુજબ ચૌદ ગુણ.

**ક્ષાંતિ આદિ દશ ધર્મ**—૧ ક્ષમા, ૨ આર્જવ, ૩ માર્દવ, ૪ મુક્તિ-અલોભ, ૫ તપ. ૬ સંયમ, ૭ સત્ય, ૮ શૌચ, ૯ અકિંચનત્વ, ૧૦ બ્રહ્મચર્ય, એ પ્રમાણે દશ ધર્મ.

**બાર ભાવના**--૧ અનિત્ય ભાવના, ૨ અશરણ, ૩ સંસાર, ૪ એકત્વ, ૫ અન્યત્વ, ૬ અશુચિ, ૭ આસ્રવ, ૮ સંવર, ૯ નિર્જરા, ૧૦ લોકસ્વરૂપ, ૧૧ બોધિદુર્લભ, ૧૨ ધર્મભાવના. એ પ્રમાણે બાર ભાવના.

આવી રીતે આચાર્યના છત્રીશ ગુણો અનેક પ્રકારે (૩૬×૩૬) દર્શાવવામાં આવ્યા છે, પરન્તુ વિશેષ પ્રસિદ્ધિમાં પંચિંદિય સૂત્રમાં કહેલા ગુણોજ છે.

ઉપર જણાવ્યા ઉપરાન્ત બીજા જુદા જુદા પ્રકારે પણ છત્રીશ ગુણો વર્ણવ્યા છે તેમાં એક નીચેની રીતે પણ છે.

૧ આચાર સંપત્ ૨ શ્રુત સંપત્ ૩ શરીર સંપત્ ૪ વચન સંપત્ ૫ વાચના સંપત્ ૬ મતિ સંપત ૭ પ્રયોગ સંપત્ ૮ સંગ્રહ પરિજ્ઞા સંપત. આ દરેકના ચાર ચાર ભાગે ગુણતા કુલ ૩૨ ગુણ થાય છે, તેમાં ચાર પ્રકારના વિનયના નામ-૧ આચાર વિનય ૨ શ્રુત વિનય ૩ વિક્ષેપણ વિનય ૪ દોષ પરિઘાત વિનય, એ ચાર ઉમેરતાં કુલ ૩૬ ગુણો થાય છે.

---

ઉપાધ્યાય-જે સિદ્ધાંતના પાઠો ભણે અને બીજા પાસે રહેલા સાધુઓને ભણાવે તે ઉપાધ્યાય કહેવાય છે; વળી જે દ્વાદશાંગીને ઉપદેશે તે ઉપાધ્યાય કહેવાય; એટલે શાસ્ત્રના પારગામી થયેલા હોય અને તેમની પાસે સાધુઓ અને ગૃહસ્થો જ્ઞાનનો અભ્યાસ કરતા હોય તેને ઉપાધ્યાય કહેવામાં આવે છે. તેમનામાં પચ્ચીસ ગુણો હોય છે.

**ઉપાધ્યાયજીના પચ્ચીસ** ગુણો--૧થી ૧૧ અગીઆર અંગ, તથા ૧૨ થી ૨૩ બાર ઉપાંગ, એમ ત્રેવીશ અંગોપાંગના પારગામી હોઇ ભણાવે, અને ૨૪-૨૫ ચરણ સિત્તરી તથા કરણ સિત્તરી એ બન્ને શુદ્ધ રીતે પાળે, એ પ્રમાણે પચીસ ગુણો ગણાય છે.

**અગીઆર અંગના નામ**—૧ આચારાંગ, ૨ સૂત્રકૃતાંગ, ૩ સ્થાનાંગ, ૪ સમવાયાંગ, ૫ ભગવતી, ૬ જ્ઞાતા ધર્મ કથા, ૭ ઉપાસક દશાંગ, ૮ અંતકૃત, ૯ અનુત્તરોપપાતિક, ૧૦ પ્રશ્ન વ્યાકરણ, ૧૧ વિપાક સૂત્ર.

ઉપરના અંગમાં એક બારમું અંગ દૃષ્ટિવાદ લુપ્ત થયું છે. એ બાર અંગ એટલે શરીર; અને તેના ઉપાંગ એટલે હાથ પગ વિગેરે બાર ઉપાંગ છે તેનાં નામ--

**બાર ઉપાંગના નામ**—૧ ઔપપાતિક, ૨ રાયપ્રશ્નીય, ૩ જીવાભિગમ, ૪ પ્રજ્ઞાપના, ૫ જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિ. ૬ ચંદ્રપ્રજ્ઞપ્તિ, ૭ સૂર્ય પ્રજ્ઞપ્તિ, ૮ કલ્પિકા, ૯ કલ્પાવતંસિકા, ૧૦ પુષ્પિકા, ૧૧ પુષ્પચૂલિકા, ૧૨ વૃષ્ણિ દશાંગ.

**૧૧ અંગ તથા ૧૨ ઉપાંગની સજ્ઝાય**—

અંગ અગ્યાર સોહામણાં સાહેલડી રે,
આચારાંગ સૂયગડાંગ તો;
ઠાણાંગ સમવાયાંગ વળી સા૦, ભગવતિ પંચમ અંગ તો. ૧
જ્ઞાતા ધર્મકથા છઠું સા૦, સાતમું ઉપાસગ દશાંગ તો;
અંતગડ અણુત્તરો વવાઈયા સા૦, પ્રશ્ન વ્યાકરણ દશમાંગ તો. ૨
સુખ દુઃખ વિપાક અગ્યારમું સા૦, હવે ઉપાંગ કહું બાર તો;
ઉવવાઈ રાયપસેણિયાં સા૦, જીવાભિગમ વિચાર તો. ૩
પન્નવણા જંબુ પન્નતિ સા૦, જેહમાં ક્ષેત્ર વિચાર તો;
ચંદ પન્નતિ સુર પન્નતિ સા૦, હવિ પણ એકમાં સંભાર તો. ૪
કપ્પિયા, કપ્પવડિંસિયા સા૦, જેહમાં વિમાન વિચાર તો;
પુપ્ફિયા ને પુપ્ફચુલિયા સા૦, નિરયાવળી એમ બાર તો. ૫
સૂત્ર અર્થ ગુરૂથી લહી સા૦, ભણે ભણાવે જેહ તો;
તે વાચકને વંદિયે સા૦, જ્ઞાનવિમલ શું નેહ તો. ૬

---

# ચરણ–સિત્તરી.

## નિત્ય કર્મ–ચરણ=ચારિત્ર.

પાંચ મહાવ્રત, દશ ક્ષાંતિ આદિ શ્રમણ ધર્મ, સત્તર પ્રકારે સંયમ, દશ પ્રકારે વૈયાવૃત્ય, નવ પ્રકારે બ્રહ્મગુપ્તિ, જ્ઞાનાદિક ત્રિક, બાર પ્રકારે તપ, ચાર કષાય નિગ્રહ, આ રીતે ચરણના સીતેર ભેદ છે.

**પાંચ પ્રકારે મહાવ્રત**––૧ પ્રાણાતિપાત વિરમણ ૨ મૃષાવાદ વિરમણ, ૩ અદત્તાદાન વિરમણ, ૪ મૈથુન વિરમણ, ૫ પરિગ્રહ વિરમણ.

**દશ પ્રકારે યતિધર્મ**––૧ ક્ષમા, ૨ માર્દવ, ૩ આર્જવ, ૪ મુક્તિ, ૫ તપ, ૬ સંયમ, ૭ સત્ય, ૮ શૌચ, ૯ અકિંચનત્વ, ૧૦ બ્રહ્મચર્ય.

**સત્તર પ્રકારે સંયમ**––૧ પૃથ્વીકાય. ૨ અપકાય, ૩ અગ્નિકાય, ૪ વાયુકાય, ૫ વનસ્પતિકાય, ૬ દ્વીન્દ્રિય, ૭ ત્રીંદ્રિય, ૮ ચતુરિંદ્રિય, ૯ પંચેન્દ્રિય;–એ સર્વ જીવ હિંસા ત્યાગ, ૧૦ અજીવ સંયમ, ૧૧ પ્રેક્ષા સંયમ, ૧૨ ઉપેક્ષા સંયમ, ૧૩ પ્રમાર્જન સંયમ, ૧૪ પરિષ્ઠાપના સંયમ, ૧૫ મનઃ સંયમ, ૧૬ વચન સંયમ, ૧૭ કાય સંયમ.

**દશ પ્રકારે વૈયાવૃત્ય**––૧ અરિહંત, ૨ સિદ્ધ, ૩ જીન પ્રતિમા, ૪ શ્રુત સિદ્ધાંત, ૫ આચાર્ય, ૬ ઉપાધ્યાય, ૭ સાધુ, ૮ ચારિત્ર ધર્મ, ૯ સંઘ, ૧૦ સમકિત દર્શન એ દશના વિનય અને સત્કાર કરવા. વળી બીજો પાઠાંતર પણ છે––આચાર્ય, ઉપાધ્યાય, તપસ્વી, શિષ્ય, ગ્લાન–બીમાર સાધુ, સ્થવિર–વૃદ્ધ, સમનોજ્ઞ, સંઘ, કુલચંદ્ર, ગોત્ર, એ દશનું બહુમાન કરવું.

**નવ પ્રકારે બ્રહ્મચર્ય**--૧ સ્ત્રી, પશુ, યા નપુંસકનાં સંસર્ગ યુક્ત ગૃહ આદિના ઉપયોગનો ત્યાગ, ૨ સ્ત્રી સાથે રાગયુક્ત વાર્તા ત્યાગ. ૩ સ્ત્રીના આસનનો ત્યાગ. ૪ સ્ત્રીના અંગોપાંગ જોવા કે ચિંતવવા નહિ, ૫ સ્ત્રી પુરૂષના ક્રીડા સ્થાનનો ત્યાગ. ૬ ભૂતકાલિન કામ વૈભવ વિસ્મૃત કરવા. ૭ રસયુક્ત આહાર ત્યાગ. ૮ અતિ આહાર ત્યાગ. ૯ શરીર સુશ્રુષા ત્યાગ.

**ત્રણ પ્રકારે જ્ઞાન**--૧ જ્ઞાન, ૨ દર્શન, ૩ ચારિત્ર.

**બાર પ્રકારે તપ**--૧ અનશન, ૨ ઉણોદરી, ૩ વૃત્તિ સંક્ષેપ, ૪ રસ ત્યાગ, ૫ કાય કલેશ, ૬ સંલીનતા-સંકોચ. એ ૬ પ્રકારના બાહ્ય તપ. ૧ પ્રાયશ્ચિત, ૨ વિનય, ૩ વૈયાવૃત્ય, ૪ સ્વાધ્યાય, ૫ ધર્મ કથા, ૬ કાયોત્સર્ગ, એ પ્રમાણે ૬ અભ્યંતર તપ; બાહ્ય અને અભ્યંતર બન્નેના ૬ ૬ મળીને કુલ બાર તપ કહેવાય.

**ચાર પ્રકારે કષાય**--૧ ક્રોધ, ૨ માન, ૩ માયા, ૪ લોભ, એ ચાર કષાયનો ત્યાગ.

---

કુલ સીત્તેર ભેદ.

# કરણ-સિત્તરી.

જરૂરની વેળાએ કરવું અને કારણ વિના ન કરવું, તેનું નામ કરણ.

ચાર પિંડ વિશુદ્ધિ, પાંચ સમિતિ, બાર ભાવના, બાર પડિમા, પાંચ ઈન્દ્રિય નિરોધ, પચીસ પ્રતિલેખના, ત્રણ ગુપ્તિ, ચાર અભિગ્રહ, એ પ્રમાણે કુલ સીત્તેર કરણ ભેદ થાય છે, તેને કરણ સિત્તરી કહી છે.

**ચાર પિંડ વિશુદ્ધિ**—૧ આહાર, ૨ ઉપાશ્રય, ૩ વસ્ત્ર, ૪ પાત્ર, એ ચાર વિશુદ્ધ એટલે બેતાલીસ દોષ રહિત ગ્રહણ કરવાં.

**પાંચ સમિતિ**—૧ ઈર્યા, ૨ ભાષા, ૩ એષણા, ૪ આદાનભંડભત્ત-નિખેપણા, ૫ પરિષ્ટાપનિકા.

**બાર ભાવના**—૧ અનિત્ય, ૨ અશરણ, ૩ સંસાર, ૪ એકત્વ, ૫ અન્યત્વ, ૬ અશુચિ, ૭ આસ્રવ, ૮ સંવર, ૯ નિર્જરા, ૧૦ લોક સ્વભાવ, ૧૧ બોધિ દુર્લભ, ૧૨ ધર્મ ભાવના.

**બાર પડિમા**—૧ એક માસની, ૨ બે માસની, ૩ ત્રણ માસની, ૪ ચાર માસની, ૫ પાંચ માસની, ૬ છ માસની, ૭ સાત માસની, ૮ સાત દિન રાતની. ૯ સાત દિન રાતની ૧૦ સાત દિન રાતની ૧૧ એક દિન રાતની, ૧૨ એક રાતની :પ્રતિમા, એ દરેકમાં અમુક અમુક ચોવિહાર કરવા તે.

**પાંચ ઇન્દ્રિય નિરોધ**—૧ સ્પર્ષ, ૨ રસ, ૩ ઘ્રાણ, ૪ ચક્ષુ, ૫ શ્રોત. નિરોધ=દમન કરવું.

**પચ્ચીસ પ્રતિલેખના**—૧ મુહપત્તિ, ૨ ચોલપટ્ટ, ૩ ઉનનું કલ્પ, ૪-૫ સુતરનાં બે કલ્પ, ૬ રજોહરણનું આંતરિક સુતરનું નિષિજ્ઝું, ૭ બહારનું પગ લુછણું-નિષિઝઝ. ૮ ઓઘો, ૯ સંથારો, ૧૦ ઉત્તરપટ્ટો, ૧૧ દાંડો. પ્રભાતે સુર્યોદય પહેલાં આ અગીઆર ચીજોની પડિલેહણા કરવામાં આવે છે. બીજી ચૌદ નીચે મુજબ-૧ મુહપત્તિ, ૨ ચોલપટ્ટ, ૩ ગોચ્છક, ૪ પાત્ર, ૫ પાત્રબંધ, ૬ પડલાઓ, ૭ રજસ્ત્રાણ, ૮ પાત્ર સ્થાપન, ૯ માત્રક, ૧૦ પતદ્ગાહ, ૧૧ રજોહરણ, ૧૨ ઉનનું કલ્પ, ૧૩-૧૪ સુતરનાં બે કલ્પ. આ ચૌદ ઉપકરણની પ્રતિલેખના એક પહોરનાં અંતે કરવામાં આવે છે.

**ત્રણ ગુપ્તિ**—૧ મન, ૨ વચન, ૩ કાય. ( ગુપ્તિ=કાબુ )

**ચાર અભિગ્રહ**—૧ દ્રવ્ય, ૨ ક્ષેત્ર, ૩ કાળ, ૪ ભાવ. અભિગ્રહ=પ્રતિજ્ઞા.

---

કુલ સીતેર ભેદ.

---

# સાધુ.

૧ મોક્ષ પ્રાપ્તિનો પ્રયત્ન કરે તે સાધુ કહેવાય છે. ૨ સંયમ-ધારક પણ સાધુ કહેવાય છે. ૩ અસહાયને સહાયકર્તા બને તે પણ સાધુ-પુરુષ કહેવાય. સાધુપુરૂષ-ભદ્ર પુરૂષ-પરોપકારી. તેમનામાં હોવા જોઇએ તે સત્તાવીશ ગુણો નીચે મુજબ:—

**સાધુના ૨૭ ગુણો:-**

**છ વ્રત**—૧ પ્રાણાતિપાત વિરમણ, ૨ મૃષાવાદ વિરમણ, ૩ અદત્તાદાન વિરમણ, ૪ મૈથુન વિરમણ, ૫ પરિગ્રહ વિરમણ, ૬ રાત્રિ ભોજન વિરમણ.

**છ કાય રક્ષા**—૧ પૃથ્વિકાય, ૨ અપ્કાય, ૩ તેજ:કાય, ૪ વાયુ કાય, ૫ વનસ્પતિ કાય, ૬ ત્રસ કાય.

**પાંચ ઈંદ્રિય નિગ્રહ**—૧ સ્પર્શેન્દ્રિય, ૨ રસેંદ્રિય, ૩ ઘ્રાણેન્દ્રિય, ૪ ચક્ષુરેંદ્રિય, ૫ શ્રોતેંદ્રિય. નિગ્રહ=અંકુશમાં રાખવી તે.

**અન્ય દશક**—૧ લોભ નિગ્રહ, ૨ ક્ષાંતિ, ૩ ભાવ વિશુદ્ધિ, ૪ વસ્ત્ર પડિલેહણા વિશુદ્ધિ, ૬ સંયમ યોગ યુક્ત રહેવું=પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિ આદરવાં-પાળવાં, અને વિકથા, અવિવેક, નિદ્રા, આદિ દૂષણ ત્યાગ કરવા, ૬ વિમાર્ગે જતાં મન: અંકુશ, ૭ કુવચન અંકુશ, ૮ અયોગ્ય વર્તન અંકુશ, ૯ પીડા સહેવી, ૧૦ મૃત્યુ કષ્ટ સહેવું.

---

# નવકારનો મહિમા.

આ પંચ પરમેષ્ટી મંત્રનો માત્ર એક જ અક્ષર પણ સાત સાગરોપમનું પાપ નષ્ટ કરે છે. તેના એક પદ માત્રના ઉચ્ચારથી પચાસ સાગરોપમનાં પાપ નાશ પામે છે. પૂર્ણ નવકાર ગણવાથી પાંચસો સાગરોપમના પાપકર્મ નષ્ટ થાય છે. એક લક્ષ સંખ્યા નવકાર સ્મરણ અને વિધિસહ તિર્થંકરની પૂજા કરવાથી તિર્થંકર નામ કર્મ ગોત્ર બંધાય છે. આઠ કરોડ, આઠ હજાર, આઠસોને આઠ વાર નમસ્કાર મંત્ર ભક્તિ વડે ગણવાથી શાશ્વત મુક્તિ મળે છે.

## શ્રી નવકાર મંત્રનો છંદ.

દોહરા.

વંછિત પૂરે વિવિધ પરે, શ્રી જિન શાસન સાર;
નિશ્ચે શ્રી નવકાર નિત, જપતાં જયજયકાર. ૧

અડસઠ અક્ષર આધક ફળ, નવપદ નવે નિધાન;
વિતરાગ સ્વયં મુખ વદે, પંચ પરમેષ્ઠિ પ્રધાન. ૨

એકજ અક્ષર એક ચિત્ત, સમર્યા સંપતિ થાય,
સંચિત સાગર સાતનાં, પાતિક દૂર પલાય. ૩

સકળ મંત્ર શિર મુકુટમણી, સદ્દગુરૂ ભાષિત સાર,
સો ભવિયાં મન શુદ્ધ શું, નિત જપીએ નવકાર. ૪

( છંદ હાટકી. )

નવકાર થકી શ્રીપાળ નહેસર, પામ્યો રાજ્ય પ્રસિદ્ધ,
સમશાન વિષે શિવનામ કુવરને, સોવન પુરિસો સિદ્ધ;
નવ લાખ જપંતાં નરક નિવારે, પામે ભવનો પાર,
સો ભવિયાં ભત્તે ચોખ્ખે ચિત્તે, નિત જપીએ નવકાર. ૧

બાંધી વડશાખા શિંકે બેસી, હેઠળ કુંડ હુતાસ,
તસ્કરને મંત્ર સમર્પ્યો શ્રાવકે, ઉડયો તે આકાશ;
વિધિ રીત જપ્યો વિષધર વિત્ર ટાળે, ઢાળે અમૃત ધાર,
સો.... .... .... ... .... .... .... .... .... .... .... ૨

બીજોરા કારણુ રાય મહાબળ, વ્યંતર દુષ્ટ વિરોધ,
જેણે નવકારે હત્યા ટાળી, પામ્યો જક્ષ પ્રતિબોધ;
નવ લાખ જપંતાં થાયે જિનવર, ઇશ્યો છે અધિકાર,
સો.... .... .... ... .... .... .... .... .... .... ... ૩

પલ્લિપતિ શિખ્યો મુનિવર પાસે, મહામંત્ર મન શુદ્ધ,
પરભવ તે રાજસિંહ પૃથ્વિપતિ, પામ્યો પરિગળ રિદ્ધ;
એ મંત્ર થકી અમરાપુર પહોત્યો, ચારૂદત્ત સુવિચાર,
સો.... .... .... .... .... .... .... .... .... .... .... ૪

સંન્યાસી કાશી :તપ સાધંતો, પંચાગ્નિ પ્રજાળે,
દીઠો શ્રી પાસ કુમારે પન્નગ, અધ બળતો તે ટાળે;
સંભળાવ્યો શ્રી નવકાર સ્વયંમુખ, ઈંદ્રભુવન અવતાર,
સો.... .... .... .... .... ... .... .... .... ... .... ૫

મન શુદ્ધે જપતાં મયણાસુંદરી, પામી પ્રિય સંયોગ,
ઇણ ધ્યાને કષ્ટ ટળ્યું ઉંબરનું, રક્તપિત્તનો રોગ;
નિશ્ચેશું જપતાં નવનિધિ થાએ, ધર્મતણો આધાર,
સો... ... .... .... .... .... .... .... .... ... .... ૬

ઘટમાંહી કૃષ્ણ ભૂજંગમ ઘાલ્યો, ઘરણી કરવા ઘાત,
પરમેષ્ઠિ પ્રભાવે હારફુલ્લનો, વસુધામાંહી વિખ્યાત;
કમળાવતિયે પિંગળ કીધો, પાપતણો પરિહાર,
સો.... ... .... ... .... .... .... .... .... .... .... ૭

ગયણાંગણ જાતી રાખી ગ્રહીને, પાડી બાણ પ્રહાર,
પદ પંચ સુણતાં પાંડુપતિ ઘર, તે થઇ કુંતા નાર;
એ મંત્ર અમૂલખ મહિમા મંદિર, ભવ દુઃખ ભંજનહાર,
સો.... .... .... .... .... .... .... .... .... .... .... ૮

કંબળ સંબળે કાદવ કાઢયાં, શકટ પાંચસે માન,
દીધે નવકારે ગયા દેવલોકે, વિલસે અમર વિમાન;
એ મંત્ર થકી સંપતિ વસુધા લહે, વિલસે જૈન વિહાર,
સો.... .... .... .... .... .... .... .... .... .... .... ૯

આગે ચોવીસી હુઇ અનંતી, હોશે વાર અનંત,
નવકાર તણી કોઇ આદિ ન જાણે, ઈમ ભાખે અરિહંત;
પુરવ દિશિ ચારે આદિ પ્રપંચે, સમર્યાં સંપતિ સાર,
સો.... .... .... ... .... .... .... .... .... ... ...૧૦

પરમેષ્ઠિ સુરપદ તે પણ પામે, જે કૃત કર્મ કઠોર,
પુંડરગિરી ઉપર પ્રત્યક્ષ પેખો, મણીધર ને એક મોર;

સહગુરૂને સનમુખ વિધિ સમરતાં, સફળ જન્મ સંસાર,
સો... .... .... ... .... .... .... .... ... .... ....૧૧

શુળીકારોપણુ તસ્કર કીધો, લોહખરો પરસિદ્ધ,
તિહાં શેઠે નવકાર સુણાવ્યો, પામ્યો અમરની રિદ્ધ;
શેઠને ઘેર આવી વિઘ્ન નિવાર્યાં, સુરે કરી મનોહાર,
સો.... .... .... .... .... .... .... .... .... .... ....૧૨

પંચ પરમેષ્ઠિ જ્ઞાનજ પંચહ, પંચ દાન ચારિત્ર,
પંચ સજઝાય મહાવ્રત પંચહ, પંચ સમિતિ સમકિત,
પંચ પ્રમાદહ વિષય તજો પંચ, પાળો પંચાચાર,
સો.... ... ... .... .... .... .... .... ... .... ....૧૩

( કળશ છપ્પય. )

નિત જપીએ નવકાર, સાર સંપતિ સુખ દાયક,
સિદ્ધ મંત્ર એ શાશ્વતો, ઇમ જપે શ્રી જગ નાયક;
શ્રી અરિહંત સુસિદ્ધ, શુદ્ધ આચાર્ય ભણીજે,
શ્રી ઉવઝાય સુસાધુ, પંચ પરમેષ્ઠિ થુણીજે;
નવકાર સાર સંસાર છે, કુશળ લાભ વાચક કહે,
એક ચિત્તે આરાધતાં, વિવિધ ઋદ્ધિ વંછિત લહે. ૧૪



# ૨ જુ પંચિંદિઅ સૂત્ર.

## (ગુરૂગુણ સ્મરણ)

### (મૂળ પાઠ)

પંચિંદિઅ સંવરણો,
તહ નવ વિહ બંભચેર ગુત્તિધરો;
ચઉવિહ કસાય મુક્કો,
ઇઅ અટ્ઠારસ ગુણેહિં સંજુત્તો. ૧

પંચ મહવ્વય જુત્તો,
પંચ વિહાયાર પાલણ સમત્થો;
પંચ સમિઓ તિગુત્તો,
છત્તીસ ગુણો ગુરૂ મજ્ઝ. ૨

| ૮ | ૨ | ૧૦ | ૭૦ | ૮૦ |
|---|---|---|---|---|
| પદ. | ગાથા. | ગુરૂ. | લઘુ. | સર્વવર્ણ. |

## શબ્દાર્થ

**પંચિંદિઅ**–પાંચ ઇન્દ્રિયોને.
**સંવરણો**–રોકનાર.
**તહ**–તથા.
**નવ**–નવ
**વિહ**–પ્રકાર.
**બંભચેર**–બ્રહ્મચર્ય.
**ગુત્તિ**–ગુપ્તિ, વાડ.
**ધરો**–ધારણ કરનાર.
**ચઉવિહ**–ચાર પ્રકાર.
**કસાય**–કષાય.
**મુક્કો**–રહિત, મુકાયેલા.
**ઇઅ**–એ પ્રમાણે.
**અટ્ઠારસ**–અઢાર.
**ગુણેહિં**–ગુણોએ.
**સંજુત્તો**–સહિત.
**પંચ**–પાંચ.
**મહવ્વય**–મહાવ્રત.
**જુત્તો**–સહિત.
**પંચ**–પાંચ
**વિહાયાર**–પ્રકારના આચાર.
**પાલણ**–પાળવું.
**સમત્થો**–સમર્થ.
**પંચ**–પાંચ
**સમિઓ**–સમિતિ
**તિ**–ત્રણ.
**ગુત્તો**–ગુપ્તિ–વાડ.
**છત્તીસ**–છત્રીશ.
**ગુણો**–ગુણ.
**ગુરૂ**–જ્ઞાનદાતા.
**મજ્ઝ**–મારા.

### વાક્યાર્થ:—

પાંચ ઇન્દ્રિયોને એટલે તેના વિષયને રોકનાર.
તથા નવ પ્રકારે બ્રહ્મચર્યની વાડ સહિત નિયમ ધારણ કરનાર.
ચાર પ્રકારના કષાયથી મુક્ત.
એ પ્રમાણે અઢાર પ્રકારના ગુણવાળા.
પાંચ મહાવ્રત પાળનારા.
પાંચ પ્રકારના આચાર મુજબ વર્તનાર.
પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ વાળા.
છત્રીશ ગુણવાળા મ્હારા ગુરૂ છે.

## ભાવાર્થઃ—

મ્હારા ધર્મગુરૂનું વર્ણન કરતાં મને તેમના પ્રત્યે બહુ માન ઉપજે તેવા અને તેટલા-સંપૂર્ણ ગુણવાળા તેઓ છે. તેઓ સંપૂર્ણ બ્રહ્મચર્ય પાળે છે. સાધુઓએ પાળવાના આચાર અને નિયમો તેઓ સંપૂર્ણ રીતે પાળે છે. ગુરૂએ પાળવાના છત્રીશ ગુણો તેમનામાં રહેલા છે-એવા મ્હારા ગુરૂ મહારાજ છે.

## વિશેષાર્થઃ—

**પાંચ ઇન્દ્રિયના ત્રેવીશ વિષય અને બસો બાવન વિકાર છે.**

**પાંચ ઇન્દ્રિય**--૧ સ્પર્ષ. ૨ રસના (જીવ્હા.) ૩ ઘ્રાણ–નાસિકા. ૪ ચક્ષુ–નેત્ર. ૫ શ્રોત્ર–કાન. એ પાંચે ઇન્દ્રિયોનો નિરોધ કરતાં સુખકર કારણે રાગનો ત્યાગ કરે અને કષ્ટકર કારણે દ્વેષ ત્યાગ કરે.

### પાંચ ઇન્દ્રિયના ત્રેવીશ ભેદ.

**૧ સ્પર્ષના આઠ વિષય**:–૧ રૂ જેવો હળવો સ્પર્ષ.
૨ વજ્ર જેવો ભારે સ્પર્ષ.
૩ મૃદુ–કોમળ સ્પર્ષ.
૪ ખર–કરવત જેવો સ્પર્ષ.
૫ શીત–બરફ જેવો સ્પર્ષ.
૬ ઉષ્ણ–અગ્નિ જેવો સ્પર્ષ.
૭ સ્નિગ્ધ–ઘી જેવો સ્પર્ષ.
૮ લુખ્ખો–ભસ્મ જેવો સ્પર્ષ.

**૨ રસનાના પાંચ વિષયઃ**--છ રસ નીચે મુજબઃ--

૧ મીઠો. ૨ ખાટો. ૩ ખારો. ૪ તીખો. ૫ કડવો. ૬ કષાયલો. છેલ્લો છઠ્ઠો રસ પાંચ રસમાં સમાઈ જાય છે તેથી તેની ગણત્રી પાંચ ભેદ પ્રમાણે થાય છે.

૩ **ઘ્રાણના** બે વિષય -૧ સુરભી-સુગંધીદાર. ૨ દુરભી-દુર્ગંધવાળું.

૪ **ચક્ષુના** પાંચ વિષય--૧ શ્વેત. ૨ શ્યામ. ૩ લીલો. ૪ પીળો. ૫ લાલ.

૫ **શ્રોત્રના** ત્રણ વિષય-૧ સચિત્ત શબ્દ-પંખી, મનુષ્યના સ્વર. ૨ અચિત્ત શબ્દ-વાજીત્ર સ્વર. ૩ મિશ્ર શબ્દ -ભેરી, નફેરી, શંખ વિગેરેનો અવાજ.

પાંચ ઇન્દ્રિયના ત્રેવીસ વિષયના ૨૫૨ વિકાર છે તે નીચે મુજબઃ-

**સ્પર્શના આઠ વિષયના ૯૬ વિકાર**—આઠ વિષયના ૧ સચિત, ૨ અચિત, ૩ મિશ્ર એ ત્રણે ગુણતાં ૨૪ વિકાર થયા. ૧ સારો ૨ નઠારો એ બે પ્રકારે ગુણતાં ૪૮ થયા. તેને ૧ રાગ ૨ દ્વેષ એ બેએ ગુણતાં ૯૬ વિકાર થયા.

૨ **રસનાના પાંચ વિષયના ૭૨ વિકાર**--છ રસના ૧ સારો ૨ નઠારો એ બેએ ગુણતાં બાર વિકાર થયા. તેને ૧ સચિત ૨ અચિત ૩ મિશ્ર એ ત્રણે ગુણતાં ૩૬ વિકાર થયા. તેને ૧ રાગ ૨ દ્વેષ એ બેએ ગુણતાં ૭૨ વિકાર થયા.

**૩ ધ્રાણના બે વિષયના ૧૨ વિકાર**--બે ગંધ ને ૧ સચિત ૨ અચિત ૩ મિશ્ર એ ત્રણે ગુણતાં ૭ વિકાર થયા. તેને ૧ રાગ ૨ દ્વેષ એ બે વડે ગુણતાં બાર વિકાર થયા.

**૪ ચક્ષુના પાંચ વિષયના ૬૦ વિકાર**--પાંચ રંગને ૧ શુભ ૨ અશુભ એ બેએ ગુણતાં દસ વિકાર થયા. તેને ૧ સચિત ૨ અચિત ૩ મિશ્ર એ ત્રણે ગુણતાં ૩૦ વિકાર થયા. તેને ૧ રાગ ૨ દ્વેષ એ બેએ ગુણતાં ૬૦ વિકાર થયા.

**૫ શ્રોત્રના ત્રણ વિષયના ૧૨ વિકાર**--ત્રણ વિષયને ૧ શુભ ૨ અશુભ એ બેએ ગુણતાં ૭ વિકાર થયા. તેને ૧ રાગ ૨ દ્વેષ એ બેએ ગુણતાં ૧૨ વિકાર થયા.



## બ્રહ્મચર્યની નવ વાડ.

બ્રહ્મચર્યનું પરિપાલન સાધુધર્મમાં મુખ્યત્વે કહેવામાં આવ્યું છે. ધર્મની શ્રેષ્ઠતા સંસાર ત્યાગ; અને તેના ત્યાગમાં કંચન અને કામિનિનો ત્યાગ મુખ્ય છે. કામિનિનો ત્યાગ કરવામાંજ જીવનની સખ્ત કસોટી થાય છે. એ મહાવ્રત પાલન વિષે, સાધુજીવનમાં ઘણીજ સખ્ત આજ્ઞાઓ કરવામાં આવી છે. તેના પાલનમાં જ જીવનસિદ્ધિ રહેલી છે. તેના મુખ્ય નવ રક્ષક નિયમો અગાઉ આવી ગયા છે તે મુજબ છે. આ વિષય ઘણોજ ગહન છે, તેટલો જ તે સમજવો પણ આવશ્યક છે. વૈદકિય નિયમ મુજબ પણ દેહરક્ષા માટે શિક્ષણ લેવા જેવો એ વિષય છે. એને માટે ખાસ જૂદી બુકો પણ છપાયેલી છે. એટલે અત્રે તેનો વિસ્તાર કરવામાં આવતો નથી.

# બ્રહ્મચર્યની નવ પ્રકારની સજઝાય.

## દોહા

શ્રી સરસતિ સમરૂં સદા, પભણું તસુ સુપસાય ॥
સુવચન આપો સારદા, મહેર કરી મુજ માય ॥ ૧ ॥

વાણી વીર જિણુંદની, સાંભળી શાસ્ત્ર મઝાર ॥
વાડ શિયળની નવ કહું, સુણજો સહુ નર નાર ॥ ૨ ॥

સીંચો અંબ અંગ શિળનો, સમતા રસ ભરી નીર ॥
સાચવજો યતને કરી, ધરી દૃઢતા મન ધીર ॥ ૩ ॥

જાળવજો યતને કરી, નવ વાડો ધરી નેહ ॥
ઉત્તમ ફળ શિળ અંબતણા, વાડ વિગતે સુણો તેહ ॥ ૪ ॥

પ્રથમ સ્ત્રી સંગ ન કીજીયે, બીજે ન કરવી વાત ॥
ત્રીજે આસન સ્ત્રી તણે, બેસવું બે ઘડી જાત[1] ॥ ૫ ॥

ચોથે રૂપ ન નિરખવું, ન કરો નારીશું નેહ ॥
પાંચમે ભિંત્યંતર[2] ત્રિયા, મુનિ ન રહે તસ ગેહ ॥ ૬ ॥

છઠે સુખ સંસારનાં, વળિ વિલશ્યાં[3] હોય જેહ ॥
સિદ્ધાર્થ સુત ઇમ કહે, મુનિ ન સંભારે તેહ ॥ ૭ ॥

સાતમે સરસ આહારની, લાલચ ન કરે લગાર ॥
આઠમી વાડમાં ઈમ કહ્યું, અધિક ન કરવો આહાર ॥ ૮ ॥

નવમે વિલેપન[4] નવિ કરે, ન કરે વળી શણગાર ॥
ત્રિકરણ શુદ્ધ આરાધતાં, પામે ભવનો પાર ॥ ૯ ॥

---

૧ વીત્યા પછી. ૨ ભીંતનું અંતર.
૩ ભોગવ્યાં. ૪ મર્દન.

**ચાર પ્રકારના કષાય**--સંસારની વૃદ્ધિ કરાવનાર આ ચાર કષાયો છે. આ કષાય સેવનથી ઘણા સદ્ગુણો હોય તે પણ નષ્ટ થાય છે. માટે તેનો જેમ બને તેમ સત્વર નાશ થતો જાય તે માટે પ્રયત્ન શીળ રહેવું જોઇએ.

૧ માન–અહંકાર. વિનય-નમ્રતાથી તેનો નાશ થાય છે; અભ્યાસ વડે-ટેવ પાડવાથી તે બની શકે એવું છે.

૨ ક્રોધ–પ્રીતિનો નાશ કરનાર છે. આનો દુશ્મન ક્ષમા છે, ક્ષમાનું સેવન કરવાથી જ ક્રોધને જીતી શકાય છે.

૩ માયા–કપટ, ત્યાગ કરવા યોગ્ય છે, તે જીવનને ઘડીએ પળે મુશ્કેલીમાંજ મુકે છે, જીવનમાં સરળતા જેવી બીજી એકે મજા નથી. નિર્ધાસ્ત જીવનમાં માયા ત્યાગ બહુજ મહત્વની વસ્તુ છે. માયા સર્વ અનર્થનું મૂળ છે.

૪ લોભ–સર્વ પાપનું મૂળ લોભ છે એ સુપ્રસિદ્ધ વાત છે. સંતોષી તે સદા સુખી. સંતોષ માત્રથીજ તે સહજ જીતી શકાય છે. બીજા વધારે ઉદાહરણોની હવે શી જરૂર છે.?



## પાંચ પ્રકારના મહાવ્રત.

૧ સર્વ પ્રાણાતિપાત વિરમણ-જીવહિંસાનો સર્વથા ત્યાગ. દશ મહાપ્રાણ કહેવાય છે. ૧ આંખ, ૨ નાક, ૩ કાન, ૪ જીભ, ૫ ત્વચા, તથા ૬ મન, ૭ વચન, શરીર, ૯ શ્વાસોશ્વાસ ૧૦ આયુષ્ય. દશમાંથી એક પ્રકારની પણ હિંસાનો ત્યાગ. ત્યાગમાં મહત્વની વિશેષતા એ છે કે હિંસા કરવી નહિ, કરાવવી નહિ, તેમજ અનુમોદવી પણ નહિ.

૨ સર્વ મૃષાવાદ વિરમણ-અસત્યનો સર્વથા ત્યાગ. અસત્ય બોલવું નહિ. બોલાવવું નહિ કે બોલે તેની અનુમોદના પણ કરવી નહિ.

૩ સર્વ અદત્તાદાન વિરમણ-ચોરીનો સર્વથી ત્યાગ-એટલે નધણીયાતી વસ્તુ પણ ગૃહણ થઈ શકે નહિ. ઉપરની રીતે ત્રણે પ્રકારે તેનો ત્યાગ કરવો જોઇએ.

૪ સર્વ મૈથુન વિરમણ-પૂર્ણ બ્રહ્મચર્યનું પરિપાલન કરવું તે, ઉપર મુજબ ત્રણે પ્રકારે.

૫ સર્વ પરિગ્રહ વિરમણ-પરિગ્રહથી સર્વથા અટકવું તે.

ઉપરના પાંચે વ્રત-કરવા કરાવવા કે અનુમોદવા અને તે પણ મને, વચને, કાયાએ કરીને સર્વથા પાળવા.



## પાંચ પ્રકારના આચાર.

મુનિએ પાળવાના આચારના પાંચ પ્રકાર છે.

૧ જ્ઞાનાચાર-જ્ઞાન ભણવું, ભણાવવું; લખવું, લખાવવું, જ્ઞાનના ભંડાર કરવા, કરાવવા અને જ્ઞાનના અર્થી પ્રત્યે ભાવ રાખવો.

૨ દર્શનાચાર-સમક્તિ પાળવું; સમક્તિ પાળવામાં શિથિલ થતા જીવોને પડતા યુક્તિવડે અટકાવવા.

૩ ચારિત્રાચાર–શુદ્ધ ચારિત્ર પાળવું, પળાવવું, અનુમોદવું; મન વચન અને કાયાએ કરીને.

૪ તપાચાર–બાહ્યાભ્યંતર ભેદે તપ કરવો, કરાવવો, અનુમોદવો; મને, વચને અને કાયાએ કરીને.

૫ વીર્યાચાર–ધર્માનુષ્ટાન જેવા કે 'પ્રતિક્રમણ,' પડિલેહણા, દેવવંદન વિગેરે ધર્મકર્મમાં શિથિલ બને નહિ, પરંતુ શક્તિ ફેરવે; મને, વચને અને કાયાએ કરીને.



## પાંચ સમિતિ.

**સમિતિના પાંચ પ્રકાર** છે–૧ ઇર્યા સમિતિ–પ્રયાણનું પ્રમાણ, એટલે ચારે દિશાએ સંયમ પૂર્વક દૃષ્ટિ ફેરવતા પ્રૌઢતાપૂર્વક પગ ઉપાડી ચાલવું.

૨ ભાષા સમિતિ–વાણીનો કાબુ એટલે સર્વને હિતકર, પરિમિત, સંદેહ રહિત, નિષ્પાપ, સ્પષ્ટ અર્થવાળી વાણીનો ઉપયોગ કરવો.

૩ એષણા સમિતિ–આહાર વિષયક નિયમ એટલે આધાકર્માદિ ૪૨ દોષ રહિત અન્નપાનાદિ લેવાં.

૪ આદાન નિક્ષેપ સમિતિ–સ્વિકાર અને ત્યાગનું પ્રમાણ એટલે રજોહરણ, પાત્ર, વસ્ત્ર, વિગેરે આવશ્યક વસ્તુઓ પૂંજવામાં, પહેરવામાં ઉપયોગમાં લેતાં શુદ્ધ કરી લેવી અથવા મુકવી.

૫ ઉત્સર્ગ સમિતિ–મળમૂત્રનો ત્યાગ કરી પરઠવવા માટે ભૂમિ જીવ રહિત જોઈ તે પર નાંખવા.

### ત્રણ ગુપ્તિ.

**ગુપ્તિના ત્રણ પ્રકાર** છે–૧ મનોગુપ્તિ–સાવદ્ય–પાપસહિત–નિંદ્ય સંકલ્પોનો નિરોધ=ઉત્તમ સંકલ્પ કરવો; નહિતો બન્ને પ્રકારના–દુષ્ટ કે શ્રેષ્ટ–સંકલ્પોનો નિરોધ. ૨ વચનગુપ્તિ–યાચના અર્થે, પ્રશ્નાર્થે, પ્રશ્નોત્તરાર્થે વાણીનો નિયમ અથવા સર્વથા મૌન રહેવું. ૩ કાયગુપ્તિ–સૂવું, બેસવું અથવા જવું આવવું વિગેરે માટે શરીર ચેષ્ટાનો યતના પૂર્વક ઉપયોગ કરવો.

આ પંચિંદિયનો પાઠ ગુરૂની પ્રત્યક્ષ ગેરહાજરીમાં સ્થાપનાજી થાપીને ભણુવાની જરૂર રહે છે. તેના સંબંધમાં એક દૃષ્ટાંત યોગ્ય આખ્યાયિકા છે–

ગુરૂ દ્રોણાચાર્યજી પાસે પાંચ પાંડવોમાંના એક, **અર્જુન** બાણુવિદ્યા શીખતા હતા. તેમનું ચાતુર્ય જોઈ ગુરૂજી બહુજ પ્રસન્ન રહેતા; તેમણે તેને પુરી વિદ્યા શીખવી. જંગલમાં રહેતા એક ભીલ્લને એ વિદ્યા શીખવાની તીવ્ર જીજ્ઞાસા થઈ: એટલે તેણે ગુરૂ પાસે તે વિદ્યા શીખવવા બહુજ આજીજી કરી. હીન જાતી જાણી–ગણીને ગુરૂએ તે વાતનો અસ્વિકાર કર્યો. ભીલે દૃઢ સંકલ્પ કરી વિદ્યા પ્રતિપાદન સારૂ અંતે ગુરૂ દ્રોણાચાર્યનું માટીનું પ્રતિક બનાવી તેના સન્મુખ રહી પાઠ શરૂ કર્યો. દીર્ઘ અભ્યાસ કાળે તેણે તેમાં પૂર્ણ પ્રવીણતા સંપાદન કરી. ભક્તિ વડે કરીને તે અર્જુન કરતાં પણ વિશેષ કળાકાર બન્યો. દ્રોણાચાર્યને આ બાબતની જાણ થતાં આશ્ચર્ય પૂર્ણ થયા. દ્રોણાચાર્યે ગુરૂ દક્ષિણામાં ભીલ્લના જમણા હાથનો અંગુઠો માગી લીધો. ભીલ્લ શીષ્યે તે નિસ્સંકોચપણે તુરતજ આપ્યો; અંગુઠા વિના પણ તે શીષ્ય બાણ ચડાવવાનું કાર્ય હેરત ભરી રીતે કરી શકતો હતો.

તાત્પર્ય એ કે ગુરૂના અભાવે ગુરૂની સ્થાપના સન્મુખ સર્વ ક્રિયા કરવી; અને તેજ રીતે જિન સ્તવના કરવામાં જિનેશ્વરના અભાવે જિન પ્રતિમાની સ્થાપના કરવી.



---

# ૩ જું ખમાસમણ સૂત્ર.

(મૂળપાઠ)

ઇચ્છામિ ખમાસમણો !
વંદિઉં જાવણિજ્જાએ
નિસીહિઆએ
મત્થએણ વંદામિ ॥

| ૩ | ૨૫ | ૨૮ |
|---|---|---|
| ગુરૂ, | લઘુ. | સર્વવર્ણ. |

શબ્દાર્થ:—

ઇચ્છામિ—હું ઇચ્છું છું.
ખમાસમણો—ક્ષમાવંત મુનિ.
વંદિઉં—વાંદવાનું.
જાવણિજ્જાએ—શકિત અનુસાર.
નિસીહિઆએ—નિષ્પાપ પ્રવૃત્તિ વડે.
મત્થએણ—મસ્તક નમાવીને.
વંદામિ—વંદન કરૂં છું.

## વાકયાર્થઃ—

હે ક્ષમાશ્રમણ મહારાજ ! હું ઇચ્છું છું.

શક્ત્યાનુસારે વાંદવાનું.

નિષ્પાપ વ્યાપારે કરીને.

મસ્તક નમાવી નમસ્કાર કરૂં છું.

## ભાવાર્થ:—

હે ગુરૂ મહારાજ ? ક્ષમા આદિ ગુણોએ યુક્ત એવા આપશ્રીની હું આજ્ઞા માગું છું. વંદન કરવા માટે હું સંસારના સર્વ વ્યાપારથી નિવૃત્ત થઇને આવ્યો છું. મ્હારી સર્વ પ્રકારની શરીર શક્તિવડે કરીને હું આપશ્રીને મારૂં મસ્તક નમાવીને પંચાંગી પ્રણામ કરૂં છું, તે સ્વીકારશો. એમ કહી બત્રીશ દોષ ટાળીને નમસ્કાર કરવો.

## વિશેષાર્થ:—

આ નમસ્કાર વિધિ સ્થિર સ્થાનેજ ઘણે ભાગે હોય છે, અલબત્ત કવચિત્ત વિહાર માર્ગે સ્થીરતાપૂર્વક સાધુ મહારાજને રોકીને પણ આ વિધિ કરવામાં આવે છે ખરી. કહેવાનુ તાત્પર્ય એજ કે ક્ષણમાત્ર પણ સ્થિરતા કરવીજ પડે છે. તે વેળાએ જ આ વિધિ સાચવી શકાય છે. માર્ગે ચાલતાં પંચાંગી (ભૂમિ સ્પર્ષીત) નમસ્કાર થઇ શકતો નથી. માર્ગક્રમણ વેળાએ તો માત્ર "મત્થએણ વંદામિ" બોલી ફક્ત મસ્તકજ નમાવવાનું રહે છે.

ક્ષમાશ્રમણ મહારાજને નમસ્કાર કરતી વેળા વર્જ્ય કરવા યોગ્ય—

**૩૨ પ્રકારના દોષનું વર્ણન :—** ૧ અનાદૃત દોષ ૨ સ્તબ્ધ દોષ. ૩ અપવિદ્ધ દોષ. ૪ પરિપિંડિત દોષ. ૫ ટોલગતિ દોષ. ૬ અંકુશ દોષ. ૭ કચ્છતારિંગિત દોષ. ૮ મત્સ્યોદ્વર્ત દોષ. ૯ મનઃપ્રદુષ્ટ દોષ. ૧૦ વેદિકાબદ્ધ દોષ. ૧૧ ભજંત દોષ. ૧૨ ભય દોષ. ૧૩ ગારવ દોષ. ૧૪ મિત્ર દોષ. ૧૫ કારણ દોષ. ૧૬ સ્તૈન્ય દોષ. ૧૭ પ્રત્યનીક દોષ. ૧૮ રૂષ્ટ દોષ. ૧૯ તર્જિત દોષ. ૨૦ શઠ દોષ. ૨૧ હિલિત દોષ. ૨૨ ચલચિત્ત દોષ. ૨૩ દષ્ટાદષ્ટ દોષ. ૨૪ શૃંગ દોષ. ૨૫ કર દોષ. ૧૬ તન્મોચન દોષ. ૨૭ આશ્લિષ્ટાનાશ્લિષ્ટ દોષ. ૨૮ ઉણ દોષ. ૨૯ ઉત્તર ચૂલિકા દોષ. ૩૦ ભૂક દોષ. ૩૧ ઢઢ્ઢર દોષ. ૩૨ ચુડલિક દોષ.

ગુરૂ મહારાજને બત્રીશ પ્રકારના દોષ વર્જીત નમસ્કાર કરવાથી છ પ્રકારના ગુણ (લાભ) પ્રાપ્ત થાય છે.

**છ પ્રકારના ગુણો—** ૧ વિનય પ્રાપ્તિ. ૨ નિરાભિમાન પ્રાપ્તિ. ૩ ગુરૂભકિત લાભ. ૪ જિનાજ્ઞા પાલન. ૬ શ્રૂતધર્મ આરાધન. ૬ સિદ્ધિપદ પ્રાપ્તિ.

**સારાંશ—** ગુરૂ વિના જ્ઞાન નહિ, જ્ઞાન વિના મોક્ષ નહિ. મતલબ કે સર્વ જ્ઞાનનો સાર વિનય છે જે ધર્મગુરૂને નમસ્કાર કરવે કરીને જાળવી શકાય છે. કહ્યું છે કે—

વિદ્યા દદાતી વિનયં, વિનયાદ્યાતિ પાત્રતામ્ ।
પાત્રત્વાત્ ધનમાપ્નોતિ, ધનાદ્ધર્મં તતઃ સુખમ્ ॥

ઈત્યલમ્



## ૪ થું સદ્‌ગુરૂને સુખશાતા પ્રશ્ન.

( મૂળ પાઠ )

ઇચ્છકાર સુહરાઈ સુહદેવસિ સુખતપ શરીર નિરાબાધ સુખસંજમયાત્રા નિર્વહો છો જી? સ્વામી શાતા છે જી? ભાત પાણીનો લાભ દેજોજી ॥

શબ્દાર્થ:—

ઇચ્છકાર-ઇચ્છું છું.
સુહ-સુખે.
રાઇ-રાત્રી.
સુહ-સુખે.
દેવસિ-દિવસ.
સુખ--સુખે.
તપ-તપસ્યા.
નિરાબાધ-નિર્વિઘ્નપણું, પીડા રહીતપણું.
સંજમયાત્રા-ચરિત્રપણામાં.
નિર્વહો છો- પ્રવર્ત્તો છો.
ભાત પાણી-આહાર પાણી.

## વાકયાર્થ:—

ગુરૂ મહારાજ, આપ રાત્રિ દિવસ તપસ્યા કરતાં નિર્વિઘ્ન-પણે ચારિત્ર પાળતાં સમય પસાર કરતા હો એમ હું ઇચ્છું છું. હે, સાધુ મહારાજ ? મ્હારે ત્યાં આવી આહારપાણી વહોરવા ( અને મ્હને 'ધર્મલાભ' રૂપી આશિષ આપવા) કૃપા કરશોજી.

## ભાવાર્થ:—

સદ્ગુરૂની સુખશાતા પૂછવી અને ઇચ્છવી એ શ્રાવકનો દૈનિક નિયમ ગણાય છે. નમસ્કારની સાથેજ એ ફરજ મુખ્યત્વે રહેલી છે. તેના પરિણામે શ્રાવકને 'ધર્મલાભ' રૂપી ઘણીજ અમૂલ્ય આશિષ મળે છે. એ 'ધર્મલાભ' કેટલો કિમતી ગણાય છે તે ઉપર એકજ દૃષ્ટાન્ત બસ થશે. વીર ભગવાને ખાસ કરીને સુલસા શ્રાવિકાને 'ધર્મલાભ'નો આશીર્વાદ પાઠવ્યો હતો. આવું આ એકજ દૃષ્ટાન્ત જાણ-વામાં છે. એ ઉપરથી જ તેની કિમ્મત કરી લેવી. એવા ધર્મ-લાભ રૂપી આશીર્વાદ મેળવવા માટે શ્રાવકે પાત્રતા પ્રાપ્ત કરવી રહી. સદ્ગુરૂની સેવા ભક્તિ અને વિનય કરવાથી તેવી પાત્રતા આવે છે અને અમૂલ્ય 'ધર્મલાભ' સહેજે પામી શકાય છે.

———

# ૫ મું ઇરિયાવહિયં સૂત્ર.

(પ્રાયશ્ચિત સૂત્ર)

(મૂળ પાઠ)

ઇચ્છાકારેણ સંદિસહ ભગવન!

ઇરિયાવહિયં પડિક્કમામિ । ઇચ્છં ॥

ઇચ્છામિ પડિક્કમિઉં ॥ ૧ ॥

ઇરિયાવહિયાએ વિરાહણાએ ॥ ૨ ॥

ગમણાગમણે ॥ ૩ ॥

પાણક્કમણે, બીયક્કમણે, હરિયક્કમણે,

ઓસા-ઉત્તિંગ-પણગ-દગ-મટ્ટી-મક્કડાસંતાણા-
સંકમણે ॥ ૪ ॥

જે મે જીવા વિરાહિયા ॥ ૫ ॥

એગિંદિયા, બેઇંદિયા, તેઇંદિયા,

ચઉરિંદિયા, પંચિંદિયા, ॥ ૬ ॥

**અભિહયા, વત્તિયા, લેસિયા,**
**સંઘાઇયા, સંઘટ્ટિયા, પરિયાવિયા,**
**કિલામિયા, ઉદ્દવિયા,**
**ઠાણાઓ ઠાણં, સંકામિયા, જીવિયાઓ, વવરોવિયા,**
**તસ્સ મિચ્છા મિ દુક્કડં ॥ ૭ ॥**

| ૨૬ | ૭ | ૧૪ | ૧૩૬ | ૧૫૦ |
|---|---|---|---|---|
| પદ. | ગાથા. | ગુરૂ. | લઘુ. | સર્વવર્ણ. |

**ઇચ્છાકારેણ**-ઇચ્છાપૂર્વક.
**સંદિસહ**-આજ્ઞા આપો.
**ભગવન્**-હે પ્રભુ? હે ગુરૂ-મહારાજ !
**ઇરિયાવહિયં**-માર્ગે ચાલતાં,
**પડિક્કમામિ**-પાછો હઠું છું.
**ઇચ્છં**-આજ્ઞા પ્રમાણ છે.
**ઇચ્છામિ**-હું ઇચ્છું છું.
**પડિક્કમિઉં**-પાછો હઠવાને, મુક્ત થવાને.
**ઇરિયાવહિયાએ**-માર્ગે જતાં આવતાં.
**વિરાહણાએ**-વિરાધના થકી.
**ગમણાગમણે**-જતાં આવતાં.
**પાણક્કમણે**-પ્રાણોને દબાવતાં
**બીયક્કમણે**-બીજને આક્રમણ કરતાં.
**હરિયક્કમણે**-વનસ્પતિને કચરતાં.
**ઓસા**-ઝાકળ.
**ઉત્તિંગ**-કીડીઓનાં દર.
**પણગ**-શેવાળ, લીલ.
**દગ**-કાચું પાણી.
**મટ્ટી**-માટી
**મક્કડાસંતાણા**-કરોળીયાની જાળ.
**સંકમણે**-આક્રમણ કરતાં, દબાવતાં, ચાંપતા.
**જે**-જે.
**મે**-મારે જીવે.
**જીવા**-જીવો.
**વિરાહિયા**-વિરાધ્યા હોય.

એકેન્દ્રિય જીવોને ફક્ત સ્પર્શ ઇન્દ્રિ હોય છે.

એકેન્દ્રિય જીવો

| પૃથ્વી | માટી | પાષાણ | પાણી | સરોવર | કુવાનું જળ |
|---|---|---|---|---|---|
| વરસાદનું જળ | અગ્નિ | સળગતા કોલસા | તણખા | જ્વાળા | વીજળી |
| ઝાડ | વનસ્પતિ | વાયુ | છોડવા | ઝાડળ | વેલો |

દ્વીઇન્દ્રિય જીવોને સ્પર્શ અને રસ હોય છે.

## દ્વીઇન્દ્રિય જીવો

શંખ





કોડા





કરમિયા



પોરા



જળો



અળસિયાં



શ્રી. પોપટલાલ સાકરચંદ માસ્તરના સૌજન્યથી.




શ્રી. પોપટલાલ સાકરચંદ ભારતરના સૌજન્યથી.

તેઇન્દ્રિય જીવોને સ્પર્શ, રસ, અને ઘ્રાણ હોય છે

પંચેન્દ્રિય જીવોને સ્પર્શ, રસ, ઘ્રાણ ચક્ષુ અને શ્રોત્ર હોય છે.















શ્રી. પોપટલાલ સાકરચંદ માસ્તરના સૌજન્યથી.

**એગિંદિયા**-એક ઇન્દ્રિય વાળાં.
**બે ઇંદિયા**-બે ઇન્દ્રિય વાળાં.
**તે ઇંદિયા**-ત્રણ ઇન્દ્રિયવાળાં.
**ચઉરિંદિયા**-ચાર ઇન્દ્રિય વાળાં.
**પંચિંદિયા**-પાંચ ઇન્દ્રિય વાળાં.
**અભિહયા**-લાત મારી હોય.
**વત્તિયા**-ધૂળે ઢાંકયા હોય.
**લેસિયા**-પરસ્પર અથવા પૃથ્વિ પર ઘસ્યા હોય.
**સંઘાઇયા**-એકઠા કર્યા હોય.
**સંઘટ્ટિયા**-સ્પર્ષ કર્યા હોય.
**પરિયાવિયા**-કષ્ટ પમાડયા હોય
**કિલામિયા**-ખેદ પમાડયા હોય.
**ઉદ્દવિયા**-ભય-ત્રાસ પમાડયા હોય.
**ઠાણાઓઠાણં**-એક સ્થાનકેથી બીજે સ્થાનકે, સ્થાનભ્રષ્ટ.
**સંકામિયા**-મૂકયા હોય, કર્યા હોય.
**જીવિયાઓ**--જીવિતથી.
**વવરોવિયા**-જુદા કર્યા હોય, મારી નાંખ્યા હોય.
**તસ્સ**-તે સંબંધી.
**મિચ્છા**-મિથ્યા.
**મિ**-મારૂં.
**દુક્કડં**-પાપ, દુષ્કૃત્ય.

### વાકયાર્થ:—

હે પૂજ્ય ભગવન્? માર્ગે ચાલતાં જે પાપ મ્હારાથી થયું હોય તેનું આપની ઇચ્છાએ કરીને પ્રાયશ્ચિત લેઉં છું, તેથી મ્હને તેમ કરવાની રજા આપો; જેથી આજ્ઞા પ્રમાણ કરૂં.

મ્હેં માર્ગે જતા આવતાં, જીવોને દબાવ્યા હોય, બીજને ચાંપ્યા હોય, વનસ્પતિને કચરી હોય, ઝાકળ, કીડીઓના દર, શેવાળ, લીલ, કાચુ પાણી, માટી, કરોળીયાના જાળાં, આક્રમણ કરતાં, દબાવતાં, ચંપાતાં, જે જીવો વિરાધ્યા (ને દુખ દીધું) હોય તેમાં એક ઈન્દ્રિવાળા, બે ઇન્દ્રિવાળા, ત્રણ ઇન્દ્રિવાળા, ચાર ઇન્દ્રિવાળા, પાંચ ઇન્દ્રિવાળા જીવોને લાત વાગી હોય, ધુળમાં ચંપાયા હોય, પરસ્પર અથવા પૃથ્વીપર ઘસડાયા હોય, એકઠા કર્યા હોય, સ્પર્શ કર્યા હોય, કષ્ટ પમાડયા હોય, ખેદ પમાડયા હોય, ત્રાસ પમાડયા હોય, સ્થાનભ્રષ્ટ કર્યા હોય, મારી નાંખ્યા હોય તે સંબંધી મ્હારા સર્વ દુષ્કૃત્યો મિથ્યા થાઓ.

### ભાવાર્થ:—

સદ્‌ગુરૂની આજ્ઞા માગવી એટલે તેમની સાક્ષીએ રજા લઇને કરવું; શું કરવું? પ્રાયશ્ચિત કરવું. શા માટે કરવું? મ્હારો જીવ જેવો છે તેવા જ બીજા સર્વ જીવો છે, મ્હને જેટલો જીવવાનો હક્ક છે તેટલો જ બીજા સર્વને જીવવાનો હક્ક છે, મ્હારા કોઈપણ કૃત્યથી તેમનો જીવનાશ તો શું પરન્તુ કિલામણા-કષ્ટ સુદ્ધાં ન થવાં જોઈએ, એવું મ્હને જેમણે જ્ઞાન આપ્યું છે એવા સદ્‌ગુરૂની સાક્ષીએ જાણતાં અજાણતાં થયેલાં ઉપર જણાવેલા દુષ્કૃત્યોનું હું હૃદયપૂર્વક પ્રાયશ્ચિત કરૂં છું કે જેમ મ્હારે કરવું જ જોઇએ. ફરી તેમ ન બને તે સારૂ બનતી વિશેષ સંભાળપૂર્વક મ્હારે વર્તવું એ પણ આ પ્રાયશ્ચિતનો હેતુ છે.

o

## વિશેષાર્થ:—

( આંતરિક પશ્ચાત્તાપ )

એક મનુષ્ય જે પ્રકારનું પ્રાયશ્ચિત લે છે તે પૂર્વે કરેલાં કર્મનું પ્રાયશ્ચિત લે છે એ વાત તો સ્પષ્ટ છેજ, પરન્તુ તે સાથે તેણે ફરીથી એ પ્રમાણે નહીજ કરવું એવી ભાવના અને દરકાર સાથેજ તે પાયશ્ચિત હોવું જોઈએ; જો તેમ ન હોય તો પ્રાયશ્ચિત વેળા પૂર્વના કર્મ આલોચ્યાં અને સાથે જ નક્કી થયું ગણાય કે ફરીથી પણ આવાં પાપકર્મો થશેજ તે ફરીથી એજ રીતે આળોવી લઇશું એટલે ચાલશે. એમ વારંવાર આળોવવાથી થયેલ ગમે તે અને ગમે તેટલા પાપ નાશ પામશેજ એવી ભાવના જો હોય તો જીવન જરૂર બેદરકાર બને છે.

આ સૂત્રમાં જે મિચ્છામિ દુક્કડં દેવાય છે તે સર્વ પ્રકારના જીવો પ્રત્યે છે. તે જીવોના ૫૬૩ પ્રકારના ભેદ છે.

### જીવોના ૫૬૩ ભેદ—

૧૪ નરક ગતિના ભેદ.
૪૮ તિર્યંચ ગતિના ભેદ.
૩૦૩ મનુષ્ય ગતિના ભેદ.
૧૯૮ દેવ ગતિના ભેદ.

———

૫૬૩ એ મુજબ મુખ્ય ચાર ગતિના કુલ ભેદ થયા.

હવે જૂદા જૂદા વિભાગી ભેદ ગણીએ

**નરક ગતિના ૧૪ ભેદ**—સાત નારકીના ૧ પર્યાપ્તા અને ૨ અપર્યાપ્તા, એ બે પ્રકારે ગુણતાં કુલ ૧૪ ભેદ નરક ગતિના થયા.

**તિર્યંચ ગતિના ૪૮ ભેદ**–૧ પૃથ્વીકાય, ૨ અપકાય, ૩ તેઉકાય, ૪ વાઉકાય, અને ૫ સાધારણ વનસ્પતિ કાય એ પાંચેને ૧ સૂક્ષ્મ, ૨ બાદર, ૩ પર્યાપ્તા, ૪ અપર્યાપ્તા એ ચાર પ્રકારે ગુણનાં કુલ ૨૦ ભેદ થાય.

પ્રત્યેક વનસ્પતિકાય અને વિકલેન્દ્રિય (બે ઇન્દ્રિ, તેઇન્દ્રિ, ચૌરેન્દ્રિ) એ ચારના પર્યાપ્તા અને અપર્યાપ્તા એ બેએ ગુણતાં ૮ ભેદ થાય.

૧ જળચર, ૨ થળચર, ૩ ખેચર, ૪ ઉરપરી, અને ૫ ભુજપરી, એ પાંચ પ્રકારના તિર્યંચ પંચેંદ્રિયના સંમૂર્છિમ, ગર્ભજ, તથા પર્યાપ્તા અપર્યાપ્તા એ બેએ ગુણતા ૨૦ ભેદ થયા. એમ સર્વ મળીને તિર્યંચના ૪૮ ભેદ થયા.

**મનુષ્ય ગતિના ૩૦૩ ભેદ**—૧૫ કર્મભૂમિ, ૩૦ અકર્મભૂમિ, ૫૬ અંતરદ્વીપ એમ કુલ ૧૦૧ ક્ષેત્રોના મનુષ્યને ગર્ભજ અપર્યાપ્તા, અને સમુર્છિમ અપર્યાપ્તા એ રીતે ત્રણ પ્રકારે ગુણતાં ૩૦૩ ભેદ થયા.

**દેવ ગતિના ૧૯૮ ભેદ**—૧૦ ભુવનપતિ, ૧૫ પરમાધામિ, ૧૦ તિર્યગ્જૃંભક, ૮ વ્યંતર, ૮ વાંણ વ્યંતર, ૫ ચર જ્યોતિષી, ૫ સ્થિર જ્યોતિષી, ૧૨ દેવલોક, ૯ ગ્રૈવેયક, ૫ અનુત્તર વિમાન, ૩ કીલ્વીષીઆ, ૯ લોકાંતિક, એ પ્રમાણે કુલ ૯૯ પ્રકારના દેવતાને પર્યાપ્તા અપર્યાપ્તા એ બેએ ગુણતાં દેવ ગતિના કુલ ૧૯૮ ભેદ થયા.

આ રીતે ચાર ગતીના સર્વ મળીને ૫૬૩ ભેદ થયા.

# ૬ ઠું તસ્સઉત્તરી સૂત્ર.

(મૂળ પાઠ)

તસ્સ ઉત્તરી કરણેણં,

પાયચ્છિત્ત કરણેણં,

વિસોહિ કરણેણં,

વિસલ્લી કરણેણં,

પાવાણં, કમ્માણં, નિગ્ઘાયણટ્ઠાએ,

ઠામિ કાઉસ્સગ્ગં ॥

| ૬ | ૧ | ૧૦ | ૩૯ | ૪૯ |
| --- | --- | --- | --- | --- |
| પદ, | સંપદા, | ગુરૂ, | લઘુ, | સર્વવર્ણ. |

### શબ્દાર્થ:—

**તસ્સ**-તેને, આત્માને.
**ઉત્તરી**-ઉત્કૃષ્ટ.
**કરણેણં**-કરવા માટે.
**પાયચ્છિત**-પ્રાયશ્ચિત.
**કરણેણં**-કરવા માટે.
**વિસોહિ**-વિશેષ નિર્મળ.
**કરણેણં**-કરવા માટે.
**વિસલ્લી**-શલ્ય રહિત.
**કરણેણં**-કરવા માટે.
**પાવાણં**-પાપ.
**કમ્માણં**-કર્મ.
**નિગ્ઘાયણટ્ઠાએ**-નાશ કરવા.
**ઠામિ**-કરૂં છું.
**કાઉસ્સગ્ગં**-કાયોત્સર્ગ.

### વાક્યાર્થ:—

તેની (આત્માની) શ્રેષ્ટતાને અર્થે,
પ્રાયશ્ચિત લેવા માટે,
વિશેષ નિર્મળ થવા સારૂ,
શલ્ય રહિત બનવાને,
પાપકર્મોનો નાશ કરવા,
કાયોત્સર્ગ-કાઉસ્સગ્ગ કરૂં છું.

### ભાવાર્થ:—

ઇરિયાવહીથી મિચ્છામિ દુક્કડં દેવા વડે શુદ્ધ થયો છે તોપણ અધિક શુદ્ધિ સારૂ પાપથી મલીનતાને પામેલા આત્માની શુદ્ધિ માટે ઉચ્ચતા પામવાના હેતુએ કરીને વિશેષ નિર્મળતાની પ્રાપ્તિ સારૂ, નિ:શલ્ય બનવા, પાપકર્મોના નાશને કારણે હું કાઉસ્સગ્ગ કરૂં છું.

## વિશેષાર્થ:—

કાયોત્સર્ગ—કાઉસ્સગ્ગ—સર્વ પ્રકારના પાપ વ્યાપારથી મુક્ત—કાયાને પાપકર્મથી દૂર કરવી તે. કાઉસ્સગ્ગ કરતી વેળાએ નમસ્કાર મંત્ર સ્મરણમાં એકતા સાધવી—લીન થઇ જવું, જાણે કે શરીરનાં સર્વ પ્રકારના સંબંધ છોડીને આત્મા ભગવન્ સ્મરણમાં લીન થાય. શલ્ય રહિત-શૂળ રહિત. શરીરનો સંબંધ ધરાવતો શૂળ રોગ બાહ્ય ઉપદ્રવ છે, જ્યારે અહીં તો આંતરિક શૂળ વિષે કહે છે. તે શૂળના ત્રણ પ્રકાર છે. ૧ માયા શલ્ય, ૨ નિદાન શલ્ય, ૩ મિથ્યાત્વ શલ્ય. માયાશલ્ય—કપટભાવ ધારણ કરવા તે. નિદાન (નિયાણુ) શલ્ય-વિષય-ભોગની વાંછા કરવા રૂપ, કરેલ ક્રિયાના ફળની ઇચ્છા. મિથ્યાત્વશલ્ય—તત્ત્વાર્થમાં શ્રદ્ધાનો અભાવ—કદાગ્રહ; કુદેવ, કુગુરૂ, કુધર્મમાં શ્રદ્ધા. આ ત્રણ શલ્યના નાશ વિના વ્રત ધારણ કર્યું છે એમ કહેવાય નહિ; કારણ કે કપટીનાં વ્રત જૂઠાં કહેવાય છે. ઇન્દ્રિયજનિત વાસનામય આત્મા આત્મભાનહિન—રાગી હોય છે, તેવા અજ્ઞાનીનું વ્રત નિષ્ફળ છે. મિથ્યાદૃષ્ટિને વ્રત હોય તો તે દ્રવ્યલિંગી હોવાથી વ્રતી હોઈ શકે નહિ. સાર એજ કે મન અને ઇન્દ્રિયને કાબુમાં રાખવા સારૂ સર્વ ઉપાધિઓને ત્યાગી ધ્યાનમાં એક ચિત્ત થવા માટેજ સમજણ રૂપ આ બોધ છે. કર્મના બંધનો તોડવા અને નવા કર્મની ઉત્પત્તિના દ્વાર બંધ કરવાની ખાસ જરૂર છે. ઇર્યાપથિકી ક્રિયા પરદયા છે જ્યારે તસ્સઉત્તરીનો પાઠ સ્વદયા સૂચક છે. બન્ને પ્રકારની દયા આત્માની ઉન્નતિના હેતુરૂપ છે.

---

# ૭ મું અન્નત્થ સૂત્ર.

( મૂળ પાઠ )

અન્નત્થ ઊસસિએણં,
નીસસિએણં,
ખાસિએણં,
છીએણં,
જંભાઇએણં,
ઉડ્ડુએણં,
વાયનિસગ્ગેણં,
ભમલિએ,
પિત્તમુચ્છાએ ॥ ૧ ॥
સુહુમેહિં અંગસંચાલેહિં,
સુહુમેહિં ખેલસંચાલેહિં,
સુહુમેહિં દિટ્ઠિસંચાલેહિં ॥ ૨ ॥
એવ માઇએહિં આગારેહિં,
અભગ્ગો અવિરાહિયો,
હુજ્જ મે કાઉસ્સગ્ગો ॥ ૩ ॥

જાવ અરિહંતાણં,

ભગવંતાણં,

નમુક્કારેણં,

ન પારેમિ. ॥ ૪ ॥

તાવ કાયં,

ઠાણેણં,

મોણેણં,

ઝાણેણં,

અપ્પાણં વોસિરામિ. ॥ ૫ ॥

| ૨૮ | ૨૮ | ૨૭ | ૨૨૯ | ૨૫૬ |
|---|---|---|---|---|
| પદ, | સંપદા, | ગુરૂ, | લઘુ, | સર્વવર્ણ, |

---

## શબ્દાર્થ:—

**અન્નત્થ**-સિવાય, બીજે ઠેકાણે, અન્ય ક્રિયાઓ દ્વારા.
**ઉસસિએણં**-ઉંચો શ્વાસ. લેવાથી. (મુખે કે નાસિકાથી)
**નીસસિએણં**-નીચો શ્વાસ મુકવાથી.
**ખાસિએણં**-ઉધરસ. આવવાથી.
**છીએણં**-છીંક આવવાથી.
**જંભાઇએણં**-બગાસુ આવવાથી.
**ઉડ્ડુએણં**-ઓડકાર આવવાથી.
**વાયનિસગ્ગેણં**-પવન છૂટવાથી. (શરીરમાંથી)
**ભમલીએ**-ચકરી આવવાથી.
**પિત્તમુચ્છાએ**-પિત્ત પ્રકોપથી મૂર્છા પામવાથી.
**સુહુમેહિં**-સૂક્ષ્મ રીતે.
**અંગ**-શરીર.
**સંચાલેહિં**-સંચાર (ચલન-કંપ) વડે. (કંપારી છુટવાથી કે ભયથી બને છે.)
**સુહુમેહિં**-સૂક્ષ્મ રીતે.
**ખેલ**-થુંક કે કફ.
**સંચાલેહિં**-ગળવાથી સંચાર થાય તે.
**સુહુમેહિં**-સૂક્ષ્મ રીતે.
**દિટ્ઠિ**-ચક્ષુના દે ઉઘાડ (બંધ થાય, ઉઘડે)
**સંચાલેહિં**-રૂપી ચલન થવાથી.
**એવમાઇએહિં**-એ વિગેરે.
**આગારેહિં**-આગારો વડે.
**અભગ્ગો**-અખંડિત.
**અવિરાહિઓ**-વિરાધના.
**હુજ્જ**-હો.
**મે**-મારો.
**કાઉસ્સગ્ગો**-કાઉસ્સગ્ગ-કાયોત્સર્ગ.
**જાવ**-જ્યાં સુધી.
**અરિહંતાણં**-અરિહંત.
**ભગવંતાણં**-ભગવાનને.
**નમુક્કારેણં**-નમસ્કાર વડે.
**ન**-નહિ.
**પારેમિ**-હું પારૂં છું.
**તાવ**-ત્યાં સુધી.
**કાયં**-શરીરને, કાયાને.
**ઠાણેણં**-સ્થાનકે સ્થિર કરીને.
**મોણેણં**-મૌન રાખીને.
**ઝાણેણં**-ધ્યાન વડે.
**અપ્પાણં**-પોતાની.
**વોસિરામિ**-હું વોસીરાવું છું. પાપ કર્મથી દૂર રાખું છું.

## વાક્યાર્થ:—

ઉંચો શ્વાસ લેવાથી, નીચે શ્વાસ મુકવાથી, ખાંસી આવવાથી, છીંકવાથી, બગાસુ ખાવાથી, ઓડકારથી, વા છુટ થવાથી, ચકરી આવવાથી, મૂર્છા પામવાથી, સૂક્ષ્મતાથી અંગ હલવાથી, થુંક કફ ગળવાના સૂક્ષ્મ ચલનથી, આંખ દે ઉઘાડ થવાના સૂક્ષ્મ સંચારથી, એ વિગેરે **આગારો** છુટા રાખીને અન્ય ક્રિયાઓ વડે મારો કાઉસ્સગ્ગ અખંડિત અને અવિરાધિત હો.

જ્યાં સુધી હું અરિહંત ભગવાનને નમસ્કાર કરીને કાઉસ્સગ્ગ પારૂં નહિં ત્યાં સુધી મ્હારી કાયાને એક સ્થાને સ્થિર કરીને, મૌન સેવીને ધ્યાનમાં મગ્ન થઈને વોસીરાવું છું-(કાઉસ્સગ્ગ કરૂં છું.)

## ભાવાર્થ:—

દેહધારી પ્રાણીથી કુદરતના નિયમ વિરૂદ્ધ વર્તી શકાતું નથી. શ્વાસનું રૂંધન થઇ શકતું નથી; ખાંસી કે ઉધરસ અટકાવી શકાતી નથી; છીંક કે બગાસુ બંધ થઈ શકતાં નથી; તેવીજ રીતે ઓડકાર કે મળદ્વારે પવન છુટવાનું બંધ કરી શકાતાં નથી; ચક્કર કે ફેર અથવા મૂર્છા આવવાથી ભાન રહિત થઈ જવાનું અટકતું નથી; સૂક્ષ્મઅંગનો સંચાર બંધ રહેતો નથી; શ્લેષ્મ, થુંક, કફ ગળી જતાં થતો સંચાર અટકતો નથી; સૂક્ષ્મદૃષ્ટિની અસ્થિરતાનું ચલન બંધ રહેતું નથી; એ રીતે બાર પ્રકારના (કુદરતી) આગાર (છુટ) રાખીને મારા શરીરનો અન્ય સર્વ વ્યાપાર (હલનચલન) બંધ રાખવાનો હું નિયમ કરૂં છું. "**નમો અરિહંતાણું**" એ શબ્દોચ્ચાર વડે કરીને હું, પુરો કરેલો કાઉસ્સગ્ગ પારૂં નહિ ત્યાં સુધી મૌન રહી, એક ધ્યાનથી શરીરના અન્ય સર્વ સંબંધ છોડી નિવૃત થઉં છું.

વિશેષાર્થ:—

દેહધારી પ્રાણી કુદરતના નિયમ વિરૂદ્ધ વર્તી શકે નહિ એ બરાબર છે; છતાં ટેવથી કે ઇચ્છાથી કેટલીક વખતે આવતા ઉપસર્ગો શરૂઆતમાંજ દબાવી શકાય છે ખરાં. જેમકે બગાસુ અથવા ઓડકાર કદાચ અટકાવી ન શકાય તો તેનું સ્વરૂપ ટુંકાવી તો શકાય ખરૂં, એટલે બગાસુ અટકાવી શકાય નહિ તે વેળા તે ટુંકાવી તો જરૂર શકાય ( એવી મારી નમ્ર માન્યતા છે). મતલબ કે ઉપર દર્શાવેલા દોષમાં કેટલાક તો સ્વેચ્છાએ અટકાવી શકાય એવા છે, છતાં પણ આગાર રાખવાથી તે સ્વેચ્છાએ તોડી તો નજ શકાય-એટલે કે જાણી જોઈને બગાસુ કે ઓડકાર નજ ખાઇ શકાય. નિયમ (છૂટ) રાખવાથી જાણી જોઇને છૂટ લઈ ન શકાય. કુદરતી રીતેજ આ ઉપસર્ગ-પ્રસંગ પ્રાપ્ત થાય તો તે વેળાએ કાઉસગ્ગ ધ્યાનમાં હોવા છતાં ઓડકાર, છીંક કે બગાસાથી થતી જીવ વિરાધના અટકાવવા માટે મુહપત્તિનો ઉપયોગ કરવો-મુખ અથવા નાસિકા આડી ધરવી. પોતાની તાકાતનું પ્રતિબિંબ પાડતો-પડાવતો આ સર્વ વ્યાપાર યોગી બરાબર-સંપૂર્ણ પાળી શકે છે.

કાઉસ્સગ્ગ ધ્યાનમાં ત્યજવા યોગ્ય ૧૯ દોષ—

૧ **ઘોટક દોષ**—અશ્વની જેમ ઉભા રહેવું. અશ્વને ત્રણ પગ પર ઉભા રહેવાની ટેવ હોય છે. તેમ માનવીને એક પગ પર ઉભા રહેવાની ટેવ હોય છે.

૨ **લતા દોષ**—વૃક્ષની ડાળી પવનથી કંપાયમાન થયા કરે તેમ મનુષ્યને પણ અકારણ ડોલ્યા કરવાની ટેવ હોય છે.

૩ **સ્તંભાદિ દોષ**—સ્થંભ કે દિવાલને અઢેલીને ઉભા રહેવું.

૪ **માલ દોષ**—શરીરની ઉંચાઇ શકય હોય તેટલી લંબાવીને ઉપરની છતને મસ્તક અડાડીને ઉભા રહેવું.

૫ **શબરી દોષ**—નવસ્ત્રી સ્ત્રી ચાલતી વેળા બે હાથની હથેળીનો ઉપયોગ પોતાના ગુહ્યાંગને ઢાંકવાનો પ્રયત્ન કરે છે તેમ ઘણા મનુષ્યોને વિના કારણ પોતાના હાથ સંયુક્તપણે તેવી સ્ત્રી મુજબ રાખવાની ટેવ હોય છે.

૬ **વધુ દોષ** -નવ વધૂ-શરમાળ સ્ત્રીની જેમ મસ્તક નીચું નમાવી ઉભવું.

૭ **નિગડ દોષ**—પગમાં બેડી હોય તે મનુષ્ય યોગ્ય અંતરે પગ નથી રાખી શકતો, પગ વત્તા ઓછા છેટા-પહોળા કે પાસે અથવા ટુંકા રાખવા પડે છે તેવું અયોગ્ય અંતર.

૮ **લંબુત્તર દોષ**—ચોળપટ્ટ ( ધોતીયું ) પહેરવામાં નાભી અને જાનુ અન-આચ્છાદિત રહેવા જોઈએ-ખુલ્લાં રહેવા જોઇએ.

૯ **સ્તન દોષ**—છાતીનો ભાગ ( સ્ત્રીઓએ ) ઢાંકવો જોઈએ. સ્ત્રીઓની પેઠે ઢાંકી રાખવો તે પુરૂષોએ નહિ.

૧૦ **ઉધ્ધિ દોષ**—( ગાડાની ઉધિ ) પગની પાનીના આગળના કે પાછળના બે ભાગ એકઠા કરવા અને પ્રતિ વિભાગ ઉલટા-પહોળા રાખવા તે.

૧૧ **સંયતિ દોષ**—મહાસતી (સાધ્વિ)ની જેમ બન્ને ખભાપર વસ્ત્ર ઢાંકવું.

૧૨ **ખલિણ દોષ**—અશ્વના ચોકડાની જેમ રજોહરણ આડું રાખવું.

૧૩ **વાયસ દોષ**—કાગની પેઠે આંખોના ડોળા આમ તેમ ફેરવવા-ચકળ વિકળ નજર કરવી.

૧૪ **કપિથ્થ દોષ**—વસ્ત્રનો ગોળો ( ડુચો ) બનાવી બે પગ વચ્ચે ભરાવવું.

૧૫ **શિર કંપ દોષ**—મસ્તક ધુણાવવું.

૧૬ **મૂક દોષ**—મૂંગાની જેમ હુંકાર કર્યા કરવો.

૧૭ **ભ્રમરાંગુલી દોષ**—આંખો તથા આંગળા હલાવ હલાવ કરવા.

૧૮ **વારૂણી દોષ**—( મદિરા ) પીધેલાની જેમ બકવાદ કર્યા કરવો-અસ્ફુટ શબ્દોચ્ચાર થવો.

૧૯ **પ્રક્ષા દોષ**—વાનરની ટેવ મુજબ વિનાકારણ બે હોઠ દે ઉઘાડ કરવા.

---

## કાઉસ્સગ્ગ દશામાં ૧૯ દોષ નિવારક સજ્ઝાય.

સકલ દેવ સ્મરી અરિહંત, પ્રણમી સદ્ગુરૂ ગુણે મહંત;
ઓગણીશ દોષ કાઉસ્સગ્ગ તણા, બોલું શ્રુત અનુસારે સુણી. ૧

**ઘોટકદોષ** પ્રથમ કહ્યો એહ, વાંકો પગ રાખે વળી જેહ;
**લતાદોષ** બીજો હવે સુણો, ડીલ હલાવે તે અતિ ઘણો. ૨

ઓઠીંગણુ લઈને જે રહે, **સ્તંભદોષ** તે ત્રીજો કહે;
**માલદોષ** ચોથો કહ્યો એહ, મસ્તક અડકાવી રહે જેહ. ૩

પગ અંગુઠા મેલી રહે, **ઉધિદોષ** પંચમ તે લહે;
એહુ પગ-પાની મેળવે, **નિલયદોષ** છઠ્ઠો જિન કવે. ૪

ગુહ્ય સ્થાને રાખે નિજ હાથ, **શબરીદોષ** કહ્યો જગનાથ;
ધર્મોપકરણ વાંકુ ગ્રહે, **ખલીન દોષ** તેને પણ કહે. ૫

મુખ ચાલના કરે અતિ ઘણું, **ખલીનદોષ** આઠમો છે ભણું;
ઘુંઘટ તાણીને જે રહે, **વધૂદોષ** નવમો નવમો તે લહે. ૬

લડસડતું પહેરે પહેરણું, દશમો દોષ **લંબોત્તર** ભણું;
હૃદયસ્થળ આચ્છાદિત, તે **સ્તનદોષ** અગ્યારમો લહે. ૭

વસ્ત્રેસુ ઢાંકે સહિ દેહ, **સંયતિદોષ** બારમો તેહ;
ચાંપણી ચાળો કરે અતિ ઘણો, **ભ્રમરદોષ** તેરમો ગણો. ૮

અંગુલી હલાવે સંખ્યા કાજ, **આંગુલીદોષ** ચૌદમો ત્યાંજ;
નેત્ર તણા જે ચાળા ધરે, તે **વાયસદોષ** પંદરમો કહે. ૯

પહેર્યાં વસ્ત્ર સંકોડી રહે, **કપિથ્થદોષ** સોળમો લહે;
મસ્તક ધુણાવે અતિઘણું તે **શિરકંપ** સત્તરમો સુણું. ૧

મદિરાની પરે જે બુડબુડે, **વારૂણિદોષ** અઢારમો ચઢે;
મુંગાની પરે હું હું કરે, **મુક્તાદોષ** ઓગણીસમો ધરે. ૧

ત્રણ દોષ એ માંહે ટળે, સોળ દોષ સાધવીને મળે;
લબુત્તર સ્તન, ને સંયતિ, દોષ એક બોલ્યા જિનપતિ. ૧

બહુ દોષ ચોથે જબ ટળે, પંદર દોષ શ્રાવિકાને મળે;
કાઉસ્સગ્ગથી સમતા સુખ થાય, કઠિન કર્મ કોડો પુલાય. ૧

કાઉસ્સગ્ગ કરતાં શિવ સુખ હોય, કાઉસ્સગ્ગ સમતા પણ
કહિયો કોય;

દોષ રહિત કાઉસ્સગ્ગ કીજીએ, તો સહેજે શિવફુળ
લીજીએ. ૧

ધીર વિમલ પંડિતનો શિષ્ય, કવિ નય વિમલ ભણે સુજગીશ.

**શ્રી જ્ઞાનવિમલસૂરિ.**

---

# ૮ મું લોગસ્સ સૂત્ર.

## ( ચોવીશ તીર્થંકરની સ્તુતિ. )

### ( મૂળપાઠ )

લોગસ્સ ઉજ્જોઅગરે,
  ધમ્મ-તિત્થયરે જિણે,
અરિહંતે કિત્તઇસ્સં,
  ચઉવીસં પિ કેવલી. ॥ ૧ ॥
ઉસભમજિયં ચ વંદે,
  સંભવમભિણંદણં ચ સુમઇં ચ,
પઉમપ્પહં સુપાસં,
  જિણં ચ ચંદપ્પહં વંદે. ॥ ૨ ॥

સુવિહિં ચ પુપ્ફદંતં,
 સીઅલ-સિજ્જંસ-વાસુપુજ્જં ચ,
વિમલમણંતં ચ જિણં,
 ધમ્મં સંતિં ચ વંદામિ. ॥ ૩ ॥
કુંથું અરં ચ મલ્લિં,
 વંદે મુણિ સુવ્વયં નમિજિણં ચ,
વંદામિ રિટ્ઠનેમિં,
 પાસં તહ વદ્ધમાણં ચ. ॥ ૪ ॥
એવં મએ અભિથુઆ,
 વિહુય રય મલા પહીણ જર મરણા,
ચઉવીસંપિ જિણવરા,
 તિત્થયરા મે પસીયંતુ. ॥ ૫ ॥
કિત્તિય વંદિય મહિયા,
 જે એ લોગસ્સ ઉત્તમા સિદ્ધા,
આરૂગ્ગ બોહિ લાભં,
 સમાહિ વરમુત્તમં દિંતુ. ॥ ૬ ॥
ચંદેસુ નિમ્મલયરા,
 આઇચ્ચેસુ અહિયં પયાસયરા,
સાગર વર ગંભીરા,
 સિદ્ધા સિદ્ધિં મમ દિસંતુ. ॥ ૭ ॥

| ૨૮ | ૨૮ | ૨૭ | ૨૨૯ | ૨૫૬ |
|---|---|---|---|---|
| પદ, | સંપદા, | ગુરૂ, | લઘુ, | સર્વવર્ણ. |

## શબ્દાર્થઃ—

**લોગસ્સ**-લોકમાં.
**ઉજ્જોઅગરે**-ઉજવળતા કરનારા, ઉદ્યોત કરનારા, પ્રકાશ કરનારા.
**ધમ્મ**-ધર્મ.
**તિથ્થયરે**-તિર્થને વિષે, તિર્થના કરનારા.
**જિણે**-જીતનારા (રાગદ્વેષને)
**અરિહંતે**-અરિહંતો, કર્મરૂપ શત્રુને હણનારા.
**કિત્તઇસ્સં**-હું સ્તવીશ.
**ચઉવીસંપિ**-ચોવીશ.
**કેવલી**-કેવળજ્ઞાનીને.
**ઉસભં**-ઋષભસ્વામીને.
**અજિયં**-અજિતનાથને.
**ચ**-અને.
**વંદે**-(હું) વંદન કરૂં છું.
**સંભવં**-સંભવનાથને.
**અભિણંદણું**-અભિનંદન સ્વામિને.
**ચ**-તથા.
**વંદે**-(હું) વંદન કરૂં છું.
**સુમઈ**-સુમતિનાથને.
**ચ**-અને.
**પઉમપ્પહં**-પદ્મપ્રભુને.
**સુપાસં**-સુપાર્શ્વનાથને.
**જિણં**-જીનને.
**ચ**-અને.
**ચંદપ્પહં**-ચંદ્રપ્રભુને.
**વંદે**-(હું) વાદું છું.
**સુવિહિં**-સુવિધિનાથને.
**ચ**-અથવા.
**પુપ્ફદંતં**-(બીજું નામ) પુષ્પદંતને.
**સીઅલ**-શીતળનાથ.
**સિજ્જંસ**-શ્રેયાંસનાથ.
**વાસુપુજજં**-વાસુપુજ્યને.
**ચ**-અને.

**વિમલં**-વિમળનાથને.
**અનંતં**-અનંતનાથને.
**ચ**-અને.
**જિણં**-જિન ભગવાનને.
**ધમ્મં**-ધર્મનાથને.
**સંતિં**-શાંતિનાથને.
**ચ**-અને.
**વંદામિ**-હું વંદન કરૂં છું.
**કુંથું**-કુંથુનાથને.
**અરં**-અરનાથને.
**ચ**-અને.
**મલ્લિં**-મલ્લીનાથને.
**વંદે**-નમસ્કાર કરૂં છું.
**મુણિસુવ્વયં**-મુનિસુવ્રતને.
**નમિજિણં**-નમિ ભગવાનને.
**ચ**-અને.
**વંદામિ**-હું નમસ્કાર કરૂં છું
**રિટ્ઠનેમિં**-અરિષ્ટનેમિને.
**પાસં**-પાર્શ્વપ્રભુને.
**તહ**-તથા
**વદ્ધમાણં**-વર્દ્ધમાન-મહાવીરને.
**ચ**-અને.
**એવં**-એ પ્રમાણે.
**મએ**-મારાથી.
**અભિથુઆ**-સ્તવાએલા.
**વિહુય**-નાશ પામ્યા છે, ટાળ્યાં છે.
**રય**-રજ.
**મલા**-મેલ.
**પહીણ**-ક્ષય કર્યા છે.
**જર**-જરા, વૃદ્ધાવસ્થા.
**મરણા**-મૃત્યુ.
**ચઉવીસંપિ**-ચોવીશે.
**જિણવરા**-સામાન્ય કેવળીમાં શ્રેષ્ટ જિનેશ્વરો.
**તિત્થયરા**-તીર્થંકરો.
**મે**-મારાપર.
**પસીયંતુ**-પ્રસન્ન થાઓ.
**કિત્તિય**-સ્તુતિ કરાયેલા.
**વંદિય**-વંદન કરાયેલા.
**મહિયા**-પૂજન કરાયેલા.
**જે**-જે.
**એ**-આ.
**લોગસ્સ**-લોકમાં.
**ઉત્તમા**-ઉત્તમ છે.
**સિદ્ધા**-સિદ્ધ થયેલા છે.
**આરૂગ્ગ**-આરોગ્ય.
**બોહિં**-બોધિ (સમ્યગ્દર્શન)
**લાભં**-લાભને.

**સમાહિ**-સમાધિ.
**વરં**-શ્રેષ્ઠ, વરદાન.
**ઉત્તમં**-ઉત્તમ.
**દિંતુ**-આપો.
**ચંદેસુ**-ચંદ્રોથી.
**નિમ્મલયરા**-અત્યંત નિર્મળ.
**આઇચ્ચેસુ**-સૂર્યોને વિષે.
**અહિયં**-અધિક.
**પયાસયરા**-પ્રકાશ કરનારા.
**સાગર**-સમુદ્ર.
**વર**-શ્રેષ્ઠ.
**ગંભીરા**-ગંભીર.
**સિદ્ધા**-સિદ્ધ ભગવંતો.
**સિદ્ધિં**-મોક્ષને.
**મમ**-મને.
**દિસંતુ**-આપો.

**વાક્યાર્થ:—**

લોકમાં ઉદ્યોત કરનારા, ધર્મતીર્થને સ્થાપનારા, રાગ-દ્વેષને જીતનારા, કેવલજ્ઞાની, ચોવીશે અરિહંતો-ને હું સ્તવીશ-ની હું સ્તુતિ કરીશ.

શ્રી ઋષભદેવ ભગવાનને, તથા શ્રી અજિતનાથ સ્વામીને હું વંદન કરૂં છું-મારો નમસ્કાર હો. શ્રી શંભવનાથ સ્વામીને અને શ્રી અભિનંદન સ્વામીને તથા શ્રી સુમતિનાથ ભગવાનને, શ્રી પદ્મપ્રભુને, શ્રી સુપાર્વનાથ ભગવાનને ત્થા રાગદ્વેષને જીતનાર શ્રી ચંદ્રપ્રભુને હું નમું છું. શ્રી સુવિધિનાથ સ્વામી કે જેનું બીજું નામ પુષ્પદંત છે તે ભગવાનને ત્થા શ્રી શીતળનાથ સ્વામીને, શ્રી શ્રયાંસનાથને, શ્રી વાસુપૂજ્ય ભગવાનને, ત્થા શ્રી વિમળનાથને, શ્રી અનંતનાથને, ત્થા રાગદ્વેષને જીતનાર શ્રી ધર્મનાથને, ત્થા શ્રી શાંતિનાથને હું નમસ્કાર કરૂં છું. શ્રી કુંથુનાથને, શ્રી અરનાથને, ત્થા શ્રી મલ્લિનાથને, શ્રી મુનિસુવ્રત સ્વામીને, ત્થા શ્રી નમિનાથ જિનેશ્વરને હું નમું છું. શ્રી અરિષ્ટનેમિ એટલે શ્રી નેમિનાથને, શ્રી પાર્શ્વનાથને, ત્થા શ્રી વર્દ્ધમાન સ્વામીને એટલે શ્રી મહાસ્વામીને હું વંદન કરૂં છું. અર્થાત્ સ્તવું છે.

## ભાવાર્થ:—

આ લોકમાં એટલે સ્વર્ગ, મૃત્યુ અને પાતાળરૂપ ત્રણે લોકમાં ધર્મના પ્રકાશકો, ધર્મ–તીર્થના સ્થાપકો, અને રાગ-દ્વેષાદિ અંતરંગ શત્રુઓના વિજેતાઓ એવા ચોવીશે કેવળ-જ્ઞાની તથા કેવળદર્શની તીર્થંકરોની હું સ્તુતિ કરીશ.

૧ શ્રી ઋષભદેવ, ૨ શ્રી અજિતનાથ, ૩ શ્રી સંભવનાથ ૪ શ્રી અભિનંદન, ૫ શ્રી સુમતિનાથ, ૬ શ્રી પદ્મપ્રભુ, ૭ શ્રી સુપાર્શ્વનાથ, ૮ શ્રી ચંદ્રપ્રભુ, ૯ શ્રી સુવિધિનાથ, ૧૦ શ્રી શીતળનાથ, ૧૧ શ્રી શ્રેયાંસનાથ, ૧૨ શ્રી વાસુપૂજ્ય, ૧૩ શ્રી વિમળનાથ, ૧૪ શ્રી અનંતનાથ, ૧૫ શ્રી ધર્મનાથ, ૧૬ શ્રી શાંતિનાથ, ૧૭ શ્રી કુંથુનાથ, ૧૮ શ્રી અરનાથ, ૧૯ શ્રી મલ્લિનાથ, ૨૦ શ્રી મુનિસુવ્રત, ૨૧ શ્રી નમિનાથ, ૨૨ શ્રી અરિષ્ટનેમિ ( શ્રી નેમિનાથ ), ૨૩ શ્રી પાર્શ્વનાથ, ૨૪શ્રી વર્દ્ધમાન સ્વામી—મહાવીર સ્વામી. આ ચોવીશે તીર્થંકરોની હું સ્તુતિ કરૂં છું.

તેઓ કર્મરૂપ રજ અને મળથી રહિત છે, વળી તેઓ ( જન્મ ? ) જરા મરણથી મૂક્ત છે; વળી સામાન્ય કેવળીઓને વિષે શ્રેષ્ટ છે. એવા ચોવીશે તીર્થંકરો મારા પર પ્રસન્ન થાઓ—તેઓના આલંબનથી મારામાં આત્મપ્રસન્નતા પ્રકટો.

તેઓનું કિર્તન, વંદન, પૂજન, નરેંદ્રો, નાગેન્દ્રો, અને દેવેન્દ્રો—ત્રણે લોકના ઇન્દ્રો—એ પણ કર્યું છે. તેઓ સર્વ લોકમાં શ્રેષ્ટ છે, સિદ્ધિપદને પામ્યા છે, તે સાર્વ તીર્થંકરો મને આરોગ્ય, બોધિ–સમ્યક્ત્વજ્ઞાન, અને સર્વોચ્ચ સમાધિનું વરદાન આપો.

સર્વ ચંદ્રોથી વિશેષ નિર્મળ, સર્વ સૂર્યોથી અધિક તેજસ્વી, અને સ્વયંભૂરમણ સમુદ્ર જેવા ગંભીર સિદ્ધ ભગવંતો મને મોક્ષ માર્ગ દેખાડો–એટલે મોક્ષ આપો–મોક્ષ મેળવવામાં આલંબનરૂપ બનો—કારણભૂત હો.

અહીં સ્વાભાવિક શંકા થાય કે " મને × × × આપો " એમ ભગવાનને કહેવું તે નિયાણુ નથી ? તે તો અયોગ્ય માગણી કહેવાય. તેના સ્પષ્ટીકરણમાં આચાર્ય મહારાજ કહે છે કે જેના રાગદ્વેષ ક્ષીણ થયા છે તેઓ ખરી રીતે તો કંઇજ આપતા નથી. આપો એમ કહેવામાં 'હું આપના જેવો થવાની ભાવનાવાળો છું એમ પ્રાર્થનારૂપે માત્ર છે—અર્થાત્ આપના ગુણો મારામાં આવે અને હું આપના જેવો થઉં એવી ભાવના માત્ર છે. પ્રયત્નથી પ્રાણી ઇચ્છિત સાધ્ય કરી શકે છે; તન્મયતા સંપૂર્ણ જોઇએ.

નિયાણુ—હેતુ પૂર્વક ફળની અભિલાષા.

**સમાધિ**—આધિ, વ્યાધિ, ઉપાધિથી વિરક્ત બની સમતા ભાવે રહેવું તે.

લોક—ચૌદ રાજલોક-તેનું સ્વરૂપ મનુષ્યાકારે છે. બે પગ પહોળા રાખી બે હાથ કમ્મર પર મુકી ઉભેલા પુરૂષાકારે છે.

## વિશેષાર્થ:—

ત્રણે લોકમાં ધર્મના અને તીર્થના સ્થાપક અને પ્રવર્તક એવા ચોવીશ તીર્થંકરોની હું સ્તુતિ કરૂં છું, કે જે ચોવીશ તીર્થંકરો રાગ-દ્વેષાદિ કષાયોથી મૂક્ત છે. આવી અનેક ચોવીશી થઇ છે. તેમાંની ત્રણના નામો મળે છે. ૧ ગત ચોવીશી. ૨ વર્તમાન ચોવીશી, ૩ અનાગત ચોવીશી. તેમાંના વર્તમાન ચોવીશ તીર્થંકરોનું સંક્ષિપ્ત વર્ણન અહિં નીચે આપવામાં આવે છે.

૧ **ઋષભદેવ**—સર્વ તીર્થંકરોની માતા ગર્ભાવસ્થામાં પ્રથમ સ્વપ્નમાં હસ્તીજ દેખે. પરન્તુ મરૂદેવી માતાએ તો પ્રથમ વૃષભ–બળદ દીઠો. તેથી તેમના પુત્ર–આ પ્રથમ તીર્થંકરનું નામ વૃષભ પડયું. વળી તેઓ ધર્મની શરૂઆત ( આદિ ) કરનાર થયા; તેથી આદિનાથ કહેવાય છે; તેમના પિતાનું નામ નાભિરાજા, માતાનું નામ મરૂદેવી, જન્મસ્થાન અયોધ્યા, લાંછન વૃષભ, વર્ણ કાંચન, શરીર પ્રમાણ ૫૦૦ ધનુષ્ય, આયુષ્ય ૮૪ લાખ પૂર્વ. પ્રભુજીના બન્ને ઉરૂ( સાથળ )માં બળદનું લક્ષણ–ચિન્હ હતું.

૨ **અજિતનાથ**—તેમના માતા પિતાને રમત રમવાની ટેવ હતી. રમતમાં માતા બાજી હારી જતા હતા. પરન્તુ પ્રભુજી ગર્ભમાં આવ્યા પછી માતા રમતમાં કદી હાર્યા નહિ; એ ઉપરથી તેમનું નામ અજિતનાથ પડયું. પિતા જિનશત્રુ, માતા વિજયા, જન્મસ્થાન અયોધ્યા, લાંછનહસ્તી, વર્ણ કાંચન, શરીર પ્રમાણ ૪૫૦ ધનુષ, આયુષ્ય ૭૨ લાખ પૂર્વ.

૩ **સંભવનાથ**--તેમનામાં **ચોત્રીશ અતિશય** છે, ( અનુમાને-સંભવિત ) એટલે સંભવ, પ્રભુજીની સ્તુતિ કરનાર આ ભવમાં સં= સુખી થાય, માટે સંભવ; પ્રભુજી ગર્ભમાં આવ્યા પૂર્વે દુષ્કાળ હતો, તે ગર્ભે આવ્યા પછી અણધાર્યો મેહ વરસ્યો, ધાન્યના પરદેશી વહાણો આવ્યા, પૃથ્વીમાં ધાન્યનો સંભવ થયો, તે ત્રણ કારણે તેમનું નામ સંભવનાથ પડયું. પિતા જિતારિ, માતા સેના, જન્મસ્થાન શ્રાવસ્તિ, લાંછન અશ્વ, વર્ણ કાંચન, શરીર પ્રમાણ ૪૦૦ ધનુષ, આયુષ્ય ૬૦ લાખ પૂર્વ.

૪ **અભિનંદન**—જેમનું અભિનંદન દેવેન્દ્રાદિથી થાય છે. ગર્ભે આવ્યા પછી હમેશાં શક્ર–ઈન્દ્ર તેમની સ્તવના કરી જતો; આ રીતે અભિનંદ્યા–સ્તવાયા–એટલે અભિનંદન. પિતા સંવર, માતા સિદ્ધાર્થા જન્મસ્થાન અયોધ્યા, લાંછન વાનર, વર્ણ કાંચન, શરીર પ્રમાણ ૩૫૦ ધનુષ, આયુષ્ય ૫૦ લાખ પૂર્વ.

૫ **સુમતિનાથ**--સુબુદ્ધિમાન; ગર્ભમાં આવ્યા પછી તેમની માતાની બુદ્ધિ તેજ થઇ હતી, તે એ રીતે કે તેમણે એક ફર્યાદનો લાક્ષણિક ન્યાય કર્યો હતો. બે શૅાકયોમાંની એક વંધ્યા અને બીજી પુત્રવતી; ધણીના મૃત્યુ પછી પુત્રવાન સ્ત્રીનેજ સર્વ દોલત મળે, બીજીને તો માત્ર પોષક વેતનજ મળે; એ નીતિ નિયમે વંધ્યા સ્ત્રી કહે કે "પુત્ર મ્હારો છે, એટલે ધન માલ મ્હનેજ મળવા જોઈએ–તે ઉપર માત્ર મ્હારો હક્ક રહે છે." લડવાડ વધી પડી, રાજદરબારે ફર્યાદ ગઈ. રાજા કંઇ ચુકાદો આપી શકયા નહિ–તેની બુદ્ધિ કંઇજ કામ કરી શકી નહીં, એટલે રાણીએ તેનો ન્યાય કર્યો. બન્ને શૅાકયોને ધન સરખે હિસ્સે વહેંચી લેવાનું કહ્યું, અને પુત્રને માટે પણ તેવોજ હુકમ ફરમાવ્યો ! આવો વિચિત્ર ન્યાય મળતાંજ જેને પેટે પુત્ર જન્મેલો હતો તે નાની સ્ત્રી તરતજ બોલી

ઉઠી કે-"મ્હારે ધન જોઇતું નથી તેમજ પુત્ર પણ જોઇતો નથી! પુત્ર તથા ધન બન્ને ભલે મ્હારી શૌકયને મળે-પુત્રને મારશો નહિ! પુત્ર તેની પાસે રહેશે તેથી એ કાંઇ થોડોજ મ્હારો મટી જવાનો છે?" મ્હોટી સ્ત્રીતો કાંઇ પણ બોલ્યા વિના શાન્તજ ઉભી રહી. રાણીએ તર્તજ નવીન ચુકાદો આપ્યો કે 'મ્હોટી સ્ત્રીને પુત્રના મૃત્યુની સાથે કાંઇજિ લેવા દેવા જણાતી નથી, તેને તો માત્ર ધનનોજ લાભ હોય એમ જણાય છે; પછી ભલે પુત્ર મૃત્યુ પામે અને અડધુંજ ધન મળે, તો પણ તેથી તેને તો કશુંજ ખોવાપણું દેખાતું નથી; જ્યારે જન્મ આપનારી ખરી માતા સ્વપુત્રનું મૃત્યુ કેમજ સહી શકે? તે તો સર્વસ્વ (ધન)ના ભોગે પણ પુત્રને બચાવવાનું ઇચ્છે તે સ્વાભાવિક જ છે. એટલે પ્રત્યક્ષ સત્ય તરી આવે છે, તેથી તે મુજબ પુત્ર તથા ધન બન્ને નાની સ્ત્રીને મળવા જોઈએ તે તેને જ મળે. એવા ન્યાય બુદ્ધિના પ્રભાવથી પ્રભુનું નામ **સુમતિનાથ** પાડવામાં આવ્યું. પિતા મેઘરથ, માતા સુમંગલા, જન્મસ્થાન અયોધ્યા, લાંછન કૌંચ પક્ષી, વર્ણ કાંચન, શરીર પ્રમાણ ૩૦૦ ધનુષ, આયુષ્ય ૪૦ લાખ પૂર્વ.

૬ **પદ્મપ્રભુ**—તેમની કાન્તિ પદ્મના સમુહ જેવી હોવાથી, ગર્ભમાં આવ્યા પછી માતાને પદ્મ પુષ્પની શય્યા પર શુવાનો દોહદ ઉત્પન્ન થવાથી, પ્રભુનો દેહ પદ્મપુષ્પના લાલ રંગ જેવો હોવાથી પદ્મપ્રભુ નામ પડયું હતું. પિતા શ્રીધર, માતા સુસીમા, જન્મસ્થાન કૌશામ્બી, લાંછન પદ્મ, વર્ણ લાલ, શરીર પ્રમાણ ૨૫૦ ધનુષ, આયુષ્ય ૩૦ લાખ પૂર્વ.

૭ **સુપાર્શ્વનાથ**—પાસા-પડખાં જેનાં સુંદર છે તે. ગર્ભમાં આવ્યા પછી માતાના પડખામાં કોઢ હતો તે મટી જઇ સુંદર થયા, એટલે સુપાર્શ્વનાથ કહેવાયા. પિતા સુપ્રતિષ્ઠ, માતા પૃથ્વી, જન્મસ્થાન કાશી, લાંછન સ્વસ્તિક, વર્ણ કાંચન, શરીર પ્રમાણ ૨૦૦ ધનુષ, આયુષ્ય ૨૦ લાખ પૂર્વ.

૮ **ચંદ્રપ્રભ**—ચંદ્ર સમ કાન્તિમય. ગર્ભે આવ્યા પછી માતાને ચંદ્રપાન કરવાનો દોહદ ઉત્પન્ન થવાથી ચંદ્રપ્રભુ કહેવાયા. પિતા મહાસેન, માતા લક્ષ્મણુ, જન્મસ્થળ ચંદ્રપુરી, લાંછન ચંદ્ર, વર્ણ શ્વેત, શરીર પ્રમાણુ ૧૫૦ ધનુષ, આયુષ્ય ૧૦ લાખ પૂર્વ.

૯ **સુવિધિનાથ**—વિધિમાં પ્રવીણુતા, ધર્મ ક્રિયામાં કુશળતા, ધર્મકાયમાં તત્પરતા-કુશાગ્રતા. ગર્ભે આવ્યા પછી માતાપિતા ધર્મ-માર્ગે વિશેષપણે વળ્યા. બીજું નામ પુષ્પદંત છે, પ્રભુના દાંત પુષ્પકળી જેવા હતા. પિતા સુગ્રીવ, માતા શ્યામા, જન્મસ્થળ કાકંદી, લાંછન મગરમચ્છ, વર્ણ શ્વેત, શરીર પ્રમાણુ ૧૦૦ ધનુષ, આયુષ્ય ૨ લાખ પૂર્વ.

૧૦. **શીતળનાથ**—સમગ્ર જીવોના સંતાપને હરનારા. પિતાને પિત્ત દાહ થયો હતો; પ્રભુ ગર્ભે આવ્યા પછી રોગગ્રસ્ત પિતાના શરીર પર પ્રભુની માતાએ હાથ ફેરવતાંજ દાહ શાંત થઇ ગયો, અને શીતળતા વ્યાપી, તેથી શીતળનાથ કહેવાયા. પિતા દૃઢરથ, માતા નંદા, જન્મસ્થળ ભદ્દિલપુર, લાંછન શ્રીવત્સ, વર્ણ કાંચન, શરીર પ્રમાણુ ૯૦ ધનુષ, આયુષ્ય ૧ લાખ પૂર્વ.

૧૧ **શ્રેયાંસનાથ**- શ્રેય-ભલું કરનાર. માતાને પેટે આવ્યા પછી કુટુમ્બમાં થતો ઉપદ્રવ દૂર થવાથી-ભલું-શ્રેય થવાથી શ્રેયાંસનાથ કહેવાયા. રાજાના મહેલમાં એક દેવાધિષ્ઠિત શય્યા હતી; તેની માત્ર પૂજા થતી. પ્રભુની માતાને તે શય્યામાં સૂવાનો દોહદ થયો. રક્ષકે મનાઇ કર્યા છતાં પણુ માતા તે ઉપર સૂતા. ગર્ભના પ્રભાવથી રક્ષક દેવ કાંઈ પણુ ઉપદ્રવ કર્યા સિવાય શય્યા મૂકી જતો રહ્યો. પછીથી રાજાએ તે શય્યાને વપરાશમાં લીધી. માતાને ઉપદ્રવ ન થયો-ભલું થયું, તેથી શ્રેયાંસનાથ કહેવાયા. પિતા વિષ્ણુ, માતા વિષ્ણુ, જન્મસ્થળ સિંહપુર, લાંછન ગેંડો, વર્ણ કાંચન, શરીર પ્રમાણુ ૮૦ ધનુષ, આયુષ્ય ૮૪ લાખ વર્ષ.

૧૨ **વાસુપૂજ્ય**--વસુ એટલે દ્રવ્ય=મહાદ્રવ્ય=રત્ન કે જે વડે કરીને પૂજવા યોગ્ય, પ્રભુ ગર્ભે આવ્યા પછી ઈન્દ્ર મહારાજ આવીને રત્ન વડે રાજકુલને પૂજતા હતા તથા તેમના પિતાનું નામ વસુપૂજ્ય હતું તેથી વાસુપૂજ્ય કહેવાયા. પિતા વસુપૂજ્ય, માતા જયા, જન્મસ્થળ ચંપાનગરી, લાંછન મહિષ, વર્ણ લાલ, શરીર પ્રમાણ ૭૦ ધનુષ, આયુષ્ય ૭૨ લાખ વર્ષ.

૧૩ **વિમળનાથ**--નિર્મળ છે જેમનું જ્ઞાન તે, કર્મફળ રહિત હોય તે. પ્રભુ ગર્ભે આવયા પછી માતા નિર્મળ બુદ્ધિએ ન્યાય કરવા શક્તિમાન થઈ તે એ રીતે કે, એક દંપતિ મંદિરે આવ્યા, ત્યાં સ્ત્રી તૃષાતુર થવાથી બહાર ગઈ. રૂપવાન પુરૂષને એકાકિ જોઇ કોઇ એક વ્યંતરીને તેને મેળવવાની ઈચ્છા થઇ, એટલે તેની સ્ત્રી જેવુંજ સ્વરૂપ ધારણ કરી તે ત્યાં આવી, તેની પાસે ઇચ્છા તૃપ્તિની યાચના કરવા લાગી. એટલામાં તેની સ્ત્રી પણ આવી પહોંચી. પુરૂષના સંભ્રમે વિવાદ થયો. પોતાની પતિ પારખવાના યત્નમાં રાજદરબારે જવું પડયું. પ્રભુની માતાએ પુરૂષને દૂર રાખીને બન્ને સ્ત્રીઓને કહ્યું કે 'સત્યના પ્રભાવે જે સ્ત્રી દૂર ઉભેલા પોતાના પતિને હાથ લંબાવી સ્પર્ષ કરી શકશે તેનો તે ભર્ત્તાર કહેવાશે.' વ્યંતરીએ સ્વશક્તિના જોરે હાથ લંબાવી પુરૂષને સ્પર્ષ કરતાંજ રાણીએ તે હાથ પકડી લઈ વ્યંતરીને ત્યાંથી નિરૂપદ્રવપણે ચાલી જવા કહ્યું. આ પ્રકારના યુક્ત ન્યાયે કરીને પ્રભુજી વિમળનાથ કહેવાયા. પિતા કૃતવર્મ, માતા રામા, જન્મ સ્થળ કંપિલપુર, લાંછન સુવર, વર્ણ કાંચન, શરીર પ્રમાણ ૬૦ ધનુષ, આયુષ્ય ૬૦ લાખ વર્ષ.

૧૪ **અનંતનાથ**--અનંત જ્ઞાન દર્શન આદિ છે જેને તે, જેણે

કર્મના અનંત અંશો જીત્યા છે તે. પ્રભુ ગર્ભે આવ્યા પછી માતાએ ગામમાંના તાવનો ઉપદ્રવ દૂર કરવા અનેક ગાંઠોવાળો દોરો બાંધ્યો તેથી, અનંત સંખ્યાવાળા રત્નોની માળા માતાએ પ્રભુ ગર્ભમાં આવ્યા પછી સ્વપ્નમાં જોઇ તેથી, પ્રભુજી અનંતનાથ કહેવાયા. પિતા સિંહસેન, માતા સુયશા, જન્મસ્થળ અયોધ્યા, લાંછન સિંચાણો, વર્ણ કાંચન, શરીર પ્રમાણ ૫૦ ધનુષ, આયુષ્ય ૩૦ લાખ વર્ષ.

૧૫ **ધર્મનાથ**—ધરી રાખે તે ધર્મ-નો નાથ, દુર્ગતિમાં પડતા અટકાવે તે. માતાને પેટે આવ્યા પછી માતા પિતા દાનાદિ ધર્મપરાયણ થયા તેથી ધર્મનાથ કહેવાયા. પિતા ભાનુ, માતા સુવ્રતા, જન્મસ્થળ રત્નપુર, લાંછન વજ્ર, વર્ણ કાંચન, શરીર પ્રમાણ ૪૫ ધનુષ, આયુષ્ય ૧૦ લાખ વર્ષ.

૧૬ **શાન્તિનાથ**—શાન્તિના કરનાર; ગર્ભે આવ્યા પછી દેશમાંનો મરકીનો ઉપદ્રવ માતાએ અમૃત છાંટી શાન્ત કર્યો તેથી શાન્તિનાથ કહેવાયા. પિતા વિશ્વસેન, માતા અચિરા, જન્મસ્થળ હસ્તિનાપુર, લાંછન મૃગ, વર્ણ કાંચન, શરીર પ્રમાણ ૪૦ ધનુષ, આયુષ્ય ૧ લાખ વર્ષ.

૧૭ **કુંથુનાથ**—'કુ' એટલે 'પૃથ્વી,' તેને વિષે સ્થિત; ગર્ભે આવ્યા પછી માતાએ સ્વપ્નમાં રત્ન સમુહ પૃથ્વીને વિષે જોયો, શત્રુઓ કુંથુઆ-કંથવા-ની પેઠે ન્હાના રજકણ જેવા થયા, પ્રભુના જન્મ પછી કંથવા જેવા સૂક્ષ્મ જીવોની સુદ્ધાં જયણા પાળવાની પ્રવૃત્તિ થઈ, એટલે કુંથુનાથ કહેવાયા. પિતા સૂર, માતા શ્રી, જન્મસ્થળ હસ્તિનાપુર, લાંછન છાગ, (બોકડો.) વર્ણ કાંચન, શરીર પ્રમાણ ૩૫ ધનુષ, આયુષ્ય ૯૫ હજાર વર્ષ.

૧૮ **અરનાથ**—માતાના ગર્ભમાં આવ્યા પછી માતાએ રત્નમય આરો (કાંઠો-પાળ) સ્વપ્નમાં જોયા તેથી અરનાથ કહેવાયા.

પિતા સુદર્શન, માતા દેવી, જન્મસ્થળ હસ્તિનાપુર, લાંછન નંદાવર્ત, વર્ણ કાંચન, શરીર પ્રમાણ ૩૦ ધનુષ, આયુષ્ય ૮૪ હજાર વર્ષ.

૧૯ **મલ્લિનાથ**—પરિસહ રૂપ મલ્લને હરાવનાર, કષ્ટોને દૂર કરનાર. ગર્ભે આવ્યા પછી માતાને એક વેળા સર્વ ઋતુના સુગંધી પુષ્પયુક્ત શય્યામાં સુવાનો દોહદ ઉત્પન્ન થયેલો. પિતા કુંભ, માતા પ્રભાવતી, જન્મસ્થળ મિથિલા, લાંછન કુંભ=કળશ, વર્ણ લીલો, શરીર પ્રમાણ ૨૫ ધનુષ, આયુષ્ય ૫૫ હજાર વર્ષ.

૨૦ **મુનિસુવ્રત**—સારી રીતે (ત્રણે કાળની) અવસ્થાના જાણકાર મુનિ, અને સુવ્રતાચારી-વ્રતધારી. માતાને પેટે આવ્યા પછી માતાએ મુનિને યોગ્ય એવા શ્રાવકનાં વ્રત પાળ્યા તેના પ્રભાવથી તે નામ પડ્યું. પિતા સુમિત્ર, માતા પદ્મા, જન્મસ્થળ રાજગૃહ, લાંછન કાચબો, વર્ણ શ્યામ, શરીર પ્રમાણ ૨૦ ધનુષ, આયુષ્ય ૩૦ હજાર વર્ષ.

૨૧ **નમિનાથ**—ઉપસર્ગાદિ જેને નમ્યા છે તે નમિ. માતાની ગર્ભાવસ્થામાં શહેર પર ચડી આવેલા દુશ્મન રાજાઓ પરાજ્ય પામ્યા હતા-અર્થાત નમ્યા હતા એટલે કે દુશ્મનો રાજમાતાના દર્શન માત્રથી તેના તેજથીજ નમી પડયા અને પાછા જતા રહ્યા, તે પ્રભાવે નમિનાથ નામ પડયું. પિતા વિજય, માતા વપ્રા, જન્મસ્થાન મિથિલા, લાંછન નીલવર્ણી કમળ, વર્ણ કાંચન, શરીર પ્રમાણ ૧૫ ધનુષ, આયુષ્ય ૧૦ હજાર વર્ષ.

૨૨ **અરિષ્ટનેમિ**—રિષ્ટ-પાપ, અ-રહિત=પાપ રહિત, પાપનો નાશ કરવામાં ચક્ર સમ, પાપનો નાશ કરી તેને નમાવનાર બળવાન. ગર્ભાવાસે આવ્યા પછી સ્વપ્નમાં માતાએ (કાળા) રત્નની રેલ

જોઈ ત્થા આકાશમાં નેમિ એટલે નમાવનાર-ચક્ર ઉછળતું જોયું, તે પ્રભાવે અરિષ્ટનેમિ. બીજું નામ નેમિનાથ છે. પિતા સમુદ્ર વિજય, માતા શિવાદેવી, જન્મસ્થળ સૌરીપુર, લાંછન શંખ, વર્ણ શ્યામ, શરીર પ્રમાણ ૧૦ ધનુષ, આયુષ્ય ૧ હજાર વર્ષ.

૨૩ **પાર્શ્વનાથ**—સમસ્ત ભાવોના 'સ્પૃશતિ' જાણકાર છે, તેમનો પાર્શ્વ નામક યક્ષ છે, તેના નાથ; ગર્ભે આવ્યા પછી અંધારી રાત્રીએ રાણીએ પોતાની નજીક સર્પ જતો જોઇ વચ્ચે આડો આવતો રાજાનો હસ્ત ઉંચો કર્યો એટલે રાજા જાગી ઉઠયો અને તેમ કરવાનું કારણ પુછી અજાયબી લાગવાથી દીવો મંગાવી ખાત્રી કરી ગર્ભના પ્રભાવે રાણીની દૃષ્ટિ કામ કરી શકી જાણીને પ્રભુનું નામ પાર્શ્વનાથ આપ્યું. પિતા અશ્વસેન, માતા વામા, જન્મસ્થળ કાશી, લાંછન સર્પ, વર્ણ લીલો, શરીર પ્રમાણ ૯ હાથ, આયુષ્ય ૧૦૦ વર્ષ.

૨૪ **વર્દ્ધમાન**—જન્મથીજ જ્ઞાનાદિથી વૃદ્ધિ પામ્યા તેથી ભગવાનના ગર્ભાવાસથીજ માતાપિતા સર્વ પ્રકારની રીદ્ધિ પામ્યા, ધન ધાન્યથી ભંડારો સમૃદ્ધ થયા, અન્ય રાજાઓ આજ્ઞામાં રહેવા લાગ્યા, એ પ્રભાવે વર્દ્ધમાન નામ અપાયું. તેમનું બીજું નામ મહાવીર છે. જન્મ સમયે જળાભિષેક કરતાં ઇંદ્રને ભગવાનની સહન શક્તિની શંકા થતાં ભગવાને પોતાનું બળ દેખાડવા ડાબા પગના અંગુઠાના દાબ માત્રથીજ સમસ્ત મેરૂ કંપાયમાન થયો, આમલક્રીડા કરતાં- આંબલી પીપળીની રમત રમતાં ભગવાનના બળની પરિક્ષા કરવા આવેલ દેવતા હાર્યે; આવા અતુલ બળ પ્રભાવથી ઈન્દ્ર મહારાજે મહાવીર નામ આપ્યું. પિતા સિદ્ધાર્થ, માતા ત્રિશલા, જન્મસ્થળ ક્ષત્રિયકુંડ, લાંછન કેસરીસીંહ, વર્ણ કાંચન, શરીર પ્રમાણ ૭ હાથ, આયુષ્ય ૭૨ વર્ષ.

## ચોવીશ જિનના શરીરના વર્ણ વિષે

### ચૈત્યવંદન.

પદ્મપ્રભુ ને વાસુપૂજ્ય, દોય રાતા કહીયે,
ચંદ્રપ્રભુ ને સુવિધિનાથ, દો ઉજ્વળ લહીયે.

મલ્લિનાથ ને પાર્શ્વનાથ, દો નીલા નીરખ્યા,
મુનિસુવ્રત ને નેમનાથ, દો અંજન સરીખા. ૨

સોળે જિન કંચન સમા, એવા જિન ચોવીશ,
ધીરવિમળ પંડિત તણો, જ્ઞાનવિમળ કહે શિષ્ય. ૩

# ૯ મું કરેમિભંતે સૂત્ર.

( સામાયિક કરવાનું સૂત્ર. )

( મૂળ પાઠ )

કરેમિ ભંતે ! સામાઇયં,
સાવજ્જં જોગ પચ્ચક્ખામિ,
જાવ નિયમં પજ્જુવાસામિ,
દુવિહં,
તિવિહેણું,
મણેણું, વાયાએ, કાએણું,
ન કરેમિ, ન કારવેમિ,
તસ્સ ભંતે ! પડિક્કમામિ, નિંદામિ,
ગરિહામિ,
અપ્પાણું વોસિરામિ.

૭ ૧૯ ૭૧
ગુરૂ, લઘુ, સર્વવર્ણ.

## શબ્દાર્થઃ—

કરેમિ-હું કરૂં છું.
ભંતે-હે ભગવન્!
સામાઇયં-સામાયિક.
સાવજ્જં-પાપ વાળાં.
જોગં-વ્યાપારને.
પચ્ચક્ખામિ-ત્યાગું છું.
જાવ-જ્યાં સુધી.
નિયમં-નિયમને.
પજ્જુવાસામિ-હું સેવું છું.
દુવિહં-બે પ્રકારે.
તિવિહેણં-ત્રણ પ્રકારે
મણેણં-મન વડે.
વાયાએ-વાણી વડે.
કાએણં-કાયા વડે.
ન-નહિ.
કરેમિ-હું કરૂં છું.
ન-નહિ.
કારવેમિ-હું કરાવું છું.
તસ્સ-તેનું.
ભંતે! હે ભગવન્!
પડિક્કમામિ-પ્રતિક્રમણ કરૂં છું.
નિંદામિ-હું નિંદુ છું.
ગરિહામિ-વિશેષ નિંદુ છું.
અપ્પાણં-(પાપરૂપ) આત્માને.
વોસિરામિ-વોસરાવું છું, તજું છું.

## વાક્યાર્થઃ—

હે ભગવન્! હું સામાયિક કરૂં છું.
પાપ વ્યાપારને ત્યાગું છું.
જ્યાં સુધી હું આ નિયમ (વ્રત) માં છું.
(ત્યાં સુધી) બે કરણ વડે ત્રણ યોગથી.
મન વાણી અને કાયા વડે કરીને.
હું પાપ કરૂં નહિ તથા બીજા પાસે કરાવું નહિ.
હે ભગવન્! તેનું (પાપરૂપ દોષનું) પ્રતિક્રમણ કરૂં છું.
તેની નિંદા કરૂં છું, વિશેષપણે નિંદા કરૂં છું.
આત્માને તેનાથી દૂર રાખું છું.

## ભાવાર્થ:—

હે જિન ભગવંત! હું સામાયિક કરૂં છું, જે વડે કરીને દોષ લાગે તેનું પચ્ચક્ખાણ લઉં છું. એટલે મન વડે, વાણી વડે, અને કાયા-કર્મ વડે કરીને હું દોષ પાત્ર કાંઇ કરૂં નહિ તેમજ બીજા પાસે કરાવું પણ નહિ. હે પ્રભુ! તે પાપનું હું પ્રાયશ્ચિત લેઉં છું. તેની નિંદા કરૂં છું, તેનાથી હું મ્હારા આત્માને દૂર રાખું છું.

## વિશેષાર્થ:—

દુવિહં— બે કરણ વડે-કરવું નહિ તેમજ કરાવવું નહિ, પોતે કરવું નહિ, બીજા પાસે કરાવવું નહિ, એમ બે પ્રકારના કર્મથી.

તિવિહેણં—ત્રણ યોગ વડે-મન વડે, વચન વડે, કર્મ વડે. એ ત્રણ પ્રકારના યોગથી-ત્રણ જાતના સાધન વડે કરીને.
એ પ્રમાણે કુલ ૭ પ્રકારે:—

૧ મનથી કરવું નહિ.
૨ મનથી કરાવવું નહિ.
૩ વાણીથી કરવું નહિ.
૪ વાણીથી કરાવવું નહિ.
૫ કાયાથી કરવું નહિ.
૬ કાયાથી કરાવવું નહિ.

સામાયિકના નિશ્ચિત સમય સુધી પાપ કર્મથી દૂર રેહેવું અને પૂર્વના પાપ કર્મોને આલોવવાં, આત્મ સાક્ષીએ નિંદા કરવી, ગુરૂ સાક્ષીએ પ્રાયશ્ચિત લેવું અને આત્માને તે પાપ કર્મથી દૂર રાખવો- આ પ્રકારનો નિયમ લેવો. સામાયિક વિષે સવિસ્તર વિવેચન "વિધિ અને વિવેચન" વિભાગમાં આગળ ઉપર આવશે.

———

# ૧૦ મું સામાઇય વય જુત્તો સૂત્ર.

(સામાયિક પારવાનું સૂત્ર.)

(મૂળ પાઠ)

* સામાઇય વય જુત્તો,
જાવ મણે હોઈ નિયમ સંજુત્તો ।
છિન્નઇ અસુહં કમ્મં,
સામાઇઅ જત્તિઆ વારા ॥૧॥
સામાઇઅંમિ ઉ કએ,
સમણો ઇવ સાવઓ હવઈ જમ્હા ।
એએણ કારણેણં,
બહુસો સામાઇઅં કુજ્જા ॥૨॥
સામાયિક વિધિ લીધું,
વિધિ પારિઉં,
વિધિ કરતાં જે કોઇ અવિધિ હુઓ હોય,
તે સવિ હું મન વચન કાયાયેં કરી,
મિચ્છામિ દુક્કડં ॥૩॥

* પ્રથમની બે ગાથા છે. ગાથા=કડી.

દશ મનના, દશ વચનના, બાર કાયાના એ બત્રીશ દોષમાંહી જે કાંઇ દોષ હુઓ હોએ તે સવિ હું મન વચન કાયાએ કરી મિચ્છામિ દુક્કડં. ૪

| ૨ | ૭ | ૬૭ | ૭૪ |
| --- | --- | --- | --- |
| ગાથા. | ગુરૂ. | લઘુ. | સર્વવર્ણ. |

શબ્દાર્થ:—

સામાઇય-સામાયિક.
વય-વ્રત.
જુત્તો-સંયુક્ત, સહિત.
જાવ-જ્યાં સુધી.
મણે-મનને વિષે.
હોઇ-હોય, રહે.
નિયમ-નિયમ.
સંજુત્તો-સહ.
છિન્નઇ-છેદે છે.
અસુહં-અશુભ.
કમ્મં-કર્મને.
સામાઇય-સામાયિક.
જત્તિઆ વારા-જેટલી વાર.
સામાઇઅમ્મિ-સામાયિક.
ઉ-પણ, વળી.
કુએ-કર્યે છતે.
સમણો-શ્રમણ, સાધુ.
ઇવ-જેવો, સમાન.
સાવઓ-શ્રાવક.
હવઇ-હોય, થાય.
જમ્હા-જે માટે.
એએણ-એ.
કારણેણં-કારણથી.
બહુસો-ઘણીવાર.
સામાઇયં-સામાયિક.
કુજ્જા-કરવું.
અવિધિ-વિધિ વિરૂદ્ધ.
હુઓ-થયો.
હોય-હોય.
સવિ-સર્વ.
મિચ્છામિ-મિથ્યા થાઓ.
દુક્કડં-પાપ-નાશ ?

## વાક્યાર્થઃ—

જ્યાં સુધી મન વડે કરીને (કોઇપણ પ્રાણી) સામાયિક વ્રતમાં જોડાયલો રહે-હોય ત્યાં સુધી તથા સામાયિક કરે તેટલી વાર અશુભ કર્મને છેદે છે.

વળી સામાયિક કરવાથી શ્રાવક સાધુ જેવો થાય છે.
તે કારણે ઘણીવાર સામાયિક કરવું જોઇએ.
દશ મનના, દશ વચનના, બાર કાયાના.
એ બત્રીશ દોષમાંથી જે કોઇ દોષ લાગ્યો હોય.
તે સર્વ હું મન, વચન અને કાયાએ કરીને.
મારા પાપ નાશ પામો એમ ઇચ્છું છું.

## ભાવાર્થઃ—

જે કોઇપણ પ્રાણી સામાયિક વ્રત નિયમ લઇ તે કરે અને જ્યાં સુધી તે વ્રતમાં રહ્યો હોય ત્યાં સુધી અને જેટલી વાર સામાયિક કરે તેટલી વાર તે પોતાના પૂર્વના પાપ નાશ કરે છે.

વળી સામાયિક કરનાર શ્રાવક હોય છતાં પણ તે તેટલો વખત સાધુપણાને પામે છે. સાધુ જેવો બને છે. પાપ કર્મ રહિત બને છે. તેથી વારંવાર-ઘણી વાર-અને તેટલી વિશેષ વેળા સામાયિક કરવું ઇષ્ટ છે; તેથી મનની, વાણીની, અને શરીરની શુદ્ધિ થાય છે. ત્રણે પ્રકારે (યોગથી) બે કરણવડે કરીને પાપ રહિત થવાય છે.

વિશેષાર્થ:—

આત્માનું શ્રેય સાધવાનો ઉત્તમમાં ઉત્તમ પ્રાથમિક માર્ગ શ્રાવકને માટે સામાયિક કરવાનો છે. સામાયિક કરવાથી પ્રાણી જિન માર્ગી થાય છે, સાધુપણાને પામે છે અને છેલ્લે મૂક્તિપદને વરે છે.

## સામાયિકના બત્રીશ દોષ.

૧૦ મનના, ૧૦ વચનના, ૧૨ કાયાના.

**૧૦ મનના દોષ**—૧ દુશ્મન દર્શને દ્વેષોત્પત્તિ, ૨ અવિવેક ચિંતવન ત્યાગ. ૪ ઉદ્વેગ ધારણ. ૫ યશ વાંછા. ૬ વિનય હીનતા. ૭ ભય ચિંતવન. ૮ વ્યાપાર ચિંતવન. ૯ ફળ શંકા. ૧૦ નિયાણુ કરવું.

**૧૦ વચનના દોષ**:—૧ કવેણુ ( કુવાણી ) ઉચ્ચારવા ૨ હુંકારા કરવા. ૩ કુ આદેશ દેવો. ૪ લવારો કરવો. ૫ કલહ કરવો. ૬ આવો–જાઓ–કહેવું. ૭ અપશબ્દ બોલવા. ૮ બાળક રમાડવા. ૯ વિકથા કરવી. ૧૦ હાંસી કરવી.

**૧૨ કાયાના દોષ**—૧ આસન અસ્થિરતા. ૨ ચો દિશાએ જોવું. ૩ સાવદ્ય કાર્ય કરવું. ૪ આળસ મરડવું. ૫ અવિનયીપણે બેસવું. ૬ ઓઠીંગણે બેસવું. ૭ મેલ ઉતારવો. ૮ ખરજ ખણવી. ૯ પગ પર પગ ચઢાવવો. ૧૦ અંગ ખુલ્લું રાખવું. ૧૧ અંગ ઢાંકવું. ૧૨ ઉંઘવું.

# સામાયિકમાં વર્જ્ય બત્રીશ દોષ વિષે સજ્ઝાય.

શુભ ગુરૂ ચરણે નામી શીષ, સામાયિકના દોષ બત્રીશ;
કહીશું ત્યાં મનના દશ દોષ, દુશ્મન દેખી ધરતો રોષ. ૧
સામાયિક અવિવેકે કરે, અર્થ વિચાર ન હડે ધરે;
મન ઉદ્વેગ ઈચ્છે યશ ઘણો, ન કરે વિનય વડેરા તણો. ૨
ભય આણે ચિન્તે વ્યાપાર, ફળ સંશય નીયાણું સાર;
હવે વચનના દોષ નિવાર, કુવચન બોલે કરે હુંકાર. ૩
લે કુંચી, જા, ઘર ઉઘાડ, મુખ લવરી કરતો વઢવાડ;
આવો જાવો બોલે ગાળ, મોહ કરી હુલરાવે બાળ. ૪
કરે વિકથા ને હાસ્ય અપાર, એ દશ દોષ વચનના વાર;
કાયા કેરાં દૂષણ બાર, ચપળાસન જોવે દિશિ ચાર. ૫
સાવદ્ય કામ કરે સંઘાત, આળસ મોડે ઉંચે હાથ;
પગ લંબે બેસે અવનીત, ઓઠીંગણ લે થાંભો ભીંત. ૬
મેલ ઉતારે ખણુજ ખણાય, પગ ઉપર ચડાવે પાય;
અતિ ઉઘાડું મેલે અંગ, ઢાંકે તેમ વળી અંગ ઉપાંગ. ૭
નિદ્રાએ રસ ફળ નિર્ગમે, કરહા કંટક તરૂએ ભમે;
એ બત્રીસ દોષ નિવાર, સામાયિક કરજો નરનાર. ૮
સમતા ધ્યાન ઘટા ઉજળી, કેશરી ચોર હુવો કેવળી;
શ્રી શુભવીર વચન પાળતી, સ્વર્ગે ગઈ સુલસા રેવતી. ૯

—શ્રી વીરવિજયજી.

— પ્રથમ વિભાગ પૂર્ણ. —

# શાળોપયોગી સાર્થ
# સરળ સામાયિક સૂત્ર.

( ઉપકરણ, સ્થાન, વિધિ અને વિવેચન. )

## દ્રવ્ય સામાયિક.

### આવશ્યક ઉપકરણો.

૧ ચરવળો. ૨ કટાસણું. ૩ મુહપત્તિ. ૪ સ્થાપનાચાર્ય. ૫ ધર્મ-પુસ્તક. ૬ સાપડો. ૭ નવકારવાળી. ૮ ઘડી.

૧ **ચરવળો**-તેનું બીજું નામ રજોહરણ છે. જીવ રક્ષા માટે આ ઉપયોગી સાધન છે. સર્વ જીવોને આત્મવત્ સમજીને તેની રક્ષા કરવા સારૂ આનો ઉપયોગ કરવામાં આવે છે. સામાયિક કરવા બેસવાનું સ્થાન આ ચરવળા વડે સંમાર્જીને સ્વચ્છ અને જીવરહિત કરવામાં આવે છે; જરૂરને વખતે તેનો તાત્કાળિક ઉપયોગ કરી શકાય તે સારૂ ઉઠતા બેસતા કે હાલતા ચાલતા તેને ફરજયાત સાથે રાખવોજ જોઇએ.

૨ કટાસણું-બેસવા જેટલી જગ્યાપર રહી શકે તેવડું જાડા કપડાનું આસન-આસનીયું. તે જાડી ઉનનું હોય છે, એટલે બનાત અથવા જાડી ફલાલીનનું હોવું જોઇએ તે જાડું રાખવામાં ખાસ હેતુ છે. આજુબાજુમાંથી આવતા જતા કીડી મંકોડા આદિ સૂક્ષ્મ જંતુઓ તે આસનપર ચડી આવે નહિ, કે જેથી તેઓ સામાયિક કરનારના શરીરનું હલન ચલન થતાં ચગદાઇ હણાઈ જાય નહિ. સામાન્ય રીતે તે બે ફુટની સમચોરસ જગ્યા રોકે તેવડું રાખવામાં આવે છે.

૩ **મુહપત્તિ**-મુખ પર આડુ રાખવાનું વસ્ત્ર. વસ્ત્રનો આ કકડો લગભગ સવા વેંતના રૂમાલ જેવડો ચોરસ હોય છે. બોલતી વેળા ત્રસ જીવોની હિંસા ન થાય તે માટે તે મુખ આડો રાખવામાં આવે છે. વળી મુખ-વાસ પુસ્તક આદિ ઉપકરણો પર ન ફેલાય તે તથા બોલતી વેળા થુંક ન ઉડે તે હેતુએ પણ તે મુખ આડો ધરવામાં આવે છે.

૪ **સ્થાપનાચાર્ય**-સામાયિક કે પ્રતિક્રમણની ધર્મક્રિયા વેળા સાક્ષી તરીકે, બરોબર સન્મુખ જરા ઉંચી બેઠક પર આચાર્ય-ગુરૂના સ્થાને સ્થાપના કરવામાં આવે છે તે-ગુરૂની ગેરહાજરીમાં ગુરૂની મૂર્ત્તિ કે પ્રતિમાની સાકાર સ્થાપના. તેમ ન બની શકે તો ગુરૂ મહારાજના શબ્દમૃત રૂપી ભંડાર જેમાં છે તેવા ધર્મ-પુસ્તકનું પણ ત્યાં સ્થાપન થઇ શકે છે.

૫ **ધર્મ પુસ્તક**--જેના વાંચનથી ધર્મારાધન થઈ શકે, ધર્મ પામી શકાય. ધર્મને ઘણાજ વિશાળ અર્થમાં ઘટાવી શકાય એમ છે, પરન્તુ અત્રે તો સંક્ષેપમાં એટલુંજ કહીશું કે 'આત્મવત્ સર્વ ભૂતેષુ' નું ભાન-જ્ઞાન થાય તેજ મુખ્ય ધર્મ કે જેમ થવાથી હિંસા માત્ર નષ્ટ કરવાનું જ્ઞાન આપોઆપ પ્રકટે છે; 'અહિંસા પરમો ધર્મ 'નું જ્ઞાન જે પુસ્તક વાંચનથી પ્રાપ્ત થાય તેજ ધર્મ પુસ્તક છે. ધર્મગુરૂ પણ આજ જ્ઞાનને ઉપદેશે છે; આવા જ્ઞાનપૂર્ણ પુસ્તકો ગુરૂ સ્થાને સ્થાપવાનું મહત્વ તે ઉપરથી સહજ સમજી શકાશે. હિંસાને પણ વિશાળ અર્થમાં ઘટાવી શકાય એમ છે, પરન્તુ અત્રે તેનો અર્થ વિસ્તાર અસ્થાને છે.

૬ **સાપડો**-વાંચતી વેળા પુસ્તકને ખુલ્લું ધરી રાખવાનું લાકડાના બે સંયુકત પાટીયાનું સાધન કે જેના જોડાણમાં તેજ લાકડાના પાટીયા વિના બીજા કોઇ સાધન કે ધાતુ-લોખંડની ચુંક મીજાગરા કે ખીલીનો ઉપયોગ નથી કર્યો હોતો તે-સાપડાનો ઉપયોગ કરવાથી ચોપડી-પુસ્તક ફાટતાં તુટતાં કે મેલાં થતાં નથી, અને તે ઉપરાન્ત તેથી પુસ્તક-જ્ઞાનનું બહુ માન-થાય છે-સચવાય છે. વળી પુસ્તક વાંચવામાં તે સાધનના ઉપયોગથી દેહ-દૃષ્ટિ ને આરામ મળે છે; તકલીફ઼ ઓછી થાય છે.

૭ **નવકારવાળી**-સુતરની, રેશમની, સુખડની, ચાંદીની, મોતીની મુખ્યત્વે આવે છે. ઉપયોગ પરત્વે તેને આવશ્યક રંગની સ્વિકારવામાં આવે છે. નિશ્ચિત સંખ્યામાં નવકાર ગણવા માટે તે શ્રેષ્ટ સાધન રૂપ બને છે. એક માળામાં ૧૦૮ પારા રાખવામાં આવે છે. તે હેતુ પૂર્વક હોય છે. તેથી પંચ પરમેષ્ટિનાં ૧૦૮ ગુણોનું સ્મરણ થઇ શકે છે.

૮ **ઘડી**-જેની પાસે સમય જાણવાનું ઘડીઆળનું સાધન ન હોય તે આ ઘડી વડે કરીને સામાયિકનો નિર્ણિત ટાઇમ જાણી શકે છે. કાચના એક ગોળામાં ચોક્કસ પ્રમાણમાં ભરેલી બારીક રેતી તેના ઝીણા છેદમાં થઇને બીજા તેવાજ કાચના ગોળામાં જતાં-પડતાં બરાબર નક્કી કરેલો ટાઇમ પસાર થાય છે, અને તે ઉપરથી (૪૮ મિનિટની) સામાયિક પૂરી કરી શકાય છે.

## નવકાર મંગળ.

ચૌદ પુરવનો સાર, મંત્ર માંહે નવકાર;
જપતાં જય જયકાર, હો સહી'રો હૃદયે ધરો નવકાર. ૧
નવપદ નવસેરો હાર, નવપદ જૂગમાં સાર;
નવપદ દોહીલો આધાર, હો સહી'રો૦ ૨
અડસઠ અક્ષર ઘડીઓ, ચૌદ રતન શું જડિયો;
શ્રાવકને ચિત્ત ચડીઓ, હો સહી' રો૦ ૩
અક્ષર પંચ રતન, જીવદયા શું જતન;
જે પાળે તે ધન્ય, હો સહી' રો૦ ૪
જે નરનારી ભણશે, તે સુખ સંપદ વરશે;
સેવકને સુખ થાશે, હો સહી' રો૦ ૫
હીરવિજયની વાણી, સુણતાં અમીય સમાણી;
મોક્ષ તણી એ નિસાણી, હો સહી' હો૦ ૬

## 'નવકારવાળી'ની સજઝાય.

ઢાળ.

એક નારી રે, ધર્મ તણે ધુરિ જાણિયે,
તસ મહિમારે, મનરંગે વખાણિયે;
તેહ નારી રે, આપણે મન આણિયે,
ષડ દર્શનીરે, તે પણ સઘળે માનિયે. ૧

ત્રોટક.

માનીએ પણ નારી રૂડી, નહીં કુડી તે વળી,
કર કમળ કીજે કાજ સીઝે, ધ્યાન ધરીયે મન રળી;
ત્રિભુવન સોહે રૂપ મોહે, દેવ દાનવ કર ચડી,
નવકારવાળી મુહપત્તિને, આદિ પુરૂષે આદરી. ૨

ઢાળ.

જિન શાસનરે, 'નવકારવાળી' સૌ કહે,
પરશાસનીરે, જપમાલી કહી સવિ ગણે;
તુરકાણેરે, તસબી બોલે મન રળી,
અક્ષમાલારે, નામ કહીયે ચોથું વળી. ૩

ત્રોટક.

તસ નામ લીઝે કામ સીઝે, લોક બૂઝે અતિ ઘણા,
દરશન દીઠે દુઃખ નીઠે, પાપ જાયે ભવ તણાં;
હરિહર પુરંદર સકળ મુનિવર, હાથે રૂડી દીસે એ,
નવકારવાળી હાથ લેતાં, દેવ દાનવ તૂષ્ય એ. ૪

ઢાળ.

એક સોહેરે, મૂરતિ મોહન વેલડી,
સોહામણીરે, ચતુરપણે તે ગુણે ચડી;
દોય ચોપનરે, મળી કરી અષ્ટોત્તરી,
ધ્યાન ધરિયે રે, તરિયે ભવ સાયર વળી. ૫

ત્રોટક.

સંસાર તરિયે, ધ્યાન ધરિયે, તરિયે ભવ સાયર વળી,
નવકારવાળી ધ્યાન ધરતાં, મૂકિત પામે કેવળી;
સવિ આશ પુરી કર્મ ચૂરી, સહેજે સોહે મન રળી,
કહે કવીઅણ સુણો લોકો, આરાધો એક મન વળી. ૬



# ' નવકારવાળી '-સજઝાય

# વિષે

# સંક્ષિપ્ત વિવેચન.

સર્વ ધર્મમાં ધર્મકાર્યને વિષે સ્ત્રીને અગ્રસ્થાને સ્થાપી છે; સ્ત્રી ધર્મકાર્યમાં પ્રમુખસ્થાને-આગળ પડતી-છે. સ્ત્રીને ધર્મ વિશેષ પ્રિય હોય છે, સ્ત્રીજ ધર્મનું મહત્વ વધારે છે. ઘણાય ધાર્મિક કાર્યો દંપત્તિથીજ થઈ શકે છે, બેલડીયે ધર્મ વિશેષ દઢીકરણ કરાવે છે. ધર્મ વિના સ્ત્રી શોભતી નથી, તેજ રીતે સ્ત્રી વિના ધર્મકાર્યો અપૂર્ણ-લુખ્ખાં જેવાં લાગે છે-તેની સાથે નવકારવાળીને અલંકાર રૂપે સરખાવી છે; વળી છએ દર્શન-ધર્મ-વાળા તેને સ્વિકારે છે, તેથી પણ તેનું મહત્વ વિશેષ વધે છે. ( છ દર્શન-બૌદ્ધ, નૈયાયિક, વૈશેષિક, સાંખ્ય, મીમાંસક, જૈન. )

સ્ત્રી મોક્ષ પ્રાપ્તિમાં આડખીલી રૂપ જણાવવા છતાં અત્રે તો તે નારીરૂપ નવકારવાળીને રૂડી વર્ણવી છે, સ્પષ્ટ કરવામાં આવે છે કે તે કુડી નથી ! તે આશ્ચર્યકર છે ! તેને સ્વાધિન કરવાથી ઇષ્ટ કાર્ય સિદ્ધ થાય છે. મન પણ સ્થિર થાય છે; રૂડી રીતે ધ્યાન ધરી શકાય છે. દેવ અને દાનવો પણ તેના સ્વરૂપ-ઉપયોગ-થી પર-અજ્ઞાત નથી; તેને ગૃહે છે અને ઇષ્ટ સાધ્ય કરે છે. આદિ પુરૂષ ઋષભદેવ ભગવાને તેથીજ નવકારવાળી અને મુહપત્તિની પ્રવૃત્તિ શરૂ કરી છે.

જૈનધર્મ શાસનમાં તેનું નામકરણ નવકારવાળી છે, ત્યારે અન્ય ધર્મશાસકો તેને જપમાળા કહે છે. મહુમ્મદિ આલમ તેને તસબી નામે ઓળખાવે છે. વળી તેનું અક્ષયમાલા નામ પણ પ્રસિદ્ધ છે.

કાર્ય સિદ્ધ થાય છે, સન્મતિ આવે છે. તેના દર્શન માત્રથી દુઃખ નષ્ટ થાય છે, ભવના પાપો નાસી જાય છે. વિષ્નુ, શિવ, ઇન્દ્ર અને સકળ સાધુઓના કરકમળમાં તે શોભી રહી છે; કોઇ તેનાથી વિમુખ નથી. માળા સંયુક્ત હાથ જોતાં દેવો પણ તુષ્ટમાન થાય છે.

તે મૂર્તિમંત શોભતી છે. વિશેષ શોભાયમાન થવા માટે તે ગુણે ચડી છે–દોરામાં પરોવાઇ છે. ૫૪×૨ થવાથી તેના ગુણાકારનો સરવાળો ૧૦૮ પારા બને છે. તેના સાધન રૂપે ઉપયોગથી ભવસાગર તરી જવાય છે.

તેના વડે ધ્યાન ધરવાથી આ સંસાર તો તરી જવાય છે, એટલુંજ નહીં પરન્તુ ભવસાગર પણ તરી શકાય છે, એટલે જન્મ મરણના ફેરા ટળી શકાય છે. એટલે નવકારવાળી વડે ધ્યાન ધરવાથી કેવળ (જ્ઞાન) પ્રાપ્ત થાય છે અને મોક્ષ સાધ્ય બને છે. કર્મના ચૂરા થઇ આશા પૂર્ણ (સિદ્ધિ સાધ્ય) થાય છે, સ્વાભાવિક રીતેજ તેમ થતાં મન આનંદ પામે છે. ઉપદેશક બોધે છે કે હે! ભવ્ય પ્રાણીઓ, એકચિત્ત બની નવકારવાળી વડે કરીને પ્રભુનું આરાધન કરો.

## સામાયિક-સ્થાન.

સામાયિક કરવા સારૂ એકાંત અને શાન્ત સ્થળની ખાસ જરૂર છે. વળી તે સ્થળ પવિત્ર પણ એટલુંજ હોવું જોઇએ. વર્તમાન સમયના પ્રવૃત્તિમય જીવનમાં અવકાશ મેળવી શકાય તો આ ક્રિયા માટે ઉપાશ્રયજ એક માત્ર સર્વ રીતે યોગ્યતા ધરાવતું સ્થાન ગણાય. મહેલોમાં રહેતા પુણ્યશાળી જીવો પોતાનાજ આવાસમાં ચોક્કસ જગ્યાને પૌષધશાળાના રૂપમાં યોજી શકે ખરા. છતાં જગતના સર્વ જીવો આટલી અનુકુળતા એકત્રપણે સ્વગૃહે નજ મેળવી શકે. તેથીજ ધર્મ-જ્ઞાન સાધન સંપન્ન યોગ્ય ભૂમિ એક માત્ર ઉપાશ્રયજ અનુકૂળ લાગે છે. શ્રીમન્તોના મહેલ કરતાં પણ તે સ્થળ સંસારની સર્વ જંજાળાથી મૂક્ત એવું સહજ જણાશે. દેહને ભલે બે સમચોરસ ફુટની બેઠકની જરૂર હોય, છતાં જીવને સ્વગૃહની બંધ્યાર હવા કરતાં ઉપાશ્રયનું મૂક્ત વાતાવરણ આત્મશુદ્ધિ કરવાને માટે વિશેષ અનુકૂળ થઈ પડશે. ઉપર નિર્દેશ કરેલ 'એકાંત સ્થળ' સ્વગૃહે સામાયિક કરનાર માટેજ સમજવું. સાંસારિક ઉપાધિઓથી દૂર રહેવા માટેજ એવા એકાંતની આવશ્યક્તા છે. ઉપાશ્રયમાં તેવી ઉપાધિઓ બાધા કરતી નથી--કરી શકતી નથી. માટે ત્યાં ત્યાં તેવા એકાંતની અનુકૂળતા સહેજે મળી રહે છે.

ઉપાશ્રયમાં શાન્તિ તો કુદરતીજ હોય છે; કોલાહલ માત્ર સંસારમાંજ રહેલો છે. ઉપાશ્રય તો શાન્ત-સહજ ચિન્તા મૂક્ત સ્થાન છે; ત્યાંની શાન્ત હવાનો સ્પર્શ થતાંજ સંસારના ઉગ્ર વાતાવરણનું વિસ્મરણ થઈ જાય છે, એટલે જીવને શાન્તિ શાન્તિ થઈ રહે છે; આવી શાન્તિ સામાયિક કરનારને પૂર્ણ

આવશ્યક છે. જરા જેટલી પણ અશાન્તિ દેહને અને જીવને જરૂર અસ્વસ્થ બનાવી મૂકે છે. સ્વગૃહે એકાન્ત પ્રાપ્તિ તો કદાચ થઇ શકે ખરી, પરન્તુ શાન્તિ પ્રાપ્તિનો સંભવ તેટલોજ ઓછો સમજવો. માટેજ એકાન્તની સાથે શાન્તિ પણ પૂર્ણ જરૂરની છે.

પવિત્રતાને માટે પણ બે મત હોઇ શકે નહિ. આત્મ-શુદ્ધિના ઉમેદવારને માટે બાહ્ય શુદ્ધિ તરફ તો જરૂર પ્રથમ લક્ષ્ય આપવુંજ રહ્યું. સ્વગૃહે આવા પવિત્ર વાતાવરણની સંભાવના ઓછીજ–નહિ જેવીજ હોવાની; એટલે કે સંકુચિત ભૂમિ ભાગે સમય પરત્વે જરૂરની વેળાએ પવિત્ર કરી લઈ ઉપયોગ કરવો એમાં પવિત્રતાની અપૂર્ણતાજ રહેવાની. ઉપા-શ્રયની કાયમની પવિત્રતા–જ્યાં મલિન વાતાવરણનો લેશ માત્ર પણ સંભવજ નહિ તેવી ભૂમિ–આ સામાયિક ક્રિયાને માટે વિશેષ અનુકૂળ–આવશ્યક ગણાય. શરીરને બાધા કરતી મલીનતા–આસપાસનું ગંદુ વાતાવરણ–જરૂર આ પવિત્ર ક્રિયા કર્મની એકાગ્રતામાં વિક્ષેપ કરવાનો સંભવ છે.

ઉપાશ્રય, સામાયિક આદિ ધાર્મિક ક્રીયા વિધિ માટે આ રીતે ઘણુંજ ઉત્તમ સ્થાન ગણાય; છતાં વર્તમાન સમયે તેના મકાનો કેટલાંક શહેરોમાં વસ્તીના ગીચ વસવાટવાળા લત્તામાં આવેલાં જોવામાં આવે છે; તે ઉપરથી તેની શ્રેષ્ટતા અમુક અંશે ઓછી થાય છે. સાંસારિક વમળોમાં વીંટાયેલા ગૃહસ્થોના ગીચ ગૃહ સમુહ વાળી પોળ પાડા કે શેરીમાં રહેલા સ્થાનોનો ઉપયોગ ઉપાશ્રય તરીકે કોઇ રીતે શ્રેષ્ટતા દાખવતો નથી. બ્રહ્મચર્યની નવ વાડોમાંની એક વાડનું તો તેથી જરૂર ખંડન થાયજ છે. એવા ઉપાશ્રયમાં રહ્યે સતે તેની

બારીમાંથી બહાર નજર જતાંજ સ્રીઓના સમગ્ર વ્યાપારનું કલુષિત વાતાવરણુ દશ્ય થાય છે; વળી ઘણીયે વાર સાંસારિક ઝઘડાઓની કઠોર શબ્દાવળી કર્ણપટે જરૂર અથડાય છેજ. ગીચ વસ્તી, અને સાંસારિક ઝઘડાઓના વ્યવહારીક સંસર્ગમાં સહેજે મન દૃષ્ટિ અને કર્ણ જાય છે, એટલે એકાંત-શાન્તિનો નાશ થાય છે; અને વસ્તીના વધારાને લીધે આસપાસ ગંદકી પણુ તેટલીજ જામે છે, એટલે પવિત્રતા પણુ ત્યાં જળવાતી નથી. કહેવાનું તાત્પર્ય એટલુંજ છે કે વસ્તીની વચ્ચે નહિ પરન્તુ વસ્તીથી દૂર-વસ્તીને છેડે-વિશાળ માર્ગ પર આવાં સ્થાન જોઇએ. સ્થાન પરત્વે આટલું કહી તે મકાનની બાંધણી વિષે કંઇક કહીશું. તે મકાનમાં પેસતાંજ તેમાં ગુપ્ત આવાસ-નાના ખંડો જેવી અનેક વિભાગી જગ્યા ન હોવી જોઇએ; પરન્તુ નજર કરતાંજ અંદરની વસ્તી દેખાઇ આવે તેવી તેની બાંધણી હોવી જોઇએ. વળી તેની રૂપરેખા મહેલ જેવી નહી પરન્તુ એક તદ્દન સાદા મજબૂત મકાન જેવી હોવી જોઇએ. બહારથી નજર થતાં સહજ એમ લાગવું જોઇએ કે કોઇ પવિત્ર મનુષ્યના વસવાટ વાળું સ્થાન છે. વિલાસના સાધનોને બદલે વિશ્રામના સાધનો વાળું તે આશ્રમ જેવું દેખાઈ આવવું જોઇએ. કોઇ ચોક્કસ વ્યક્તિઓ માટે કદી પણુ નહિ એવું તે સાર્વજનિક ધાર્મિક સ્થળ તરીકે નિર્ણિત થયેલું હોવું જોઇએ. કોઈ પણુ ગૃહસ્થ કે સ્રી પોતાનું ગૃહ ઉપાશ્રય તરીકેજ વાપરવા આપી જાય તોપણુ તેની યોગ્યતા ઉપર મુજબ જોયા વિના તેને ઉપાશ્રય તરીકે વાપરવાથી લાભને બદલે ઘણીયે વાર હાનીકર્તાજ માલુમ પડશે. માટે લાભાલાભ સમજીનેજ તેનો યોગ્ય ઉપયોગ કરવો ઇષ્ટ છે.

---

## સામાયિક લેવાનો વિધિ.

દેહ શુદ્ધિ સાચવી, શુદ્ધ વસ્ત્ર પહેરી, સામાયિક લેવા બેસવાની જગ્યાની સામે ઉંચા આસન પર સ્થાપનાજી સ્થાપી પોતાની બેઠક વાળી જગ્યા ચરવળા વડે બરાબર પુંજી શુદ્ધ કરી કટાસણું પાથરી, ચરવળો પાસે રાખી હાથમાં મુહપત્તિ લેવી; (અગાઉ જણાવેલા ઉપકરણો ઉપયોગ પુરતા પાસે રાખવા.)

૧ મુહપત્તિ ડાબા હાથમાં પકડી મુખ પાસે રાખવી.

૨ જમણો હાથ સ્થાપનાજી સન્મુખ રાખવો.

૩ નવકાર કહેવો, પછી પંચિંદિય કહેવી.

૪ બે હાથ જોડી મસ્તક નમાવીને ખમાસમણ દેવું.

૫ ઇરિયાવહિયા, તસ્સ ઉત્તરી, અન્નત્થ સૂત્ર કહેવા.

૬ ચાર નવકાર અથવા એક લોગસ્સનો ચંદેસુ નિમ્મલયરા સુધી કાઉસગ્ગ કરવો.

૭ કાઉસગ્ગ પારી, એક લોગસ્સ બોલી એક ખમાસમણ દેવું.

૮ ‘ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ! સામાયિક મુહપત્તિ પડિલેહું ? ઇચ્છં.’ કહી મુહપત્તિ પડી લેહવી.

૯ એક ખમાસમણ દેઈ ‘ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ! સામાયિક સંદિસાહું ? ઇચ્છં,’ કહી—

૧૦ બે હાથ જોડી એક ખમાસમણ દેવું.

૧૧ 'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક ઠાઉં ? ઇચ્છં,' કહી—

૧૨ બે હાથ જોડી એક નવકાર ગણવો.

૧૩ 'ઇચ્છકારી ભગવન્! પસાય કરી સામાયિક દંડક ઉચ્ચરાવોજી' કહી ગુરૂ અથવા વડિલ(ની ગેરહાજરીમાં કરેમિ ભંતે સૂત્ર પોતે બોલવું.) પાસે કરેમિ ભંતે સૂત્ર સાંભળવું.

૧૪ એક ખમાસમણ દઇ 'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! બેસણે સંદિસાહું ? ઇચ્છં' કહી—

૧૫ એક ખમાસમણ દઇ 'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! બેસણે ઠાઉં ? ઇચ્છં' એમ કહી ઉભેલાએ બેસવું.

૧૬ એક ખમાસમણ દઇ 'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સજ્ઝાય સંદિસાહું ? ઇચ્છં' કહેવું.

૧૭ એક ખમાસમણ દઇ 'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સજ્ઝાય કરૂં ! ઇચ્છં' કહેવું.

૧૮ બે હાથ જોડી ત્રણ નવકાર ગણવા.

૧૯ અડતાળિસ મિનિટ સુધી સ્વાધ્યાય—આત્મ ધ્યાન કરવું.

૨૦ પાસે રાખેલ ધર્મ પુસ્તકમાંથી વાંચન મનન કરવું અથવા નવકાર સ્મરણ કરવું—માળા ગણવી.

# સામાયિક પારવાનો વિધિ.

૧ ખમાસમણ દેવું.

૨ ઇરિયાવહિયા, તસ્સ ઉત્તરી, અન્નત્થ સૂત્ર કહેવાં.

૩ એક લોગસ્સ (ચંદેસુ નિમ્મલયરા સુધી) અથવા ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરવો.

૪ 'નમો અરિહંતાણં' કહી કાઉસ્સગ્ગ પારવો.

૫ લોગસ્સ કહી એક ખમાસમણ દેવું.

૬ 'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! મુહપત્તિ પડિલેહું? ઇચ્છં,' કહીને મુહપત્તિ પડિલેહવી.

૭ એક ખમાસમણ દેઇ 'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક પારૂં? યથાશકિત,' કહીને--

૮ એક ખમાસમણ દેઈ 'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક પાર્યું? તહત્તિ' કહીને—

૯ જમણો હાથ ચરવળા ઉપર અથવા કટાસણા ઉપર સ્થાપીને એક નવકાર ગણવો.

૧૦ સામાઇઅ વયજુત્તો કહેવું.

૧૧ જમણો હાથ સવળો (ચત્તો) કરી એક નવકાર ગણવો.

# મુહપત્તિના પચાસ બોલ.

૧ મુહપત્તિ ઉખેળી તેની આગળની અને પાછળની એમ બન્ને બાજુ જોતાં બોલવું કે "સૂત્ર, અર્થ, તત્ત્વ, કરી સદ્દહું. (હૃદય વિષે ધારૂં)

૨ ડાબે હાથે ખંખેરતાં બોલવું કે "સમ્યક્ત્વ મોહનીય, મિશ્ર મોહનીય, મિથ્યાત્વ મોહનીય પરિહરૂં."

૩ જમણે હાથે ખંખેરતાં બોલવું કે "કામરાગ, સ્નેહ-રાગ, દૃષ્ટિરાગ પરિહરૂં."

૪ જમણા હાથની અંગુલીના આંતરાઓ વચ્ચે મુહપત્તિ ભરાવી બેવડા ને બે એકવડા વધુ ટક કરી ડાબા હાથનું સવળુ તથા અણસ્પર્શતાં અંદર લેતાં બોલવું કે— "સુદેવ, સુગુરૂ, સુધર્મ આદરૂં."

૫ તેજ તલને હસ્તની તરફ મુહપત્તિ વડે યત્ન-પૂર્વક ઘસી કાઢતાં બોલવું કે "કુદેવ, કુગુરૂ, કુધર્મ પરિહરૂં."

૬ એજ પ્રમાણે બીજી વખત ડાબે હાથે પડિલેહતાં બોલવું કે "જ્ઞાન, દર્શન, ચારિત્ર આદરૂં; જ્ઞાન વિરાધના, દર્શન વિરાધના, ચારિત્ર વિરાધના પરિહરૂં; મન ગુપ્તિ, વચન ગુપ્તિ, કાય ગુપ્તિ આદરૂં; મન દંડ, વચન દંડ, કાય દંડ પરિહરૂં."

## અંગની ૨૫ પડિલેહણા.

૧ ડાબા હાથની ભૂજાએ પડિલેહતાં બોલવું કે "હાસ્ય, રતિ, અરતિ, પરિહરૂં."

૨ જમણા હાથ પ્રમાણે ડાબા હાથમાં વધુટકો કરવા વડે મુહપત્તિ પકડી તે વડે જમણા હાથની ભૂજાએ પડિલેહતાં બોલવું કે "ભય, શોક, દુગંચ્છા પરિહરૂં."

૩ મસ્તકે પડિલેહતાં બોલવું કે "કૃષ્ણ લેશ્યા, નીલ લેશ્યા, કાપોત લેશ્યા પરિહરૂં."

૪ મુખે પડિલેહતાં બોલવું કે "ઋદ્ધિગારવ, રસગારવ, શાતાગારવ પરિહરૂં"

૫ હૃદયે પડિલેહતાં બોલવું કે "માયા શલ્ય, નીયાણુ શલ્ય, મિથ્વાત્વ શલ્ય પરિહરૂં."

૬ ડાબે ખભે પડિલેહતાં બોલવું કે "ક્રોધ, માન પરિહરૂં."

૭ જમણે ખભે પડિલેહતાં બોલવું કે "માયા, લોભ-પરિહરૂં."

૮ ડાબે પગે પડિલેહતાં બોલવું કે "પૃથ્વિકાય, અપકાય, તેઉકાયની જયણા કરૂં."

૯ જમણે પગે પડિલેહતાં બોલવું કે "વાયુકાય, વનસ્પતિકાય, ત્રસકાયની જયણા કરૂં."

પગની પડિલેહણા ચરવળા વડે કરવાની છે.

ઉપર મુજબ મુહપત્તિની પ્રતિલેખનાના પચીસ બોલ તથા અંગની પ્રતિલેખનાના પચીસ બોલ એમ બંને મળીને પચાસ બોલ થયા; તેનો પડિલેહણા કરતાં ચિંતવન કરવાનો મૂળ હેતુ જીવરક્ષા અને જિનાજ્ઞાનું પરિપાલન એજ છે.

## સામાયિક વિષે વિવેચન.

૧ **સામાયિક**:—પાળવામાં ઘણુંજ મુશ્કેલ વાકય 'આત્મવત્ સર્વ ભૂતેષુ' નું જ્ઞાન ઉત્પન્ન થાય જેના વડે એવું મન, વાણી અને કર્મથી વિધિ-વર્તન. બીજી રીતે કહીયે તો સમ્યકત્વ, શ્રુત, અને ચારિત્ર દ્વારા સમભાવે સ્થિર થવું તેનું નામ સામાયિક. 'સવિ જીવ કરૂં શાસન રસી' એવી ભાવના ભાવતો જીવ પોતે પ્રથમ ભાવ રસીક બને અને પછીજ બીજાને ધર્મ પ્રેમી બનાવે-બનાવી શકે. મતલબ કે પોતાના ધર્મ પ્રેમ યુક્ત ચારિત્રમય પ્રત્યક્ષ દૃષ્ટાન્તથી પોતે લાભ મેળવતો થકો અન્ય જીવોના કલ્યાણનું આકર્ષક કારણ રૂપ બને અને એવા વિધિ માર્ગ ધારણમાં ક્રિયા કર્મ સાથે જ્ઞાન તથા હૃદયનું મિશ્રણ કરી અન્ય જીવોને શ્રદ્ધા ઉત્પાદકના હેતુરૂપ થાય. અવગુણ માત્રનો ત્યાગ અને સર્વગુણ ગ્રાહ્ય શક્તિ જેનાથી ઉત્પન્ન થાય, એટલે સહજ સમભાવ પેદા થાય એનું નામ સામાયિક. આવું સામાયિક જેઓ જીંદગી સુધી કરે તેઓ આજીવન સાધુ-સંસાર ત્યાગી કહેવાય; અને જેઓ નિર્ણિત સમય સુધી પાળે તેઓ તેટલા સમય સુધીના પણ અમુક અંશે સાધુ જેવા કહી શકાય. શ્રેષ્ટ પદ પામવાનું આ એકડો ઘુંટવા જેવું પ્રથમ પગથીયું છે. જિનમાર્ગ ગામીનું આ એક આવશ્યક છે. ત્યાગીઓને માટે તે ફરજ્યાત છે, જ્યારે ગૃહવાસીઓને માટે તે જરૂરી છતાં સ્વૈચ્છિક છે. શુભ ભાવથી કરેલ સામાયિક વડે સંપૂર્ણ મનુષ્યત્વ અને છેવટે દેવત્વ પ્રાપ્ત થાય છે, એટલાથી તેનું મહત્વ સમજી શકાશે.

સામાયિક સૂત્રઃ—વિધિ માટે સૂત્ર સંખ્યા તો માત્ર દશનીજ છે. તેનો વિધિ પણ સરળ અને લઘુ છે. આ પ્રકારનું શિક્ષણ બાળકો માટે ઉપયોગી થઈ શકે તેવું સ્હેલુંજ છે. તેના વિધિ પ્રકારમાં પણ એટલીજ સરળતા છે; છતાં પણ બાળકો માટે મૂળ સૂત્રો અને વધતી જતી વયે તેના શબ્દાર્થો અને પછી ધીમે ધીમે ભાવાર્થો સુધી લઇ જતા તેમાં આવતા દરેક શબ્દો ઉપર વિવેચન સુધી પહોંચતા સાદી સમજણથી શીખવતાં પણ તેના પાયા મજબુત કરવા સારૂ વિધિ-જ્ઞાન-સમજ-સાથે ચારિત્રશાળી શિક્ષકે રસપ્રદ રીતે કથા, કાવ્ય અને ચીત્રો વડે બને તેટલું જ્ઞાન આપવા પ્રયત્ન કરવો જોઇએ; કે જેમ કરવાથી જીજ્ઞાસુ વિદ્યાર્થીની વૃત્તિ વિશેષ જાણવા ઉશ્કેરાય, તે અધિરો બને અને તેનું આ શિક્ષણ તેને સુરૂચિકર થઇ પડે; એટલે શિક્ષક અને શિષ્ય બન્ને આ વિષયના રસના ઉંડાણમાં એટલા બધા ઉતરી જવા જોઇએ કે તેઓ બન્ને હૃદયથી તેમાં ઓતપ્રોત થઈ જવા જોઈએ. આ વિષયનું જ્ઞાન ઉપર ઉપરથી નહિ અપાતાં પાયામાંથીજ વજ્રમય થવું જોઈએ.

સામાયિકના ચાર પ્રકાર:—૧ શ્રુત સામાયિક. ૨ સમ્યકત્વ સામાયિક. ૩ દેશવિરતિ સામાયિક. ૪ સર્વવિરતિ સામાયિક. સામાયિકના બે ભેદ છે. ૧ દ્રવ્ય સામાયિક. ૨ ભાવ-સામાયિક. સામાયિકનું સ્વરૂપ ચાર પ્રકારે છે. ૧ દ્રવ્ય. ૨ ક્ષેત્ર. ૩ કાળ. ૪ ભાવ.

આ ગ્રન્થમાં દેશવિરતિ પ્રકાર અને દ્રવ્ય ભેદે સામાયિક વિષે કહેવામાં આવ્યું છે.

## સામાયિકનું પરિણામઃ—

૧ આત્મ શક્તિ પ્રકાશિત થાય છે.

૨ સમ્યગ દર્શનનો ઉદય થાય છે.

૩ શુદ્ધ સમાધિભાવ જાગૃત થાય છે.

૪ નિર્જરાનો અમૂલ્ય લાભ પ્રાપ્ત થાય છે.

૫ રાગદ્વેષ ટળી મધ્યસ્થ ભાવ આવે છે.

૬ મનુષ્ય ચારિત્રશીલ બને છે.

૭ સર્વગુણો પ્રાપ્ત થાય છે તથા સહેજે મેળે મેળે દુર્ગુણો દૂર થાય છે.

## સામાયિકનું ફળ.

જે કર્મ ક્રોટી વર્ષ સુધી તપ કરવાથી પણ છેદી ન શકાય તે કર્મ પણ એક ક્ષણ માત્રમાં ચિત્તની સમતા વડે નિર્મૂળ થાય છે. કોઇ એક પુરૂષ હમેશાં લાખ ખાંડી સુવર્ણનું દાન કરે તોપણ સામાયિક કરનાર પુરૂષની તોલે તે આવતો નથી.-બરોબરી કરી શકતો નથી, એક સામાયિક કરવાથી જેટલું પુણ્ય થાય છે, તેટલું પુણ્ય કદાચ શ્રાવક, ભાવથી મેરૂ પર્વત જેટલા સુવર્ણનું દાન કરે તોપણ થતું નથી, એક સામાયિક કરવાથી બાણું કરોડ, ઓગણસાઠ લાખ; પચીસ હજાર, નવસો ને પચીસ તથા એક પલ્યોપમના આઠ ભાગ કરીયે તેમાંના ત્રણ ભાગ એટલે કે ૯૨૫૯૨૫૯૨૫ૐ (આટલી) પલ્યોપમનું દેવ-આયુષ્ય બંધાય છે.

# સામાયિક ફળની સજ્ઝાય.

કર પડિકમણું રે ભાવશું, દોય ઘડી શુભ ધ્યાન, લાલરે કર૦૧
શ્રીમુખ વીર ઇમ ઉચ્ચરે, શ્રેણિકરાય પ્રત્યે વાણ, લાલરે
લાખ ખાંડી સોના તણી, દિયે દિયે દિન પ્રતે દાન, કર૦૨
લાખ વરસ લગેં તે વળી, એમ દીયે દ્રવ્ય અપાર, લાલરે
એક સામાયિકને તોલે, નાવે તેહ લગાર, લાલરે કર૦૩
સામાયિક ચઉવિસંત્થો, વંદના દોય દોય વાર, લાલરે
વ્રત સંભારોને આપણાં, પાળો નિરતિચાર, લાલરે કર૦૪
કર કાઉસગ્ગ શુભ ધ્યાનનો, પચ્ચક્ખાણ શુદ્ધ વિચાર, લાલરે
દોય સંધ્યાયે તે વળી, ટાળો ટાળો અતિચાર, લાલરે કર૦૫
શ્રી સામાયિક પ્રસાદથી, લહીયે અમર વિમાન, લાલરે
ધર્મસિંહ મુનિ એમ ભણે, એ છે મુકિત નિદાન, લાલરે કર૦૬

અહીં ગૃહવાસી આત્માઓની ઉન્નતિના હેતુ રૂપ સામાયિક વિષેજ વિવેચન કરવામાં આવ્યું છે. શ્વેતામ્બર મૂર્ત્તિપૂજક સામાયિકનો ચોક્કસ સમય ૪૮ મિનિટનો છે. અભ્યાસથી મનુષ્ય પ્રાણી સર્વ શકય-સુલ્લભ કરી શકે છે. ક્રમશઃ તેમાં ઉચ્ચતા પ્રાપ્ત થાય છે. દોષાવરણો દૂર કરી શકાય છે અને ગુણો પ્રાપ્ત થતા જાય છે. જીવન ઉજ્વળ બને છે. આ ભવ અને પર ભવ બન્ને સુધરે છે; છેલ્લે તિર્થંકર ગોત્ર પણ ઉપાર્જન કરી શકાય છે.

## સામાયિક સમયે આવશ્યક ગુણો.

**સમતા:**—આનંદ ઉભરાઇ ન જાય અથવા દુઃખ ડુબાવી ન શકે તેનું નામ સમતા; સુખ અથવા દુઃખ ઉભય કાળે શાન્ત વૃત્તિ રહે તે સમતા. સમતાધારી પ્રાણી દુઃખ દબાવી શકે છે, સુખ સમાવી શકે છે. તે કદિ પણ વિહ્વળ-ચલિત ચિત્ત બનતો નથી. તે સદા સંતોષી એટલે પ્રાપ્ત સ્થીતિમાં સુખ પામતો હોય છે, દુઃખને દૂર કરી શકે છે. તેનું જીવન વિશુદ્ધ હોય છે. તે દૃઢ મનોબળવાળો હોય છે આટલું છતાં, તે પ્રારબ્ધવાદી હોતો નથી, પરન્તુ પૂર્ણ પુરૂષાર્થવાદી હોય છે. પોતે પોતાથી દુઃખ પામતો નથી, છતાં તે અન્યના દુઃખે દુઃખી જરૂર થાય છે. તે અન્ય સર્વનો સેવક બની રહે છે.

**સમાનતા:**—મનુષ્ય પ્રાણી સ્વાર્થ અને અહંભાવ ત્યજીને વિવેક પૂર્વક જ્ઞાનના સદુપયોગે કરીને સર્વ જીવો તરફ સમાન દૃષ્ટિએજ જોવાનો સ્વભાવ પાડશે, અને સમાનતાનો અર્થ બરાબર જીવનમાં ઉતારશે એટલે તે પોતાને માટે ઉન્નતિનું બીજું પગથીયું ગૃહણ કરતો દેખાશે. આ વિષયના સમર્થનમાં મહાત્મા ચિદાનંદજીનું એક કાવ્ય છે:-

જે અરિ મિત્ત બરાબર જાનત, પારસ ઑર પાષાણ જ્યું હોઈ;
કંચન કીચ સમાન લહે જસ, નીચ નરેશમેં ભેદ ન કોઇ.
માન કહા અપમાન કહા મન, એસો વિચાર નહિ તસ હોઈ;
રાગ નહિ, અરૂ રોશ નહિ ચિત્ત, ધન્ય અહો જગમેં જન સોઈ.

તેને દુશ્મન મિત્રનો ભેદ હોતો નથી, દુશ્મન હોતા નથી; સર્વ મિત્ર સમ હોય છે. પત્થર પારસ (મણિ) ના ભેદથી તેની કિમ્મત અન્વયે લોભાઈ પ્રાપ્ત કરવા તે ભેદ—જ્ઞાનનો ઉપયોગ કરવા લલચાતો નથી. કંચન કીચ (કાદવ) બન્ને તેને મન તેજ રીતે લોભાવી—ફસાવી શકતા નથી. નીચ (રંક) નરેશ (રાજા) નો ભેદ તેની દૃષ્ટિમાં સમાતો નથી. એકનો તે તિરસ્કાર અને બીજાનો આદર કરતો નથી; બન્નેને સરખા ગણી એકજ દૃષ્ટિએ જુએ છે, તેના હૃદયને માન કે અપમાન સરખીજ અસર કરે છે. એકથી ફુલાઇ કે બીજાથી ક્ષુબ્ધ થતો નથી. રાગ કે રીસને તેના ચિત્તમાં સ્થાન હોતુંજ નથી. એવા જીવાત્માને કોટીશઃ ધન્યવાદ છે. સમતા અને સમાનતા એ સામાયિકના મુખ્ય પોષક તત્વો છે, કહો કે તેજ તેનું મુખ્ય સ્વરૂપ છે. શ્રીમન્ આનંદઘનજી મહારાજનું એક જગ્યાએ ઉભય ગુણની મહત્તા દર્શક કથન છે કેઃ—

માન અપમાન ચિત્ત સમ ગણે, સમ ગણે કનક પાષાણ રે;  
વંદક નિંદક સમ ગણે, ઇસ્યો હોયે તું જાણ રે—શા૦

સર્વ જગ જંતુને સમ ગણે, સમ ગણે તૃણ મણિ ભાવરે;  
મુક્તિ સંસાર બેઉ સમ ગણે, મુણે ભવ જળ નિધિ નાવરે-શા૦

આપણો આતમ ભાવ જે, એક ચેતના ધારરે;  
અવર સવિ સાથ સંજોગથી, એહ નિજ પરિકર સારરે-શા૦

**મનની એકાગ્રતાઃ**—મનની સ્થિરતા—મન પર કાબુ એ બહુજ જરૂરનું છે. મનની અસ્થિરતા એ પ્રાણી માત્રની અધોગતીનું મુખ્ય કારણ છે. સ્થિર ચિત્ત એક માત્ર દૃઢ

મનોબળની પ્રાપ્તિ માટે મહત્વનો ઉપાય છે. અસ્થિર ચિત્ત વાળા પ્રાણીનું હૃદય બળ મજબુત હોતુંજ નથી. પરિણામે તે પ્રાણીનું જીવન પણ તેજ રીતે હીલોળા લેતું હોય છે; તેનાથી એક પણ સારૂં કામ થઇ શકતું નથી; કારણકે તે ચોક્કસ નિશ્ચય પર કદી પણ આવી શકતો નથી. તે સદા બંધાયલોજ રહે છે; તે કદી પણ મૂક્ત વિચરી શકતો નથી. “મનઃ એવ મનુષ્યાણાં કારણં બન્ધ મોક્ષયોઃ ” વિવેક પુરઃસર જ્ઞાન બુદ્ધિએ કરીને સ્વતંત્ર વિચાર શક્તિના યોગે મનને કાબુમાં રાખીને કાર્યકર જરૂર સફળતાને પામે છે. મતલબ કે ‘મન સાધ્યું તેણે સઘળું સાધ્યું’ એ કથની સંપૂર્ણ સત્ય છે. નિરંકુશ મન પ્રાણીને અધોગતી પમાડે છે. સાર એજ કે મનઃ શુદ્ધિ વિના તપ જપ અને ક્રિયાકર્મ સર્વ ફોકટ છે.

**વચન શુદ્ધિઃ**—વાણી વિહારની શુદ્ધિની આવશ્યક્તા પણ તેટલીજ કિંમતિ છે. બને તેટલું મૌન જાળવવું; પછી બને તેટલું ઓછું બોલવું; પછી બને તેટલું વિવેક જાળવીને બોલવું. બોલવામાં મીઠાશ રાખવી; જે બોલવું તે સત્ય હોવું જોઈએ.

**દેહ શુદ્ધિઃ**—તેનું બીજું નામ આચાર શુદ્ધિ–ક્રિયા શુદ્ધિ. ક્રિયાનો દેહની સાથે ઘનિષ્ટ સંબંધ છે. બાહ્ય શુદ્ધિનું મૂળ દેહ–આચાર–શુદ્ધિમાં રહેલું છે. જેટલી આન્તર શુદ્ધિની આવશ્યકતા છે તેટલીજ બાહ્ય શુદ્ધિ જરૂરની છે. વિધિની જરૂરીઆત સ્વિકારવામાં આવે છે તેટલીજ બાહ્ય

શુદ્ધિ સ્વિકારવી આવશ્યક છે. ક્રિયા-વિધિ સાથે બાહ્ય શુદ્ધિનો આવશ્યક સંબંધ રહેલો છે.

**સંયમઃ**—મનઃ સંયમ, વાણી સંયમ, કર્મ સંયમ. શુદ્ધિ ઉપર કહેવાઇ ગયું છે; શુદ્ધિ અને સંયમને મન અને વાણી સાથે વિશેષ સંબંધ છે. કર્મ સંયમ-દેહ જન્ય ઇન્દ્રિય સંયમ વિશેજ અત્રે કહેવાનું છે. ત્વચા, ચક્ષુ, કર્ણ, નાસીકા, અને જીંહા; તે દરેકનો વિષય સ્પર્ષ, રૂપ, સ્વર, ગંધ, અને રસ છે. એકજ ઇન્દ્રિય વિષયે વશ થતાં ભયંકર અને પ્રાણ-હર-વિનાશક પરિણામ આવે છે, તો પાંચે ઇન્દ્રિયના વિષયોને આધિન થતાં પ્રાણીને કેટલું સહેવું પડે તે વિચારતાંજ સમજાશે. દૃષ્ટાન્ત રૂપે અનુક્રમે હસ્તી, પતંગ, નાગ, ભ્રમર, મત્સ્ય. પાંચે ઇન્દ્રિયોનું પ્રાબલ્ય મનુષ્ય પ્રાણીમાં વિશેષ પણે-સમગ્રપણે દેખાય છે, તો તેણે તે વિષે કેટલા સાવચેત રહેવું જોઇએ?

**શુભ ભાવનાઃ**—પર હિત બુદ્ધિ-મૈત્રી ભાવના, "આત્મવત્ સર્વ ભૂતેષુ"માં સમાઇ જાય છે. કરૂણાભાવના-દયા જેમાં મૂળ રૂપે છે તે. પ્રમોદ ભાવના-ગુણો પ્રત્યે આદર. ગુણ પ્રશંસા, ગુણ ગાન, ગુણ ચિંતન, ગુણ અભ્યાસ વિગેરે. મધ્યસ્થ ભાવના-દોષ પાત્ર પ્રાણીઓ પ્રતિ ઔદાસિનતા દાખવવી તે.

**શુભ ધ્યાનઃ**—આર્ત અને રૌદ્ર ધ્યાનનો ત્યાગ કરવાનો અભ્યાસ પાડવાથી સ્વમેળે શુભ ધ્યાન પ્રાપ્ત થતું જશેજ-ધર્મ ધ્યાન થશે.

**વિનય:**—વિનય મૂલો ધમ્મો; વિનય એજ ધર્મનું મૂળ છે. ગુરૂનું બહુમાન કરવાનું કદી પણ ભુલવું જોઈએ નહીં.

**સદ્‌ગુરૂ મહિમા:**—ગુરૂ વિના જ્ઞાન નહિ; એટલે ગુરૂ વિના જ્ઞાનની અપૂર્ણતાજ રહેવાની. સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્તિ માટે સદ્‌ગુરૂ અને તેના પ્રતિ વિનય વિષે બહુજ ભાર પૂર્વક લક્ષ ખેંચવામાં આવે છે; એટલા પરથી તેની મહત્તા સમજવામાં આવશે.

**સત્સંગ:**–ગુરૂના અભાવે અથવા વિશેષ કાળ જેની સોબત કરવી તે સર્વ રીતે સારભૂત હોય એ લક્ષમાં હોવું જોઇએ. જેને સોબતનો અભાવ હોય તેણે ગ્રન્થ જ્ઞાનની સોબત રાખવી શ્રેષ્ટ છે. આ જન્મે કહો કે જન્મો જન્મે જે ઉચ્ચ પદ અપાવે તેવા ગ્રન્થ જ્ઞાનની સદા સોબત રાખવી ઇષ્ટ છે.

**આત્મોન્નતિ:**—ઉત્તમ વિચાર, ઉત્તમ વાંચન, ઉત્તમ શ્રવણ અને ઉત્તમ કાર્ય તરફ સતત્ પ્રેમ પ્રયત્નથી આત્માનું શ્રેય સાધી શકાશે. પુદ્ગળ પક્ષપાત–પુદ્ગલ પ્રેમ ન્યૂન કરતા જવો, જેથી સ્વમેળે આત્મોન્નતિ થતી જશે.

ઉપર દર્શાવ્યા ગુણોને આશ્રીને સામાયિક ક્રિયાનું પરિણામ મોક્ષ પ્રાપ્તિ છે.

**न हृयेत तप्येत न, दीयेत वा न किंचन ।**
**अहो ! अमूल्यक्रीतेयं साम्य मात्रेण निवृत्ति : ॥**
**कि तिव्वेणं, किं च जवेणं किं च चरित्तेणं ।**
**समयान विण मुक्खो, न हु न हुओ कहवी न हु होइ ॥**

---

# જીવન વિષે ગ્રાહ્ય સદ્ગુણો.

**જીવન અને દાનઃ**—સજીવ શરીરને બે પ્રકારની આવશ્યકતા રહે છે. પેટની ભૂખ અને જ્ઞાનની જીજ્ઞાસા ( મનુષ્ય ) પ્રાણી માત્રને જીજ્ઞાસાવૃત્તિ-ઈચ્છા-( જ્ઞાનનું મૂળ ) જન્મની સાથેજ જાગૃત હોય છે, તેને પોષણની જરૂર સર્વ કોઈ સ્વીકારે છે; યોગ્ય પોષણ ન મળે તો જરૂર તે સ્વયમેવ અયોગ માર્ગે પણ વળશેજ. તે ઇચ્છા-દૃષ્ટિ તત્કાળ લાભ પ્રતિ વિશેષ દોરાય છે; તેના મૂખ્ય કારણમાં તેને જીવન જરૂરીયાતની અપૂર્ણતા રહે છે તેજ માત્ર છે. એક કાળ એવો પણ હતો કે લક્ષ્મી-વંતો વિદ્વાનોના સમુહને આવકારતા. આ કાળે એવું પણ છે કે વિદ્વાનો પગે પગે અથડાય છે--ભટકતા--નિર્ધનાવસ્થા ભોગવતા જોવામાં આવે છે; વ્યાપાર પદ્ધતિનું એ મહત્ત્વ છે. તેમાં પણ તત્કાળ લાભનીજ દૃષ્ટિ છે. ધાર્મિક જ્ઞાન—દાનની શ્રેણીનું મહત્ત્વ વ્યાપારી દૃષ્ટિએ જોવામાં બુદ્ધિનું માપ આવી જાય છે.

ધર્મ તો અનેક પ્રકારે પ્રચલિત છે. પરોપકાર પણ એક ધર્મજ છે. જ્ઞાનની પરબ માંડવી એ પરોપકારનુંજ એક પગલું છે. તેમાં ધર્મજ્ઞાનનું મહત્વ વિશેષ છે.

જે પોતા (ના તત્કાળ ઉપયોગ) નું નથી તે જરૂરીયાત ધરાવનારને માટે તજી દેવામાં દાન, પરોપકાર કે ધર્મ નથી. જ્ઞાન, અન્ન કે ધનનો ભંડાર લુટાવતાં જે સ્વાર્થ ત્યજે છે તેજ માત્ર દાન, પરોપકાર અને ધર્મ છે, તેનુંજ જીવન સાર્થક છે.

**ચારિત્ર:**—દુર્ગુણોથી દૂર રહીને જે પ્રાણી પોતાનું જીવન પૂર્ણ કરે છે તેવા મહાત્માઓ પણ અવશ્ય વંદનિય છે. ભાવિ પ્રજાને દૃષ્ટાન્ત લેવા લાયક પ્રાતઃસ્મરણિય જીવાત્માઓ સંસારથી પર કે સંસારગ્રાહી છતાં જરૂર પૂજનિય નહિ તોપણ વંદનિય તો છેજ.

**અહિંસા પરમો ધર્મ:**—આ વાક્ય બોલવું ઘણુંજ સ્હેલું છે, પરન્તુ તેને આચારમાં મૂકવું ઘણુંજ મુશ્કેલ છે; છતાં પ્રયત્ને અભ્યાસથી તે સાધ્ય થઇ શકે તેવું છે. મનસા, વાચા, કર્મણા, હિંસા ત્યાગ થવો જોઈએ. હિંસાના ત્યાગમાં એકેન્દ્રય જીવથી શરૂ કરી પંચેન્દ્રિય પ્રાણી સુધી તેનો સંપૂર્ણ ત્યાગ થવો જોઇએ. જેમ આપણે તેનો ત્રિવિધે ત્યાગ કરવાનો કહ્યો તેજ રીતે તેની ત્રિવિધે હિંસા ત્યાગ થવી જોઇએ. એટલે આપણા મન, વાણી, કર્મથી કોઈ પણ જીવનાં મન, વચન, કાર્યને હાની ન થવી જોઈએ, તેટલુંજ માત્ર નહિ પરન્તુ તેના હૃદયને પણ આપણાથી દુભાવાનું કાર્ય પણ ન થવું જોઇએ. એટલે કે સમય સ્થીતિ અને સ્થાન સાથે સામે પક્ષે સુપાત્રતા જોઇ વિચારી વિવેક પૂર્ણ યોગ્ય વર્તન દાખવવું. અહીં એટલું છતાં સ્પષ્ટ કરવું ઇષ્ટ છે કે સંસારી-સવા વસા જીવદયા પાળી શકે છે જ્યારે સાધુને સો વસા જીવદયા પાળક કહ્યા છે. આ પ્રકારનો અહિંસક ધર્મ શેઠ થઇ પાળી શકાતો નથી પરન્તુ આવશ્યક સમગ્રે ફરજ્યાત સેવક બનવાનું હોય છે. અહિં વિસ્તાર ભયે આટલેથીજ વીરમીશું.

**વિશ્વબંધુત્વ અને આતિથ્ય ધર્મ:**—વિશ્વ બન્ધુત્વમાં વિશાળ વ્યાપક ભાવ રહેલો છે. જ્યારે આતિથ્યમાં સાન્નિધ્ય રહેલું છે. પ્રાણી માત્રમાં બન્ધુત્વ ભાવ રાખવો એ ઘણુંજ શ્રેષ્ટ છે. જ્યારે આતિથ્ય આદરમાં સરળતા રહેલી છે. પ્રથમનું સ્હેજ અશકયવત્ છે જ્યારે બીજું સહજ-સરળ -શકય છે. આમ છતાં આ બન્ને જીવનના આવશ્યક અંગો છે. પછી ભલેને પહેલું કષ્ઠકર-કષ્ટલભ્ય-હોય-છે, જ્યારે બીજું સહજ સુલ્લભ છે, છતાં પણ બન્ને ગૃહણ કરવા યોગ્ય છે.

**ત્યાગવૃત્તિ અને સેવાધર્મ:**—આ વાકય પર ઘણાજ વિશાળ અર્થમાં પુષ્કળ વિવેચન થઈ શકે તેવું છે, પરન્તુ અહિં તો જગ્યાના અભાવે હદમાં રહીને સંકુચિતપણેજ કહેવું પડશે. પ્રાણી માત્ર દેહવિષયક સંપૂર્ણ ત્યાગ તો કદી પણ કરી શકતોજ નથી. ફક્ત ભાવત્યાગ થઇ શકે છે. એટલે દેહક્રિયા તો થવાનીજ અને તે ત્યાગ સંપૂર્ણ તો થવાનો જ નહિ. દેહથી ધર્મ છે; ધર્મ-આરાધન માટે જીવન છે, મનુષ્યને જીવન પોષણ માટે અન્ન અને જ્ઞાન આવશ્યક છે, પ્રમાણિકપણે તે મેળવવુંજ રહ્યું. પ્રાણી માત્રે તેની પ્રાપ્તિ માટે વ્યવસાય તો કરવા જ રહ્યો. સાર એજ છે કે પ્રાણાન્ત સુધી ઉદ્યમ કરવોજ પડે; એટલે પ્રમાણિક જીવન જીવવાની આવશ્યકતા સ્વીકારવી રહી. શકય એટલી શક્તિ ફોરવવાનો સ્વિકાર કરવો પડશે. એ સમગ્ર શક્તિ વડે જે પ્રાપ્ત થાય તે બધુંય પોતે એકલાએજ હજમ નહી કરી જતાં બને તેટલું વિશેષ વધારાનું ગણી કાઢીને બીજા અર્થીઓને તે વધારો આપી દેવાનો. પછી ભલેને તે પેદા કરેલું દ્રવ્ય હોય કે જ્ઞાન હોય.

**પરમાર્થ અને પરિગ્રહઃ**—પરિગ્રહધારી એ ત્યાગીનો એક નાનો ચેલકો છે. ત્યાગીના ત્યાગ કરતાં પરિગ્રહધારી ખરી રીતે તો નાનો સંગ્રાહક છતાં કસોટીએ ચડેલો લઘુ ત્યાગીજ છે. જીવ ક્રિયા હિન તો રહી શકેજ નહિ. થાક ચડે છે ત્યારે વિશ્રામ લેવો પડે છે; તે વેળા એક ક્રિયા છોડી બીજી ક્રિયા થવી શરૂ થઇ જાય છે. એટલે ઉદ્યમ તો શરૂ રહેજ છે, તેના દેખાવમાંજ માત્ર વિશ્રાન્તિ-નિરૂદ્યમી-પણું હોય છે; જે મનુષ્ય સદ્‌વ્યવહાર છોડી દે છે તે જરૂર અસદ્‌વ્યવહારમાં લાગી જાય છે. આવી વેળાએ નિરૂદ્યમીપણું તો અવશ્ય નુકશાનકર્તાજ નીવડે છે; જેમકે જે પ્રાણી પૂણ્ય કરતો અટકે છે તે જરૂર પાપ કરવા લાગેજ છે. કહેવાનું તાત્પર્ય એ કે પરિગ્રહ ધારણ કરવા જતાં એવું નિરૂદ્યમીપણું ગૃહણ ન થઇ જાય તે ખાસ લક્ષમાં રાખવાનું છે. પરિગ્રહ પોતાને માટે હોય છે, ઉદ્યમ તો સાર્વજનિક જીવન જેવું છે. પરમાર્થના હેતુ રૂપ ઉદ્યમી જીવનનો એવી રીતે ત્યાગ ન થવો જોઇએ કે જેથી વિમાર્ગે ઉતરી જવાય. એ ઉદ્યમી જીવન પૂણ્યના હેતુ રૂપ બનાવ્યું બની શકે છે, પ્રાણી માત્રે પોતાની શક્તિ ફોરવી પરમાર્થના માર્ગમાં પણ જીવન જીવી જાણવાની જરૂર છે; જેમકે દુઝતા પ્રાણી જીવે છે અને પય આપે છે, જીવન જીવતાં સુધી પય આપે છે. અન્યને ભારરૂપ જીવન જીવતાંજ નથી, તેવે સમયે મરી જાણે છે-મૃત્યુ પામે છે. પરિગ્રહમાં પોતાનું સ્વલ્પ છે, જ્યારે પરમાર્થમાં વધારાનું બાકીનું બધું અન્યના હિસ્સાનુંજ છે, અન્યનો હિસ્સો નષ્ટ નજ થવો જોઇએ.

**જ્ઞાન અને વિધિ:**—એવું જ્ઞાન પ્રાપ્ત થાય કે જે વડે કરી જીવાત્મા ક્રમશઃ ઉંચી શ્રેણીએ પહોંચી શકે. જ્ઞાનની સાથે વિધિની આવશ્યકતા સ્વિકારવામાં આવી છે. તે બેના સંયોગીકરણમાં એક ત્રીજી વસ્તુની ખાસ જરૂર છે. તેનું નામ—

**શ્રદ્ધા:**—વિશેષ વિચાર કરતાં જ્ઞાન, વિધિ સાથે શ્રદ્ધા રૂપી ત્રિપુટીને જ્ઞાન-ઘી, વિધિ-આટો, શ્રદ્ધા-ગોળની સાથે સરખાવી શકાશે; અને સહજ સમજી શકાશે કે એકજ વસ્તુના અભાવે પણ કંસાર બની શકશે નહિ. એ ત્રણેની અરસપરસ પ્રમાણમાં સરખીજ જરૂર છે. શ્રદ્ધા રૂપી પ્રેમ (મીઠાશ)ની ઉત્પત્તિ વિના સુંદર ફળ મળશેજ નહિ, એ સહજ સમજી શકાય એમ છે. શ્રદ્ધાના બે પ્રકાર છે. સજ્ઞાન શ્રદ્ધા ત્થા અજ્ઞાનશ્રદ્ધા-અંધશ્રદ્ધા. જ્ઞાનના અભાવે અંધશ્રદ્ધા પણ કોઈવાર લાભદાયક બને છે.

**બ્રહ્મચર્ય:**—આજીવન બ્રહ્મચર્ય પાલન એ જીવનની શ્રેષ્ટતા છે, સંસાર ત્યાગનું તે મહત્વનું મુખ્ય લક્ષણ છે. એ વ્રત પાલનથી પ્રાણી સ્વસંગઠિત શક્તિનો સદુપયોગ કરી શકે છે, જીવન ઉજાળી શકે છે, આ વિષય પર મ્હોટા મ્હોટા અગણિત ગ્રંથો અને મહત્વ દર્શક લેખો લખાયા છે એટલે અત્રે તેનું વિશેષ પીષ્ટપેષણ કરવું ઇષ્ટ નથી.

**શિયળ:**—પત્નિવ્રત અને પતિવ્રત. બ્રહ્મચર્યથી બીજે નંબરે તે આવે છે, છતાં તેનું મૂલ્યાંકન ઓછું થતું નથી. ગૃહસ્થ જીવનમાં રહીને પણ આ રીતે જીવન જરૂર ઉજાળી શકાય છે. તેના પર અનેક દૃષ્ટાન્તો છે, શિયળ પાળનાર અનેક જીવો શ્રેષ્ટ પદ પામ્યા છે, અને પોતાનું નામ અમર કરી ગયા છે.

**ધર્મ અને પૂણ્ય:**—જે પ્રાણી પૂણ્ય નથી કરતો તે અવશ્ય પાપ કરે છે. પૂણ્ય અને પાપ બન્ને પ્રકારના કર્મથી રહિત કોઇ પણ જીવ નથી, જે પાપ નથી કરતો તે જરૂર પૂણ્ય કરેજ છે. જે મૃત્યુ પામ્યો છે તે જીવતો નથી, તેમજ જે જીવતો છે તે મૃત્યુ પામેલો નથી તેમ. જેણે પાપ રહિત જીવન જીવવું હોય તેણે અવશ્ય પૂણ્ય કરવુંજ રહ્યું. જે પૂણ્ય કરે છે તે પાપથી અવશ્ય દૂર છે, કહેવાની જરૂર છે કે પુણ્ય કરો ? સૌ કોઈ સહજ સમજે છે કે પાપ નજ કરવું જોઈએ. એટલે પુણ્ય કરવુંજ જોઈએ; ફરજ્યાત પૂણ્ય કરવું જોઇએ, પૂણ્ય મરજીયાત નહિ કરવામાં મરજીને આગળ ધરવામાં આવે છે, પણ તેમાં ભૂલ છે. પૂણ્ય ફરજીયાત કરવુંજ જોઈએ; તેમાં મરજીની જરૂર છેજ નહિ. 'મરજી' શબ્દ આગળ ધરી પૂણ્ય કરવાથી દૂર રહેવાનો માર્ગ શોધવાનો પ્રયત્ન તો એક માત્ર છૂટક બારીજ છે; પણ તેમ કરવા જતાં તો પાપ માર્ગજ ગૃહણ થાય છે તે વિચાર કરતાં સહજ સમજાશે. મતલબ કે ધર્મ અને પૂણ્ય ફરજ્યાત કરવાજ જોઇએ. તે નહિ કરનાર મળેલું મનુષ્યત્વ ગુમાવે છે. ઇષ્ટ મળેલું જાળવી રાખવાનો પ્રયત્ન થવો જોઇએ; નહિ કે તે ગુમાવવામાં જીવન સાર્થક કે ધર્મ અથવા પૂણ્ય છે. ધર્મ અને પૂણ્ય પ્રાપ્ત કરવાં-અખંડ એકધારા સજીવ રાખવાં અને જીવન સાર્થક કરવું એજ માત્ર ધર્મ જ્ઞાન ક્રિયાનો એક શ્રેષ્ટ હેતુ છે, જેમ કરવાથી શુદ્ધ સંપૂર્ણ મનુષ્યત્વ અને છેવટે દેવત્વ પ્રાપ્ત થાય છે.

---

**તપઃ**—તપનું મૂળ મુખ્યત્વે દેહકષ્ટમાં રહેલું છે, જેટલી દેહની સંભાળ આવશ્યક છે તેટલીજ તેની આળ પંપાળ દેહ પ્રત્યે ફક્ત રાગ ઉત્પન્ન કરાવે તે બિનજરૂરી છે. પંચેન્દ્રિયના વિષયોમાં રાગાંધ થવાય તેવી રીતે દેહનું લાલન પાલન થાય તે તો સંસારની વૃદ્ધિ કરનારૂં છે, અને તે અનિષ્ટ તો છેજ; એટલે શરીર પ્રત્યે વિષયો વિષયક અંધ રાગ દૂર કરતા જઈ તપથી દેહ દમન કરતા રહેવું જરૂરી છે. કાંઇજ ન બની શકે તેવા કૃશ શરીરવાળા મનુષ્યોએ છેલ્લે ઉણોદરી તપ-અને અલ્પ રસોત્પાદક અથવા ક્રમશ: નિરસ આહાર લેવા-કરવા-ની ટેવ પાડવી જોઇએ, કે જેમ કરવાથી જીવન જરૂર પુરતું અનાસક્ત દેહ ભાવે પૂર્ણ કરી શકાય.

**ક્ષમાઃ**—જૈન ધર્મમાં વાર્ષિક ક્ષમાદાન દિન એક મહત્વનું મહાન પર્વ છે. સાંવત્સરિક દિવસે તે વિધિ સર્વત્ર કરવામાં આવે છે, છતાં અતિ ખેદનો વિષય એજ છે કે તે વિધિ સમ્બન્ધીઓ વચ્ચેજ માત્ર આચરવામાં આવે છે; જાની દુશ્મનો તો જેવા હોય તેવાજ કટ્ટર વિરોધી તરીકેજ રહે છે, કદી પણ હળતા મળતા કે માફી લેતા દેતા નથીજ. મ્હોટા ગણાતા મોવડીઓ પણ તેવુંજ આચરણ દાખવે છે, પછી તેમાં બીજાનો શું દોષ ? આ અનિષ્ટ ચલાવી લેવા જેવું નથી. ક્ષમા તો વીરનું ભૂષણ છે. અનેક પ્રકારના વધતા જતા વૈર વિરોધ શમાવી દેવા માટે આ બહુજ અગત્યનો સ્વિકારવા યોગ્ય ગુણ છે.

**ધર્મનું મૂલ્યઃ**—ધર્મની કિંમત તેના પાળનારાએ પર અવલંબે છે. દેખીતી રીતે પાળનારની સંખ્યા જેમ વિશેષ હોય તેમ તેની કિંમત વિશેષ એમ કહી શકીયે વળી ધર્મ-પાળક મનુષ્યોની જાહોજલાલી પર પણ કહેવામ આવે છે, પણ એ સત્ય મૂલ્યાંકન નથી, સત્ય રીતે તો મનુ ષ્યની રહેણી કરણી જેટલી ઉચ્ચ તેજ તેનું સત્ય મૂલ્યાંક છે. ઉચ્ચ રહેણી કરણી ક્યારે હોય? જ્યારે નિશ્પાપ જીવ હોય ત્યારેજ. તેવું નિશ્પાપ જીવન શી રીતે જણાય? જે ધર્મ-સમાજના મનુષ્યને જીવન નિર્વાહમાં મુશ્કેલી ન હોય તે ઉપરથી સમજી શકાય.

**પરોપકારઃ**—ઉપકાર વૃત્તિ એ જીવનનો એક મહાન આવશ્યક ગુણ છે. સમજુ માણસ અન્ય મનુષ્ય પર ઉપકાર કરવાનો મળી આવેલો એક પણ અવસર જતો કરેજ નહિ કરેલ ઉપકારનું ફળ મળ્યા વગર રહેતુંજ નથી. અજાણ્ય કે જાણીતા ગમે તે મનુષ્ય-પછી તે ભલેને મિત્ર હો કે દુશ્મન તેના-પ્રતિ ઉપકાર કરવાનો પ્રસંગ આવે તે વેળ તે તકને આનંદ પૂર્વક વધાવી લેવી જોઇએ; સજ્જન મનુ ષ્યનું એજ લક્ષણ છે. દુશ્મન કે અપકારી પ્રતિ ઉપકાર કરવ માટેનો વિચાર કરવા પણ ખોટી થવું નહીં. ઉપકાર કાર્ય વાણી અને કર્મ તથા આર્થિક સહાય વડે થઇ શકે છે સ્વાનુકૂળતા પ્રમાણે તેવું કાર્ય પાર ઉતારવું જોઇએ તેવા પ્રસંગે ઉદાસીન ભાવ ધારણ કરવો નહિ, પરન્તુ પ્રસન્ન ચિત્તે તે ફરજ બજાવવી.

**ગુણાનુવાદઃ**—મનુષ્ય માત્ર પોતાના સ્વભાવ પ્રમાણે કંઇને કંઈ પણ ગ્રહણ કરતો રહે છે. મૃત્યુને કાંઠે સૂતેલા સડેલા દેહવાળા શ્વાનને જોઇ દુર્ગંધથી દૂર રહેવાના પ્રયત્ન અર્થે નાસિકા આડું વસ્ત્ર ધરી કડવું મુખ કરનાર એક મનુષ્ય, અને તેજ સ્થીતિવાળા શ્વાનની મુખમાંની દાડમની કળી જેવી સફેદ દંત પક્તિ જોઇ મુદિત મુખે હાસ્ય ફરકાવનાર બીજો-મનુષ્ય. બન્નેની ગ્રાહ્ય શક્તિ શિઘ્રતાને આભારી છે; પરન્તુ બન્નેનું શિક્ષણ ભિન્ન છે. સઘળો સમય જેનું મનન કરવામાં આવે છે તેજ મળે છે. પોતાનું જીવન ઉજ્વળ બનાવવા ઇચ્છતા મનુષ્યે અન્યના ગુણો તરફજ દૃષ્ટિ કરવી; અવગુણો તરફ દુર્લક્ષજ કરવું ઘટે.

**ઉપદેશની અસરઃ**—ચારિત્ર્યવાન મનુષ્યના ઉપદેશની અસર તિવ્ર અને તત્કાળ, અન્ત સુધી પહોંચે તેવી થાય છે. નાટક કરવા પુરતો વેશ ભજવવા માત્રજ પણ જે પાંચસો રાજપુત્રોએ સાધુવેશ ધારણ કરેલો તેઓને પોતાનાજ ભજવેલા નાટકની એટલી સુંદર અસર થઈ કે તેઓએ તે વેશ ત્યાગ્યોજ નહીં—સદાને માટે ધારણ કરી લીધો ! આનુંજ નામ ઉપદેશની અસર. મનુષ્ય ઉપદેશ શ્રવણ કરે છે છતાં તેની અસર તે સ્થાન તજવા સુધીજ પણ જવલ્લેજ રહે છે; આમાં કોણે કોનો દોષ કહેવો ? ઘણીવાર ગ્રન્થ જ્ઞાનની અસર વિશેષ સફળ થાય છે; માટે મનુષ્યોએ ગ્રન્થ-જ્ઞાન-પ્રેમી થવું ઇષ્ટ છે. અન્યથા સ્વાર્થત્યાગીના ઉપદેશની તક જવા ન દેવી.

## ત્યાગવા યોગ્ય દૂષણો.

**હાસ્ય અને મશ્કરી:**—અનુભવ સીદ્ધ વાત છે કે 'હસવામાંથી ખસવું' થાય છે. નારાજ થવાના પ્રસંગો તો કવચિત સુધરી પણ શકે છે, :પરન્તુ તેમ છતાં પણ તેમાંથી કોઇવાર ભયંકર પરિણામ આવે છે, વંશ પરંપરા ચાલ્યું આવતું વેર ઝેરનું તે બીજ બનેલું હોય છે. ઘાડી મૈત્રી, એક લોહીનો સંબંધ, તદ્દન નિરસ બની જાય છે. જીવન સાથી પળવારમાં દુશ્મન બની જાય છે. તેનાથી સમજુ મનુષ્યે સખ્ત ચેતતા રહેવું. એવા હાસ્ય કે મશ્કરીનો ત્યાગ કરવો.

**અસત્ય:**—ઘણાં મનુષ્યોને વિના કારણ પણ દેખીતું નજીવું લાગતું પણ પરિણામે ગંભીર, હાલતા ચાલતા-વાત વાતમાં અસત્ય બોલવાની ટેવ હોય છે. આ દોષ કોઇ રીતે ચલાવી લેવા જેવો નથી. તે ટેવ જીવનને સદાનું મલીન બનાવે છે. વિચારશીલ મનુષ્યે આ ટેવથી દૂર રહેવાની જરૂર છે.

**પરાધિનતા:**—સર્વ કાર્યમાં પરાધિનતા એ જીવનની મુખ્ય-ન ચલાવી શકાય એવી-નબળાઇ છે, એમાં કોઇ જાતની મોટાઇ કે શ્રીમન્તાઇ છેજ નહિ. જીવનના જરૂરીઆત પુરતાં સર્વ કાર્યો જાતે કરી શકવાની ટેવ પાડવી જોઇએ છે. જાત મહેનતમાં કદી પણ હિણપત લગાડવી નહી જોઇએ. રાજાને સેવકો વસ્ત્ર પહેરાવે ત્યારેજ રાજા તૈયાર થઇ શકે તેમાં કદાચ રાજાની મોટાઈ કહેવાતી હશે, પરન્તુ તેવી બાબત તેવા મનુષ્યોને માટે વર્તમાન સમયે તો તિરસ્કાર પાત્ર છે, કારણકે તેમ થવાથી રાજા રાજા મટી ફક્ત પુતળુંજ બની જાય છે.

**માયા અને મમતા:**—'આ મારૂં છે' એવી મમતા ભ્રમ મૂલક છે, એવા ખાલી ખ્યાલથી મનુષ્ય સંસાર કીચમાં લપેટાતો-ડુબતો-ચોંટતો જાય છે; મમત્વ ભાવના ત્યાગ વિના તેમાંથી તે બ્હાર નીકળી શકતો નથી. 'મારૂં કશુંજ નથી' -કારણકે મનુષ્ય કશું પણ મૃત્યુ સમયે પોતાની સાથે લઇ જઈ શકતોજ નથી, એવું સંપૂર્ણ ભાન થવું જોઈએ છે. માયા બે પ્રકારની છે. કંચન અને કામિની. મનુષ્ય જો સ્ત્રીને ત્યજી શકે તો પછી કંચનનો ખપ સહેજે ઓછો-નિર્મૂળ થઇ શકે છે; અલબત્ત, પોષણ-પુરતી ચિન્તા-પુરતા દ્રવ્યની આવશ્યકતા સ્વિકાર્યા સિવાય ચાલશે નહિજ. કંચનનો ત્યાગ સ્વિકારે એવી સ્ત્રી જવલ્લેજ મળે એવી કલ્પનાએજ અત્રે સ્ત્રી ત્યાગનું મહત્વ પ્રથમ નંબરે ગણાવ્યું છે; કારણકે સ્ત્રી સાક્ષાત્ લક્ષ્મી સ્વરૂપ ગણાય છે; એટલે તેના એકના ત્યાગમાંજ બન્ને ત્યાગ સમાઇ જાય છે.

**મોહ:**—'આ મારૂં છે' અને તે 'મારૂં બહુ સુંદર છે' એવી ક્ષુદ્ર સમજણેજ મોહ ઉત્પન્ન થયો હોય છે; પ્રથમ તો તે મ્હારૂં નથી' એવું સત્ય સમજાય અને પછી સુંદરથી પણ વિશેષ સુંદર હોઇ શકે છે એવું જ્ઞાન થાય તો જરૂર તેજ ક્ષણે મોહનો નાશ થશે. જ્ઞાન બુદ્ધિએ કરીને એવા દુ:ખકર ખાલી મોહનો નાશ કરવાની જરૂર છે.

**પ્રપંચ અથવા છેતરપીંડી:**—અસત્યને છુપાવવું અથવા તેને સત્યના લેબાસમાં દેખાડવું, એ ઘણુંજ દુષ્ટતા ભર્યું છે. આવા કાર્યકર્તાને શરૂઆતમાં તો અલ્પ આનંદ થાય ખરો, પરન્તુ કોઇ વાર પરિણામે ભયંકર ત્રાસ ખમવાનો વખત આવે છે; જીવન ખરાબખસ્તે થઇ જાય છે.

**ન્યાયનું નાટકઃ**—ન્યાય નિર્ણયનું કાર્ય મનુષ્યથી સંપૂર્ણતઃ તો કદી પણ થઈ શકશેજ નહિ. તેનું સંપૂર્ણ સત્ય પરિણામ તો કુદરતના હાથમાંજ રહેલું છે, માટેજ ન્યાયના વ્યર્થ વાદવિવાદમાં કદી પણ ઉતરવું નહીં. એવી મોટાઇ લેવા જતાં જરૂર લઘુતાજ પ્રાપ્ત થશે; તેમ કરવા જતાં કદાચ અપવાદ (દોષ) આવવાનો પણ સંભવ છે. આટલું છતાં યોગ્ય મનુષ્યે જરૂરી સમયે સમાધાન વૃત્તિ તો ધારણ કરવીજ રહી.

મનુષ્યને કુદરતે આંખ બે, કાન બે, જ્યારે જીભ અને નાક એકજ આપ્યાં છે. તેના કારણ વિષે અવશ્ય સમજવા જેવું છે. બેઉ બાજુ જોવું, બેઉ કાને શ્રવણ કરવું, પરન્તુ જરૂર પુરતું થોડુંજ બોલવું-એક વચની થવું અને બે નસકોરા છતાં દુર્ગંધ વેળા તે આખું બંધ કરવું, અને સુગંધ માત્રજ ગૃહણ કરવી, પ્રત્યક્ષ જોયા કે પ્રત્યક્ષ સાંભળ્યા વિના કશું નક્કી કરવું નહીં.

**હુંશિયારી અને લુચ્ચાઇઃ**—શ્રીમાનની બાજુમાં જે બાબત વિષે હુંશિયારી ગણાય છે તે બાબત ગરિબની બાજુમાં લુચ્ચાઇ ગણાય છે એ કોણ જાણતું નથી ? પરન્તુ પરિણામ તો બન્ને વર્ગને માટે એકજ પ્રકારનું -ખેદજનક- છે. તે બાબત ગુણના વર્ગની નહીં પરન્તુ દોષ પાત્રજ છે. આના કરતાં ભોળપણ, ગાંડપણ કે મુર્ખાઇ સારાં ગણાય.

**સંશયઃ**—જે મનુષ્ય વહેમી છે તેનું જીવન વ્યર્થ છે; તેનાથી એક પણ શ્રેષ્ટ કાર્ય થઇ શકતુંજ નથી. અલબત્ત, બધી બાજુનો વિચાર કરવો ઇષ્ટ છે, પરન્તુ પરિણામ પણ નક્કી કરી લઇ સંશયને દૂર કરવો અને કાર્ય કર્યા પછી તો સંશયનો નાશજ કરવો જોઇએ. તેમ ન થાય તો પછી સંશય રાખનાર પોતેજ નષ્ટ થાય છે. કહ્યું છે કે 'સંશયાત્મા વિનશ્યતિ.'

# સામાન્ય બોધ.

**શ્રેષ્ટતા:**—સારગ્રાહી થવું એજ આત્માને હિતકર છે. જીવન જીવવું એ ફરજ્યાત છે, મરજીયાત નથીજ. કોઇ પણ મનુષ્ય જીવનનો અન્ત સ્વમેળે લાવી શકતો નથી; કારણકે પ્રાણી માત્રનું જીવન કર્મને વશ છે. છતાં કોઇ વેળા મનુષ્યો આત્મહત્યાનો પ્રયત્ન કરતા જોવામાં આવે છે; અને તેઓ મૃત્યુને ભેટે છે પણ ખરા; ત્યાં આગળ તેવા મનુષ્યનું મૃત્યું કવચિત નિશ્ચિત હોય છે, પરન્તુ તેઓનો હત્યા-માર્ગ-નો પ્રયત્ન અયોગ્ય ગણાય છે. જીવન કુદરતે સમાપ્ત થાય ત્યાં સુધી હસીને જીવવું-રડીને નહીં.

**તન્દુરસ્તી:**—મનુષ્ય બુદ્ધિમાન પ્રાણી છે; તેણે તો જરૂર દેહની કિમ્મત સમજવીજ જોઇએ. વૈદકશાસ્ત્ર અને ધર્મને પરસ્પર કુદરતીજ સંબંધ છે. તન્દુરસ્તીના નિયમોને સંપૂર્ણ અનુકૂળ ધર્મ અને શાસ્ત્ર બન્ને સંયુક્ત છે. દેહ દીર્ઘ જીવી બને, આયુષ્ય દીર્ઘ થાય, એ જ્યારે તન્દુરસ્તી સાચવી શકાય ત્યારેજ; અને જો તન્દુરસ્તી સચવાય તો શરીર બળની કિંમત પણ સહેજે સમજાય અહીં શરીર બળને પશુબળ તરીકે સમજવાની ભૂલ કરવી નહિ. અહીં જે શરીરબળની જરૂર સ્વિકારવામાં આવે છે તે અન્યને સંહારવા માટે નહિ પરન્તુ સ્વરક્ષણની જરૂરીયાત પુરતું તો ખરૂંજ; આનુંજ નામ સત્ય-પૂર્ણ-તન્દુરસ્તી.

**દીર્ઘદૃષ્ટિ:**—દરેક કાર્યના પરિણામનો જરૂર વિચાર કરવો ઘટે છે, તેમ કરવાથી પરિણામે પસ્તાવાનો સમય નહિ આવે. અલબત્ત, દીર્ઘદૃષ્ટિવાળો મનુષ્ય ઘણીવાર ધીમું અને ઓછું કામ કરી શકે છે એ સત્ય છે, પરન્તુ તેમ છતાં પણ તે વિશેષ વેળા સારૂં કામ કરી શક્યો હોય છે. તેમ કરવાથી વિચાર શક્તિ પણ ખીલે છે, અને સારૂં નઠારૂં પારખવાની તક મળે છે, ત્થા તેવી ટેવ પડે છે; પરિણામે તેવા મનુષ્યને દુઃખ ઓછું આવે છે. જીવનમાં આ એક ઉપયોગી શિક્ષણ છે.

**આશિર્વાદ:**—આશિષ આપવી અને લેવી. તેથી ઉલટું શ્રાપ-ગાળ આપવી અને લેવી. બેઉ બાબત કેટલી સામસામી છે ? મનુષ્યોએ ઘણી વખત અનુભવ્યું હશેજ કે ગાળ પડે છે, અને તેજ રીતે આશિરવાદથીજ સુખી પણ થવાય છે,

"તુલસી હાય ગરિબકી, કબુ ન ખાલી જાય;
મૂઆ ઢોરકે ચામસે, લોહા ભસ્મ હો જાય."

આ શિક્ષાપ્રદ દુહો બહુજ સમજવા જેવો છે. કોઈને પણ વિના કારણ દુભાવીને શ્રાપ વહોરી લેવો નહીં.

**વહેંચણી:**—મહેનત અનેકની અને કમાણી એકની એ પણ એક અપ્રમાણિક વહેંચણી છે; તેમજ મહેનત કરનાર એકજ અને ખાનાર અનેક એ પણ બરાબર નથી.

**શ્રેષ્ટ જીવન:**—જીવે છે તો અનેક પ્રાણીઓ, પણ જીવી જાણે છે અમુકજ. પશુ પેરે, મનુષ્ય પેરે, અને દેવ પેરે એ ત્રણ રીતે જીવી શકાય છે.

**આશા:**—આશા એ જીવન છે, નિરાશા એ મૃત્યુ છે, પરન્તુ ખોટી આશાનો આઘાત એ તો ખુન છે.

**સહાય:**—ઘણાં કાર્યો એવાં હોય છે કે જેમાં દેવા લેવાનું કંઇજ હોતું નથી, ફક્ત ખાલી સહાય કરવાનીહોય છે; ઘણીવાર તો તેવા કાર્યોમાં દેહ કષ્ટ પણ હોતું નથી. ફક્ત વિવેકી વર્તનથી પણ તેવાં કાર્યો થઇ શકે છે. તેવા સમયે પ્રત્યક્ષ વર્તનથી મનુષ્યની ખાનદાની જણાઇ આવે છે. તે વેળાએ સાવધાનીથી સ્વભાવ, સોબત અને માતાપિતાના કૂળનું પ્રતિબિંબ પાડતું વર્તન કરવું ઇષ્ટ છે. સમયના પરિવર્તનથી ઘણા મનુષ્યો અન્ય મનુષ્યની સહાયની અપેક્ષા રાખે છે. કાળના પ્રભાવથી આજનો સહાયક મનુષ્ય આવતી કાલે સહાયનો અપેક્ષિત બને છે, એ પણ સમયની બલિહારી છે; એવા અનેક દૃષ્ટાન્તો આપી શકાય એમ છે. યથા સમયે આપેલી સહાય વ્યાજ સાથે પાછી મળવા સંભવ છે; અન્યથા તિરસ્કાર પામવા-નિરાશ થવા-નું ફળ મળે છે. પ્રયત્નવાદી પ્રાણીને કુદરત અવશ્ય સહાય થાય છે. God helps one who helps another. સાધન સંપન્ન મનુષ્યે અન્યને સહાય કરવીજ જોઇએ; અને દરેક મનુષ્યે પોતે પોતાને માટે નિરાશાવાદી નહી બનતા પ્રયત્નશીલ રહેવું; અલબત્ત, ફળ પ્રાપ્તિ તો પૂર્વ કર્માનુસારે ન્યુનાધિક થાયજ છે.

**પ્રમાણિકતા:**— મનુષ્ય એમ માને છે કે પૂર્ણ પ્રમાણિક જીવન જીવી શકાયજ નહીં! આ એક નરી (સ્પષ્ટ) ભુલજ છે. જ્યાં સુધી દંભને વળગી રહી જીવન જીવવામાં આવે ત્યાં સુધી તો અલબત્ત અપ્રમાણિક જીવન વિશેષપણે જીવવુંજ પડે, એ દેખીતુંજ છે; પરન્તુ જે મનુષ્ય દંભને ત્યજી દઇ શકે તેતો જરૂર પૂર્ણ પ્રમાણિક જીવન જીવા શકે; એમાં શંકાને જરાપણ સ્થાન નથીજ.

**પુરૂષાર્થ અને પ્રારબ્ધઃ**—વર્તમાન સમયે મનુષ્ય પ્રારબ્ધને વશ થતો વિશેષ જોવામાં આવે છે, તે ઈષ્ટ નથી. પ્રારબ્ધ બળવાન છે એવી માન્યતા તદ્દન ભૂલ ભરેલી છે, કદાચ તેમ માનવા છતાં પણ તેમ માનીને પુરૂષાર્થ હીન જીવન ગુજારનાર મનુષ્ય તેથી પણ વિશેષ મૂર્ખ છે. જીવનના અન્ત સુધી આ વિષય વિવાદગ્રસ્તજ રહેશે; છતાં ઉદ્યમ-વાદથી દૂર રહેનાર હંમેશાનો નિંદાપાત્ર બનશે એ પણ પૂર્ણ નિર્વિવાદ છે. પુરૂષાર્થ અને પ્રારબ્ધને એક જાતનો સંયુક્ત સંબંધ છે, તે છુટો પાડી શકાય કે એકને પ્રધાન અને બીજાને ગૌણ ગણી શકાય એવું છેજ નહિ. પ્રારબ્ધ ( કર્મ ) કોઇને છોડતાં નથી છતાં તેથી કોઇએ ઉદ્યમ કર-વાની જરૂર નથી' એમ કહી પણ કહી શકાય નહીં.

**સ્પષ્ટ વક્તવ્યઃ**—સત્ય જેટલું પોતાને માટે હિતકર છે તેટલુંજ તે અન્યને માટે ઉચ્ચારવા જતાં કોઇવાર અહિ-તકર થઇ પડે છે. જીવન વ્યવહારમાં એવા ઘણા પ્રસંગો અનુભવવામાં આવે છે કે જે વેળા મનુષ્ય અસત્ય ભાષણની પરંપરામાં વારંવાર ગુંથાયલો જણાય છે. આવા પ્રસંગોથી દૂર રહેવા માટે માત્ર એકજ ઉપાય છે. સર્વથા મૌન ધારણ કરવું, પરન્તુ અસત્ય તો નજ બોલવું; આમ નજ બની શકે ત્યાં મધ્યસ્થ ભાવે અલ્પ વાણી વિહાર કરવો; પરન્તુ જેટલું સત્યથી દૂર રહેવું પડે તેટલુંજ, બલ્કે તેથી વિશેષ અસત્યથી જરૂર દૂરજ રહેવું. પૂર્ણ સત્ય પાલન મુશ્કીલ કાર્ય તો છેજ, છતાં સત્ય માર્ગ પૂર્ણ નિર્ભય છે.

**સહનશકિત**:—કોઇ પણ પ્રાણી એવું નહીંજ હોય કે જેને સુખ દુઃખના ભારા ઉભારા આવ્યાજ ન હોય. જ્યાં જીવન અને મૃત્યુ રહેલાં છે ત્યાં સુખની સાથે દુઃખ અવશ્ય રહેલુંજ છે. દરેક પ્રાણીને આપ્તજનોના સંસર્ગમાં રહી પોતાને દુઃખ ભોગવવાના પ્રસંગો આવ્યા હોયજ છે. ફરજ્યાત તેવા સમયે ધિરજથી સહનશીલ બનવુંજ પડે છે. ગમે તેટલો કલેશ કરવાથી કે રડવા કુટવા કે પોક મુકવાથી તેવું દુઃખ તેજ વેળાએ ઓછું થઇ શકતુંજ નથી. ધિરજથી તેને સહન કર્યેજ છુટકો છે. સમય વિત્યેજ તેવા દુઃખોથી હૃદય હલકું પડે છે. કહ્યું છે કે દુઃખનું ઓસડ દહાડા.

**સ્વતંત્રતા**:—યોગ્યતા વિના સ્વતંત્રતા બાળકના હાથમાં તલવાર જેવી છે; તેવી વેળાએ તે સ્વચ્છંદતાનું સ્વરૂપ ધારણ કરે છે. સ્વાર્થના ચક્ષુઓ વડે યોગ્યાયોગ્યતાનું ભાન રહેવા જરા પણ સંભવ નથી. સંપૂર્ણ સ્વતંત્રતા જવલ્લેજ લાભપ્રદ નીવડે છે. કાચી ઉમ્મર અને કાચી બુદ્ધિના બિન અનુભવી યુવકો સ્વતંત્રતાના સ્વપ્ના સેવતાં સ્વચ્છંદ માર્ગે વિચરતા અને ભટકાઇ મરતા ઘણા જોવામાં આવ્યાં છે, તેવાઓ વિવેક અને ધર્મ ભૂલી મનુષ્યત્વ હિન થઇ જીવન ભ્રષ્ટ બન્યા છે. સમાજમાં તેઓ પોતાનું તિરસ્કૃત જીવન અન્તે પુરૂં કરે છે. તેવા બેદરકાર અને અહંભાવી મનુષ્યોને કોઇની પણ સલાહ ઉપયોગી થઇ પડતીજ નથી. આવું હિન જીવન જીવવા કરતાં તો વડિલોની સલાહ અને સહાય મિશ્ર ( મર્યાદિત ) સ્વતંત્રતા ભોગવવી સારી.

**સમાજ સમ્બન્ધ:**—મનુષ્ય-પ્રાણી-માત્ર કોઇ પણ રીતે એકાકી (એકાન્ત) જીવન જીવી શકેજ નહિ, એવો કુદરતનો એક સામાન્ય ક્રમ છે, જે અનુભવે સર્વ માન્ય પણ છેજ. જેમ જીવ એક દેહને ત્યજે કે તરતજ બીજા દેહને ધારણ કરે છે, તેમ મનુષ્ય એક આવાસ અથવા સમાજમાંથી દૂર થતાંજ તે બીજા આવાસ અથવા સમાજમાં જરૂર જાયજ છે; કદાચ ભાષાથી તે પોતાની જાતને સમાજ ભિન્ન (ભ્રષ્ટ-બહિષ્કૃત) થઇ એકાકી રહ્યાનો દાવો કરે તોપણ તેવી વેળાએ પણ તે પોતાનાજ સરખા આચાર વિચારવાળા મનુષ્યોના સહવાસમાં રહેવા જતો પ્રત્યક્ષ જોવામાં આવે છે; તેના દૃષ્ટાન્ત તરીકે તે ગૃહસ્થી હોય તો સંસાર વ્યવહાર અન્વયે તે અન્ય કુટુમ્બોની સાથે પણ સમ્બન્ધ બાંધ્યા વગર રહી શકતોજ નથી; વળી તે જૂના સમ્બન્ધો પણ સંપૂર્ણ-પણે સર્વથા તો તોડી શકતોજ નથી. એટલા માટે સમાજ રચના કે વિષયમાં સુધારા વધારા કરવા કરાવવાના પ્રયત્ન કરવા-કરી જોવા-શિવાય કે તે જૂની સમાજ રચનામાં સંપૂર્ણ સડો હોય તો અલબત્ત ત્યજી દેવી ઇષ્ટ ખરી. જે મનુષ્ય સમાજથી વિમુખ થાય છે તે ઘણીયેવાર ધર્મથી પણ સાથોસાથ વિમુખ થતા જોવામાં આવે છે. તિરસ્કાર કરનાર સમાજ વ્યક્તિગત ધર્મ માર્ગની અલ્પતા-નાશ-ના કારણભૂત બને છે અને પાપભાગી થાય છે. અગ્રપદે રહેલ મહાનુભાવોએ સમાજ રચના સમયાનુસાર સુધારવામાં લક્ષ આપવું જોઇએ છે.

# ઉપયોગી વિષય.

**વ્યાપાર ધંધો:**—જૈન ધર્મમાં ધંધાની ઉત્તમતા વિષે ખાસ લક્ષ ખેંચવામાં આવ્યું છે. જેમાં સ્પષ્ટ અને વિશેષ હિંસા રહેલી છે, તેવા કોઈ પણ ધંધા નહીં કરવા જોઈએ; વળી જે ધંધા મનુષ્યને નીચે પાડે તે પણ નહીં કરવા જોઈએ; રેશમ અને મોતીના ધંધામાં સ્પષ્ટ હિંસા રહેલી છે. પરન્તુ છતાંયે વર્તમાન સમયે સમાજમાં તેવા વ્યાપારીઓનું સ્થાન ઉતરતું ગણાતું નથી. વકીલાતનો ધંધો ખુલ્લી રીતે મનુષ્યને હીન બનાવે છે; છતાં તેવા મનુષ્યને પણ સમાજે તિરસ્કાર્યો નથી. અલબત્ત, ખેતીના ધંધાથી ગૂજરાત, કાઠીયાવાડ, કચ્છ પ્રદેશ શિવાય માત્ર દૂર છે. અનાજનો ધંધો પણ દુષ્કાળ ભાવને લાવે છે તેથી નિંદાપાત્ર ગણાવો જોઈએ. વળી વ્યાજ વટાવનો ધંધો કરવો કે ભાડું ખાવું એ તો માત્ર રાંડી રાંડનોજ ધંધો ગણાય છે. એ પણ ધંધા તરીકેનો વ્યવસાય છેજ નહિ.

ધાર્મિક અને સાર્વજનિક સંસ્થાઓ પણ ધંધા વ્યાપાર કરે છે કે જે તદ્દન અયોગ્ય છે, તેઓથી વ્યાપાર માર્ગે ગયા પછી કદી પણ સારૂં (પ્રશસ્ય) કામ થઈ શકતું નથી. તેમણે તો વહેંચણી અને વ્યવસ્થાના કાર્યોજ કરવા જોઈએ.

**દ્રવ્યોપયોગ:**—દ્રવ્યના વ્યય માટે સમજવા જેવું છે. વાવવું, વહેંચવું, વાપરવું, વેરવું અને વેડફી દેવું, એ ક્રમ મુજબ તેની શ્રેષ્ટતા સમજવી; છતાં તેની સાથે બુદ્ધિનો ઉપયોગ કરવાનું ભુલવું નહીં. અનાજનો એકજ કણ વાવવાથી કશું ફળ નથી તેની જેમ. વળી મારવાડ કે જ્યાં પાણીની જરૂર હોય ત્યાં અનાજ વહેંચવું અથવા અનાજનો દુષ્કાળ હોય ત્યાં જળ સીંચવાની–વહેંચણી પણ અફળ અને હાસ્યજનક છે. તરસ્યાને એકજ ટીપું પાણી આપવું એ પણ બુદ્ધિનું પ્રદર્શન કરાવવા જેવું છે.

**અવકાશ અને ઉપયોગઃ**—મનુષ્ય જન્મ મળ્યો, જૈનધર્મ મળ્યો, પરન્તુ તેનો યથાર્થ ઉપયોગ કરવાનો અવકાશ માત્ર મળતો નથી, તો એવું જીવન જીવવામાં લાભ શું ? મનુષ્ય ઘણીવાર 'અવકાશ મળતો નથી' એમ કહેતો સંભળાય છે, છતાં તે ઘણીવાર સામાયિક, પૂજા આદિ કરતો જણાય છે ખરો; બહુજ ઝીણવટથી તપાસીએ તો જણાશે કે ત્યાં પણ તેના કાર્ય વિધિ-માં પૂર્ણ તલ્લીનતા છેજ નહિ-તો ભાવ તો કયાંથીજ હોય ? તેને દેખીતો અવકાશ તો ઘણો હોય છે, પરન્તુ મનની સ્થીરતા માત્ર હોતી નથી, એટલે તે જે કામ-ક્રિયા-કરે છે તેમાં તેનું ચિત્ત હોતુંજ નથી. તેણે તેવે સમયે બેધ્યાનપણેજ પોતાનું દૈનિક ફરજયાત ધર્મ કાર્ય આટોપ્યું હોય છે. એમાં વિઘ્નકર બે કારણો મુખ્યત્વે આડા આવતાં જણાય છે. તેવા મનુષ્યનો વ્યાપાર ચિન્તા મિશ્ર બનેલો હોય છે; અથવા તો તે પોષક તત્વ પ્રાપ્તિની ચિન્તામાં હરપળે અટવાયલો હોય છે. આવા મનુષ્યો છતે અવકાશે સ્થિરતા અથવા જ્ઞાનના અભાવે જોઇએ તેવો 'ધર્મલાભ' પામી શકતાજ નથી. બની શકે તેટલા ભાવ પૂજક થવું શ્રેષ્ટ છે. મતલબ કે ભાવ પૂર્વક કરેલી ક્રિયાનું ફળ અનન્ત ગણું હોય છે એ નિર્વિવાદ છે. અવકાશ મેળવવોજ જોઇએ અને તેનો સદુપયોગ પણ કરવોજ જોઇએ. ચિન્તાળુ વ્યાપારમાંથી બને તેટલા નિવૃત્તિ પરાયણ થતા રહેવુંજ જોઇએ. કારણકે વ્યાપાર વ્યવહાર મનુષ્યને મુક્ત કરતાંજ નથી, પરન્તુ મનુષ્યજ સ્વમરજીથી તેવા કાર્યથી ધારે તો જરૂર મૂક્ત રહી શકે છે.

**આવશ્યકતાઃ**—પ્રાણી માત્રને પાંચ પપ્પા કુદ
વિના મૂલ્યે બક્ષીસ આપ્યા છે. પત્થર (ભૂમિ), પ
(હવા), પાણી, પોષણ (ધાવણ), પાત્રામ્બર (ઝા
છાલ પાંદડાનું વસ્ત્ર). જેમ જેમ વય વધતી
તેમ તેમ આવશ્યકતા વધતી જાય, અને પછી તો
મૂલ્ય પણ બેસે. એટલે મજુરી-મહેનત કરીને તે મેળ
પડે. એ આવશ્યકતાની હદ વધારી પણ શકાય અને ઘટ
પણ શકાય એમ છે, છતાં પણ સમાજમાં રહીને તેનું મધ્
પ્રમાણ તો જરૂર સ્વીકારવુંજ જોઇએ. વિવાદમાં ઉ
વિના કહીયે શકીયે કે એક શેર (એંશી તોલા) ધાન્ય
મનુષ્ય જીવનની હંમેશની જરૂરીઆત કહેવાય છે. એ
તેટલું ઓછું તો ખરૂંજ. અલબત્ત, એક મનુષ્ય હંમે
એકજ રોટલી (એક ઔંસ અનાજ) ખાઇને પણ જી
તો શકેજ, પરન્તુ તેનું તે જીવન મરતાં મરતાં જીવવા જે
ગણાય. તેટલાથી પોતાના જીવનને કોઇ પણ રીતે સા
કરી શકે કે ઉપયોગમાં લઇ શકે તેવું તો નજ બને. આટ
માટે આવશ્યકતાનું પ્રમાણ જરૂર કરતાં ઘટાડવાનું
બહાનું ખોળી કાઢીશું નહિ-કારણ માત્ર ઉદ્યમનો અ
છે, આવકની ઉણપ છે. અહીં સંતોષને આગળ ધપાવવા
જરૂર નથી. જાતી બન્ધુઓના ઘરની સ્થીતિ સમજવા
ખાસ જરૂર છે. હંમેશાં અનેક ગૃહો પ્રતિ પ્રયાણ કરવા
જરૂર પડે છે તેમણે સ્વધર્મી બન્ધુઓનું જીવન ઉજ
અને તેવા પ્રયત્નો કરવાનો આ બરાબર સુયોગ છે.
વિત્યે નકામા વિવાદ કરવા નિષ્ફળ છે.

## સારાંશ.

**જૈનત્વ:**—સામાયિક વૃત સમયે પાળવાના નિયમો, સામાયિક કરવાની અપેક્ષાવાળાએ જીવન વિષે ગ્રહણ કરવા યોગ્ય ગુણો, ત્યાજ્ય દૂષણો અને સામાન્ય બોધ કે જે સર્વમાં સમતા, સમાનતા, સંયમ અને ધર્મને પ્રિયકર વૈરાગ્યાદિ ભાવનાઓ યોગ્ય પ્રમાણમાં પણ રહેલીજ છે, તેવા અનેક વિષયો વિષે આ વિભાગમાં કહેવામાં આવ્યું છે; છતાં ઘણુંય લખવા જેવું બાકી રહી ગયું છે; પણ અત્રે મર્યાદિત સ્થાન છે તેથી હદ રાખવી પડી છે. ઉણપને નહિ જોતાં સાર રૂપ તત્વ તેમાંથી ખેંચી લેવાય તો ઇષ્ટ છે. વ્યાખ્યાન સમયે જે ઉપદેશ આપવામાં આવે છે તે સામાયિકમાં રહી શ્રવણ થઇ શકે છે, તેમાં ૈરાગ્યભાવ વિશેષ રહેલો હોય છે. છતાં સંસારી–ગૃહસ્થાશ્રમી ઉન્નત જીવન જીવી શકે તેવું લક્ષ બિંદુ પણ તેમાં હોય છે. છેલ્લું શ્રેષ્ઠ પદ સિદ્ધિ પદ છે, તે પૂર્ણ વૈરાગ્ય પામી ત્વરિત પ્રાપ્ત કરી શકાય છે; અન્ય જીવો ઉન્નત જીવન જીવી તે ક્રમશઃ પ્રાપ્ત કરી શકે છે. લક્ષ્ય સ્થાને પહોંચવા માટે સંપૂર્ણ ગુણો પ્રાપ્ત કરવા જોઇએ, તેજ પ્રમાણે પ્રથમ તો દૂષણો પણ ત્યાગવા જોઇએ. પ્રમાણિક અને ઉદ્યમી જીવન, સહૃદયતા અને જ્ઞાનપ્રાપ્તિ, ફળની આશા વિના શ્રદ્ધા પૂર્વક ધર્મપાલન, એટલા વાના મનુષ્યને જરૂર ઉન્નત અને પૂર્ણ બનાવે છે; તેવા મનુષ્યો સમતા અને સમાનતાનું રહસ્ય પામી શકે છે; અને સંયમ ધારણ કરી શકે છે. તેવા મનુષ્ય પ્રાણીનું જીવન સફળ છે.

— દ્વિતીય વિભાગ પૂર્ણ. —

# શાળોપયોગી સાર્થ સરળ સામાયિકસૂત્ર.

( અન્તર્ગત કથાનક દૃષ્ટાન્તો. )

## સમભાવ સામાયિક.

### ( દમદંત મુનિ. )

હર્ષપૂર નામે નગરમાં દમદંત નામે એક મહા પ્રતાપી રાજા રાજ્ય કરતો હતો. ચોતરફ તેની સત્તા જામી ગઈ હતી. એક વખત તે પોતાના પાડોશી-મિત્ર-રાજા જરાસંઘને યુદ્ધમાં સહાય આપવા ગયો, તે વેળા રાજ્યમાં પોતાની ગેરહાજરીના સમયે હસ્તીનાપૂરના રાજા પાંડવ કૌરવોએ હર્ષપૂરને જીતી લીધું. પાછા ફરતાં દમદંત રાજાએ પોતાની નગરીની સત્તા હરાયેલી જોઈને પાંડવ કૌરવ સાથે યુદ્ધ કર્યું, અને જીત મેળવીને શત્રુઓને પોતાના નગરમાંથી હાંકી કાઢયા.

આમ ઘણાં વર્ષો સુધી સુખે સમાધે કાળ નિર્ગમન કરતાં દમદંત રાજા પોતાના નગરમાં વર્ષાઋતુની એક સંધ્યા સમયે રાજ્ય મહેલના ઝરૂખામાં બેઠેલા છે, તે વેળા તેમની દૃષ્ટિ પશ્ચિમ દિશામાં અસ્ત પામતા સૂર્ય તરફ પડે છે.

સંધ્યા પૂર્ણ બહારમાં ખીલી રહી છે. સુવર્ણ મિશ્ર રંગબેરંગી આકાશ છવાઇ રહ્યું છે. વચ્ચે વચ્ચે ગગન મંડળમાં નાના પ્રકારના ચિત્ર વિચિત્ર વાદળાંના ક્ષણે ક્ષણે

પલટાતાં મનોહર સ્વરૂપો જોઇ તેઓ આનંદમગ્ન થાય છે, અને એકી ટશે તેમની સામેજ જોઇ રહે છે, એટલામાં અચાનક પવન ફુંકાવા લાગે છે. પવન એટલો સખ્તપણે ફુંકાય છે કે જાણે આખુંય આકાશ એકાએક તુટી પડશે, એવો ભયભીત દેખાવ થઇ રહ્યો છે.

આમ અકસ્માત ક્ષણુમાત્રમાંજ પ્રથમ મનોહર દેખાતાં રંગ મિશ્ર પાદળાંઓનું પૂર્ણ સ્વરૂપ ભયગ્રસ્ત સ્થીતિમાં પલટાઇ જતાં જોઇ દમદંત રાજા વિચાર વાયુમાં ઝોલા ખાવા લાગે છે. "જેવી સ્થીતિ આ મનોહર આકાશની ક્ષણ માત્રમાં પલટાઇ ગઇ તેવીજ રીતે શું આ રાજ્ય, મહેલ, રિદ્ધિ, સિદ્ધિ રાણી અને રાજપુત્રાદિકની પણ કાળરૂપ પવનના ઝપાટાથી ફરી જશે કે શું ? હું પણ એ કરાળ કાળની ફાળમાં ઝડપાઈ જઈશ નહીં? મ્હારૂં આ વિશાળ રાજ્ય, સંપત્તિ આદિ એવીજ વિપરિત સ્થીતિને પરિણમશે શું ?" વિચાર કરતાં કરતાં વિનાશવંત વસ્તુ–બાહ્ય જગત ઉપરથી તેની દષ્ટિ આંતર સ્થીતિ પ્રતિ વળે છે; ધીમે ધીમે તેને નાશવંત દેહ—સંસારની અનિત્યતાનું અને આત્માના અવિનાશપણાનું ભાન થાય છે. વીજળીના ઝળકારાની જેમ જ્ઞાન દૃષ્ટિથી સભાન અવસ્થાનું ધ્યાન થતાંજ જીવનમાં બાકી રહેલ અગમ્ય આયુષ્યના અમૂલ્ય સમયનો લાભ લેવા– સદુપયોગ કરવા—રાજ્ય સત્તા યુવરાજને સોંપી સંસાર ત્યાગી વિરક્ત બની શ્રી તીર્થંકર મહારાજે ઉપદેશેલી ભગવતી સામાયિક રૂપ પ્રવ્રજ્યા અંગીકાર કરે છે. શેષ આયુષ્યનો કાળ આત્મ સંશોધન રૂપ સામાયિક કરતાં કરતાં

ક્રમે ક્રમે વિહાર કરતાં હસ્તિનાપૂરની ભાગોળે આવી પહોંચે છે, અને તે સ્થળે કાઉસ્સગ્ગ ધ્યાને સ્થીર થાય છે.

પસાર થતાં અશ્વારૂઢ પાંડવોની દૃષ્ટિ આ ધ્યાનસ્થ મુનિરાજ પર પડે છે; ભાવપૂર્ણ હૃદયે તેઓ મુનિરાજની નજીક આવે છે; બરાબર જોતાં પોતાને હરાવનાર પ્રતાપી દમદંત રાજા તરીકે તેઓ તેને (મુનિને) ઓળખે છે, અને આશ્ચર્ય પામે છે. "ક્યાં એમની રાજ્ય રિદ્ધિ અને ક્યાં આ ફકીરી!" એમ વિચારતાં પૂજ્ય બુદ્ધિથી તેમની ત્રણ પરિક્મ્મા દઇ ભક્તિભાવે નમન અને સ્તુતિ કરી સ્વમાર્ગે આગળ વધે છે.

અમુક સમય વ્યતીત થયે અશ્વારૂઢ કૌરવો પણ ત્યાંથી પસાર થાય છે, તેમની દૃષ્ટી પણ મુનિરાજ પર પડે છે અને પાસે આવી જોતાં ઓળખી જાય છે કે પોતાને હરાવનાર આ દમદંત રાજા છે; તેઓને વૈરબુદ્ધિ પ્રકટે છે, એટલે ઇંટો, પત્થર અને વૃક્ષપરના કાચાં ફળાદિથી તેઓ તેમને તાડન કરે છે અને તે એટલે સુધી કે ત્યાં ફેંકાયેલી વસ્તુઓનો એક મોટો ઢગલો બની જાય છે, જેથી સ્વાભાવિક રીતેજ મુનિરાજ તેમાં દટાઇ ગયા જેવું થવાથી દેખાતા નથી; મુનિ મહારાજ તો આ ઉપસર્ગ શાંત ભાવે સહન કરતાં આત્મ ચિંતનમાં ધ્યાનસ્થ પણે ઊભા છે.

પાછા ફરતાં પાંડવો ફરીથી ત્યાંથી નીકળે છે, મુનિરાજ નહિ દેખાવાથી તેઓ થોડે દૂર બેઠેલા ગોવાળોને પૂછે છે. ગોવાળોના ખુલાસાથી જાણે છે કે પોતાનાજ બન્ધુ કૌર-

વોએ મુનિરાજની આ સ્થીતિ કરેલી છે અને વિષમ (અવસ્થા ભોગવતા) સ્થીતિમાં પત્થર ઇંટ વિગેરેના ઢગલા વચ્ચે મુનિ-રાજ દટાઇ ગયેલા છે; તરતજ તેઓએ ઈંટ પત્થર વિગેરે દૂર કરી મુનિરાજને થયેલી કદર્થનાથી અત્યંત ખેદ પામી પુનઃ પુનઃ વંદન કરી પૂર પ્રવેશ કરે છે.

પ્રથમના રાજા એટલે વર્તમાન કાળના દમદંત મુનિ તો સ્વધ્યાનમાંજ સ્થિર છે, તેઓને નથી થતો પાંડવો પર રાગ કે નથી થતો કૌરવો પર દ્વેષ, તેઓ તો માત્ર એટલોજ વિચાર કરે છે કે " પાંડવોએ દર્શાવેલ ભક્તિ મારી નથી થઇ, પરન્તુ મારા યશનામ કર્મનું ફળ મને મલ્યું છે. કૌરવોએ જે વિડંબના કરી છે તે મારી નથી થઇ, પરન્તુ મારા અપ-યશ નામ કર્મનું ફળ મને મળ્યું છે, મારા શુભ કર્મને દેખાડી તેમાંથી નિવૃત્ત કરાવનાર પાંડવો મારા ઉપકારી છે; અને મારા અશુભ કર્મને દેખાડી તેને દૂર કરાવનાર કૌરવો પણ મારા પરમ ઉપકારી છે, આમ શુભાશુભ કર્મ નિવૃત કરાવવામાં સહાય રૂપ બનતા પાંડવ કૌરવો બન્નેને ધન્ય છે.

ઉપર મુજબ ઉત્તમ વિચાર શ્રેણીએ ચડતાં, રાગ દ્વેષ ઉપર જય મેળવતાં, સમભાવે રહેતાં શુભાશુભ કર્મનો ક્ષય કરી ક્ષીણ મોહી થઈ તેઓ કેવળજ્ઞાન રૂપ આત્મ સ્વરૂપને પામે છે.

---

# સમતા–સમયિક–સામાયિક.

## ( મેતાર્ય મુનિવર. )

રાજગૃહી નગરીમાં એક મહાકુશળ કારીગર સોની રહેતો હતો. તે ઘણોજ હુંશિયાર હોવાથી શ્રેણિક રાયનું સર્વ કામ તેનેજ મળતું હતું; વળી જિનભક્ત પણ હતો, એટલે જિનેશ્વરની પૂજામાં ઉપયોગી સુવર્ણના જવ બનાવવાનું કામ શ્રેણિક રાજાના આદેશથી તેજ કરી આપતો હતો.

એક વેળા તે સોની જવલાં ઘડી રહ્યો હતો, જે પુરા થઇ રહેવા આવ્યા હતા; તેજ સમયે એક મુનિવરને પોતાને ત્યાં ગોચરી વહોરવા આવતા જોયા; એટલે તેમને સત્કારવા તે ઉભો થઇ દ્વાર પર સામો ગયો. 'ધર્મલાભ' કહી મુનિરાજ અંદર પ્રવેશ્યા; સંસાર સુખનો ત્યાગ કરી ફકીરી ગૃહણ કરેલ સાધુ મહાત્માના ઉપર સોનીને બહુ ભાવ ઉત્પન્ન થયો, ભક્તિ પૂર્વક વંદના કરી ભાવસહ તૈયાર આહાર સાધુ મહારાજને વહોરાવ્યો.

સાધુ મહારાજ ગોચરી વહોરીને ગયા એટલે તેમને –તેમના વૈરાગ્ય રંગને અંતઃકરણ પૂર્વક ધન્યવાદ આપતો તે ઘરના આગલા ભાગમાં–દુકાનમાં પાછો ફર્યો; પોતાને

સ્થાને બેસવા જતાંજ તેની નજર પોતે ઘડી મૂકેલા જવ તરફ ગઈ. જૂએ છે તો ત્યાં એક પણ જવ ન મળે! 'બધા જવ ગયા ક્યાં?' એમ વિચારતાં તે સઘળે જોઇ વળ્યો. 'ઉતાવળમાં મેં ક્યાંઇ બીજે તો નહીં મૂકી દીધાં હોય?' એમ વીમાસતાં તે આખી દુકાન ખુંદી વળ્યો, પણ જવલાં ક્યાંઇ જોવામાં આવ્યા નહીં! 'બધા જવ એક સામટા જાય ક્યાં? બીજું તો કોઇજ આવ્યું નથી. તો પછી અલ્પ સમયમાંજ તે ક્યાં જાય? કોણ લઈ જાય?' એવી વિચાર શ્રેણીએ ચડતાં ચડતાં તેની સારાસાર સમજ શક્તિ કુંઠિત બની ગઇ; મુનિરાજપર તેને શંકા ઉત્પન્ન થઈ. તે મનમાં વિચારવા લાગ્યો 'જરૂર, સોનું દેખી મુનિવર ચળે તે આનું નામ! તે સાચો વૈરાગી તો નહીંજ, પરન્તુ કોઇ પૂર્ણ પાખંડીજ હોવો જોઈએ; નહિ તો આમ ના બને!' અલ્પ સમય પહેલાંજ જે મુનિરાજના દર્શન માત્રથીજ તેને મહદ્ સદ્‌ભાવ થઇ આવ્યો હતો, તે અદ્રશ્ય થઈ ગયો; અને તેને સ્થાને શંકા ઉદ્‌ભવી અને પરિણામે તે સત્ય સ્વરૂપેજ ભાસી! વહેમનું સ્થાન દઢતાએજ લીધું અને ક્રોધ ઉદ્‌ભવ્યો; એટલે ગમે તે પ્રકારે જવલાં પાછાં લેવાનો નિશ્ચય કર્યો.

મુનિ મહારાજ એટલામાંજ કોઇ અન્ય ગૃહે ગોચરી ગયેલા પાછા ફર્યા જોવામાં આવતાંજ સોનીએ તેમને બોલાવ્યા; અને તેમણે લીધેલા જવ પાછા દઇ દેવા જણાવ્યું. મુનિ મહારાજ સર્વ વસ્તુસ્થીતિ સમજી ગયા અને તેથીજ કાંઇ જવાબ નહીં આપતાં માત્ર શાન્તપણે ઉભાજ રહ્યા

એટલે તો સોનીને હળાહળ ક્રોધ ચડયો, અને શંકા સાચી લાગી કે મુનિ જરૂર ચોર છે; જો તેમ ન હોય તો આટલાં આટલાં કટુ વચનો કહેવા છતાં મુનિ કેમ કાંઇ બોલેજ નહિ! છેલ્લે તેણે તે જવ સાધુ પાસેથી કઢાવવા માટે એક ઉપાય યોજવાનો સંકલ્પ કર્યો; અને તે પ્રમાણે તેણે તેનો અમલ પણ કર્યો.

મુનિરાજને પકડીને તેણે સખ્ત તાપમાં ઉભા રાખ્યા, ખુલ્લા મસ્તક પર કસકસતી લીલી વાધર બાંધી લીધી; તદ્દન ઉઘાડા પગે ધરતી પરની બળતી લાહ્ય (તાપ) થી ફરફોલ્લા પડવા લાગ્યા. લીલી વાધર પણ મસ્તકે તાપને લીધે તંગ થવા લાગી, એટલે મસ્તક સખ્ત ભીંસાવા લાગ્યું. મુનિરાજ આ પ્રાણુાંત વેદનાના અસહ્યપણાને લીધે જલ્દી જવ પાછા કાઢી આપશે એમ રાહ જોતો સોની તો પોતાની દુકાનમાં જઇ બેઠો; પરન્તુ મુનિરાજ તો શાન્તિ પૂર્વક સમભાવે આ સકળ વેદના સહન કરતા ઉભા છે, તેમનું નામ મેતાર્યમુનિ છે.

**મેતારજ મુનિનો પૂર્વભવ**—શ્રાવસ્તી નગરીમાં યજ્ઞદત્ત નામે બ્રાહ્મણ હતો. માયાવિ સંસારના વૈભવનો મોહ નષ્ટ થતાં તેમણે ભાગવતી દીક્ષા ગ્રહણ કરી. સમભાવ એ પ્રધાન તત્ત્વ છે એવું સમજવા છતાં પોતે બ્રાહ્મણ કુળની શ્રેષ્ટતાનો મદ ત્યજી શકયા નહીં; એટલે ત્યાંથી દેવગતીમાં જઈ કુળમદને લીધેજ ફરી મેતર (હરીજન) ને ત્યાં નીચ કુળમાં જન્મ લેવો પડયો. તેજ સમયે ધનદત્ત શ્રેષ્ઠીને ઘેર શ્રેષ્ઠીની ભાર્યાને પુત્રી અવતરી; શ્રેષ્ઠીને પુત્ર નહીં હોવાથી

પોતાને ત્યાં જન્મેલ પુત્રીને મેતારજને સોંપીને તેના બદલામાં ધન આપીને તેનો પુત્ર પોતે માગી લીધો; આ રીતે જન્મે મેતર છતાં લોકદૃષ્ટિએ તે શ્રેષ્ઠીપુત્ર તરીકે ઉછર્યો. મગધરાય શ્રેણિકે પોતાની એક પુત્રીનો આ શ્રેષ્ઠીપુત્ર મેતાર્ય સાથે લગ્નોત્સવ કર્યો. આ લગ્નોત્સવ શહેરમાં અનેક દીવસો સુધી ઉજવાયો. નગરશ્રેષ્ટી ધનદત્તના ગૃહ આંગણે હમેશાં સંધ્યા સમયે નાટારંભો થતા હતા, તે જોવા માટે નગરજનો મોટા સમુહમાં એકઠા થતા હતા. એક સંધ્યાએ મેતાર્યની ખરી માતા પણ આ ઉત્સવ જોવાને આવી પહોંચી.

પોતાના પુત્રને જોતાંજ મેતાર્યની જન્મદાત્રીના સ્તનમાંથી દૂધની ધારાઓ છૂટી ! સર્વ જનોની દૃષ્ટિ તે બનાવ તરફ ગઈ; એટલે સર્વ લોકને તથા મેતાર્યને પોતાને પણ પોતાની સત્ય માતા ઓળખાણી; કારણકે સત્ય માતૃપદ કદી પણ છૂપું રહી શકેજ નહીં. એજ દિને વિહાર કરતાં કરતાં શ્રમણ ભગવાન મહાવીર સ્વામી એ નગરમાં આવી પહોંચ્યા હતા; ત્યાં જઇને ધનદત્ત શ્રેષ્ટીના પુત્ર મેતારજે ત્રીકાળજ્ઞાની ભગવાનને પોતાનો સંદેહ દૂર કરવા પૂછ્યું; એટલે ભગવાને તેનો પૂર્વભવ અથઇતિ કહી સંભળાવ્યો; તે શ્રવણ કરવાથી મેતારજને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું; એટલે પૂર્વ ભવે કરેલ કુળમદને લીધે પશ્ચાત્તાપ થવા લાગ્યો. તેને સાક્ષાત્ થયું કે “ મોહને લીધેજ બ્રાહ્મણત્વ પકડી રાખવાથી મારી આ સ્થીતિ (નીચ જન્મ) થયેલી. વસ્તુતઃ તો હું પોતે માત્ર ચાર ગતિનો સાક્ષીરૂપજ છું. નિશ્ચયપણે તો હું સિદ્ધાત્મ સ્વરૂપજ છું. ”

માતા પિતાની અનુજ્ઞા માગી ચારિત્ર્ય ગ્રહણ કર્યું; મેતાર્ય મુનિના નામે પ્રસિદ્ધિમાં આવ્યા. વિહાર કરતાં કરતાં રાજગૃહી આવ્યા અને ઉપર કહેલ સોનીને ત્યાં ગોચરી વહોરવા ગયા; ત્યાં તો ઉપર વર્ણવી વીતક તેનાપર આવી.

સોની તો જવાબ અને જવ પાછા મેળવવાની આશાએ પોતાની દુકાનના શીતળ છાંયડામાં બેઠો છે, જ્યારે મુનિ મહારાજ તો સખ્ત તાપમાં અસહ્ય કષ્ટ સહન કરી રહ્યા છે; છતાં ક્ષમાશ્રમણ મુનિરાજ તો ઉક્ત સોની પ્રત્યે ક્ષમા અને દયાની ધારા વરસાવી રહ્યા છે; અને સવળું વિચારે છે કે "આ સોની બિચારો અજ્ઞાન મનુષ્ય પ્રાણી છે, અત્યારે તે ફક્ત ક્રોધરૂપ અગ્નિની ભઠ્ઠીમાં સળગી રહ્યો છે. 'જવ મેળવું, અને તેમ નહીં તો લેનારને મારી નાખું' એવા નિશ્ચય પર તે આવેલો છે; સોનાના જવલાં અનાજના જવ ધારીને આ ઘરના મોભપર બેઠેલું ક્રૌંચ પક્ષી ચરી (ચણી–ખાઈ) ગયું છે એ મેં નજરે જોયેલી વાત જો હું સોનીને કહીશ તો તે સોની જરૂર આ પક્ષીને પકડીને મારી નાંખશેજ, કે જેમ કરવાથી તેને તેના પેટમાંથી જવ પાછા મળે એમ છે; હવે મારે તો આ પક્ષીના આત્માની સાથે સમભાવ ( સામાયિક ) છે, તેના મરણની વેદનાથી રૌદ્રધ્યાને તે પક્ષીનો જીવ હજુ પણ વિશેષ નીચ ગતીએ જાય; એટલે એક જણને બદલે ત્રણ જણા પાપના ભાગીદાર થઈએ; આમ થવા કરતાં તો મારેજ સમભાવમાં રહી આ પ્રાણાન્ત કષ્ટ સહી લેવું એજ ઉત્તમ છે." એ રીતે શ્રેષ્ઠ વિચાર શ્રેણીએ ચ્હડતાં, ચિંતવતાં મુનિ તો સમભાવ રસમાં નાહી રહ્યા છે, ક્ષણે ક્ષણે પોતાની આત્મશુદ્ધિ અનુભવી રહ્યા છે.

ગરમીના પ્રખર તાપથી લીલી વાધર અતિશય સંકો-ચાઇ જવાથી અન્તે મુનિરાજના મસ્તકની ખોપરી તત્કાળ ફાટી અને તેનો દીર્ઘ અવાજ થયો; એટલે એ અવાજને લીધે પાસેજ છાપરા પર બેઠેલ ક્રૌંચ પક્ષી ધાસ્તીથી ચરકતું ચર-કતું ઉડયું અને બીકથી અવાજ કરતું દૂર ઉડી ગયું. તેની ચરકમાં સઘળા જવ જમીનપર પડયા હતા! સોની આ જોઇ આભો બન્યો. મુનિ તદ્દન નિર્દોષ હતા એ તેને મોડે મોડે પણ સમજાયું; પણ તે સમજે તે પહેલાંજ મુનિ તો તો સમભાવે રહી શુકલ ધ્યાને ચડી મુક્તિ પામ્યા હતા.

સોનીને બહુજ પશ્ચાતાપ થયો. 'આ તીવ્ર પાપમાંથી હું કયારે છુટીશ' એમ ચીંતવતાં તેને સતત્ મુંઝવણ થવા લાગી. પરન્તુ પૂર્ણ પશ્ચાતાપને અન્તે અંતઃકરણ શુદ્ધ થતાં તેણે ભાગવતી દિક્ષા અંગીકાર કરી અને તે પણ આત્મ સંશોધન કરતો ઉચ્ચ ગતીને પામ્યો.

---

# સમવાદ સામાયિક.

## ( કાલિકાચાર્ય. )

તુરમણિ નામે એક નગર હતું, કે જ્યાં કુંભ નામે એક રાજાની સત્તા ચાલતી હતી. ત્યાં દત્ત નામે એક પુરોહિત હતો. તે પુરોહિતનું સઘળું કુટુંબ વૈદિક વિધિ વિષે દૃઢ શ્રદ્ધાળુ હતું; તેમાં ફક્ત તેની માતા એક અપવાદ રૂપ હતી. રાજાની પૂર્ણ કૃપાને લીધે આ પુરોહિત ધીમે ધીમે સ્વબુદ્ધિ બળે પ્રધાનપદ પ્રાપ્ત કરી શકયો.

એ સમયે ત્યાંની પ્રજા વેદપ્રિય હતી. વેદધર્મને માનનારા, હોમ-હવન કરનારા, પશુઓના બલિદાન દેનારા, એ સર્વ લોકપ્રિય, ધર્મપ્રિય અને વિદ્વાન ગણાતા હતા.

દત્ત દિવાન પણ કીર્ત્તિનો જીજ્ઞાસુ હતો; તેણે યજ્ઞો કરવા શરૂ કર્યા. રાજાને પણ બુદ્ધિબળે પોતાના પક્ષમાં લઇ યજ્ઞાદિમાં રસ લેતો કર્યો. ધીમે ધીમે રાજા તે કાર્યમાં પૂર્ણ શ્રદ્ધાળુ પણ બન્યો. એટલે ક્રમશઃ 'યથા રાજા તથા પ્રજા' એ ન્યાયે રાજા જેવીજ પ્રજા પણ થઈ; સર્વ લોકો યજ્ઞયાગાદિ કરવા કરાવવા લાગ્યા. દત્તનું સર્વત્ર પ્રોત્સાહન હોવાથી યજ્ઞદત્તને નામેજ તે પ્રસિદ્ધ થયો. આ રીતે પ્રધાનધર્મ ભૂલી તે યજ્ઞધર્મ પાછળજ સર્વ કાળ નિર્ગમન કરવા લાગ્યો.

'યજ્ઞદત્ત' નામક લોકોત્તર બિરૂદ મળવાથી તો તે ફુલાયો. એ નૂતન નામ પ્રાપ્તિથી તેની મહત્વાકાંક્ષા વિશેષ પ્રબળ થઇ. પ્રધાનપદથી તેને આગળ વધવાની જીજ્ઞાસા જાગી—રાજ્યપદનો લોભ લાગ્યો. પ્રજા તો પોતાના હાથમાં હતીજ; સત્ય રાજ્યસત્તા પણ પોતાનાજ હાથમાં હતી, સર્વ પ્રકારનું સુખ હતું, ફક્ત માનવદેહે તેનો એક સ્વામી (રાજા) હતો, તેટલી ઉણપ હતી. શા માટે એ ઉણપ દૂર ન થવી જોઇએ? જરૂર, એ બની શકે એવું હતુંજ, અને એટલા માટેજ એ પ્રયત્નશીલ બન્યો. તેણે ઇચ્છયું કે "પ્રધાનને બદલે હુંજ ખુદ રાજાજ કેમ ન કહેવાઉં?" તેણે પાસો ફેંકી રમત શરૂ કરી; પ્રારબ્ધયોગે તે સફળ થયો. જીત્યો. કુંભ રાજાને પકડીને કેદ કર્યો અને તુરંગમાં પુરી દીધો. રાજા, યજ્ઞ અને વેદ—એ ત્રણ વિના અન્ય કોઇની પૂજા થાય નહિ એવો હુકમ ફરમાવ્યો.

પછી નિશ્ચિન્ત જીવે યજ્ઞકાર્યો શરૂ કરી દીધા. રાજા પોતે અને યજ્ઞકાર પણ પોતેજ. કોઇનાથી યજ્ઞકાર્ય વિરૂદ્ધ જરા જેટલો શબ્દોચ્ચાર પણ થઇ શકે નહિ, એટલુંજ નહિ પરન્તુ વિરૂદ્ધ ભાવવાળા મનુષ્યોને તે કાર્યમાં ભાગ લેવાનો ફરજ પડવા લાગી. હિંસક કાર્યો ભારોભાર વધવા લાગ્યાં. અહિંસક વૃત્તિવાળાં માણસોનાં હૃદય ફફડી ઉઠયાં. દત્તની માતાનો જીવ અસ્વસ્થ થવા લાગ્યો. આમ છતાં તે એકલી બિચારી શું કરી શકે?

એવે સમયે એક મુનિ મહારાજ તે શહેરમાં આવી પહોંચ્યા. તેઓ નામે કાલિકાચાર્ય હતા. સંસારીપણામાં

તેઓ દત્તના મામા થતા હતા. તેમનું આગમન પ્રસિદ્ધિને પામ્યું. બ્હેન (દત્તની માતા) ને બહુજ આનંદ થયો. દત્તને સન્માર્ગે લાવવામાં હવે સરળતા આવશે એવી આશા બંધાઇ; એ આશાએ તેનો જીવ કાંઇક શાન્તિ પામ્યો.

બનતા સર્વ બનાવના જ્ઞાતા કાલિકાચાર્યે સમયોચિત અહિંસક યજ્ઞનો ઉપદેશ દેવો શરૂ કર્યો. દત્ત સુધી આ વાત પહોંચી; પરન્તુ મુનિ–મામા–ને અટકાવવા શી રીતે? એ પ્રશ્ને તે મુંઝાયો. દરમિયાન એક વેળાએ માતાએ સમય જોઇને પુત્રને કાલિકાચાર્યને મળવા જવાનું કહ્યું. પુત્રથી તે આદેશનો અનાદર થઇ શકયો નહિ; સમ્મતિ દર્શાવી, ફક્ત વિનયને ખાતરજ તે મામાને મળવા જવા તૈયાર થઇ ચાલ્યો; આ વેળા તેના હૃદયમાં તો યજ્ઞ વિરોધીઓના નાશ માટે પ્રબળ આકાંક્ષા વ્યાપી ગઈ હતી. હાડોહાડ–રૂંવાટે રૂંવાટે ક્રોધ-જ્વાળા ભડભડી રહી હતી; છતાં બહારથી શાન્ત ચિત્તે ઉપાશ્રયે જઈ મામા–મુનિ મહારાજ સામે બેઠો; આંતરદેશે ક્રોધ છતાં બહા-રથી મૌન ધારણ કરેલ હોઈ દીર્ઘકાળ સુધી નિરવ શાન્તિ છવરાઇ ગઇ. આમ છતાં અસ્વસ્થ જીવ કયાં સુધી શાન્તિ ટકાવી શકે? છેલ્લે તે પુછયા–બોલ્યા વિના રહી ન શકયો કે–"મ્હારાજ મ્હારા રાજ્યમાં થતા આ સઘળા યજ્ઞનું ફળ કેટલું? આપ મહા વિદ્વાન અને શાસ્ત્રજ્ઞ છો તો એટલું જણાવી શકશો?"

"દત્ત? જે યજ્ઞ થાય છે તે હિંસામય છે, હિંસાથી અધર્મ થાય છે, અધર્મથી નરક ગતી મળે છે; એ રીતે આ યક્ષનું ફળ નરક પ્રાપ્તિ છે."

આચાર્યશ્રીએ ‘સમવાદ સામાયિક’ ને દૃષ્ટિ સમક્ષ રાખીને નીડરતાથી શાસ્ત્ર યુક્ત પ્રત્યુત્તર આપ્યો.

ઉક્ત ઉત્તરથી દત્તનું જીવનભરનું પૂર્વાભિમાન ગળી ગયું. આજ સુધી તેના સામે ઉંચે શ્વાસે એક અક્ષર પણ કોઇ વિરૂદ્ધ બોલ્યું નહોતું—બોલી શકતું નહોતું; આજ એ સર્વ નષ્ટ થઈ ગયું. ગમે તેવી બળવાન વ્યક્તિ જેના સામે કદી પણ બોલી શકે એમ નહોતું તેના સામે તેની પૂર્ણ વિરૂદ્ધ એક શસ્ત્રહીન, કવચહીન, અંગરક્ષણ હીન, પણ પૂર્ણ શાન્ત, તેજસ્વી અને નિર્ભય વ્યક્તિને સ્પષ્ટપણે બોલતી સાંભળીને પોતે પૂર્ણ પરાભવ પામ્યો સમજી ક્ષણભર તો હતાશ થઈ ગયો. ધીરે ધીરે કોપ અને શાન્તિ વચ્ચે તુમુલ યુદ્ધ જામ્યું; માતાના વચને અહીં આવવામાં પોતાની ગંભીર ભૂલ સમજાઇ. થયું તે થયું, પરન્તુ આમ પરાભવ પામીને પાછા જવું એતો તેને પૂર્ણ લજ્જાસ્પદ લાગ્યું; એટલે વિશેષ વાદ કરવા તૈયાર થઇ ગયો.

“મહારાજ ? હું એ શી રીતે માની લઉં ? હું તો ઉલટો એમજ માનું છું કે યજ્ઞ નહિ કરવાથી દેવ રીઝાતા નથી, અને તેથીજ ઇચ્છિત પ્રાપ્ત થઇ શકતું નથી; એટલે સ્વર્ગ પણ તેવા લોકોથી દૂર રહે છે.”

“દત્ત ? પૂરેપૂરૂં સમજવામાં ત્હારી કંઇક ભૂલ થાય છે. તું જેને દેવ માની બેઠો છે તે દેવ, બરાબર સમજીશ તો દાનવ–અસુર–દૈત્ય છે. તે દેવો ત્હને સ્વર્ગ આપી શકે કે નરકથી બચાવી શકે એ અશકય છે; ખરા દેવોને રીઝવવા માટે તો અહિંસક યજ્ઞ કરવા જોઇએ.”

" એ વાતની કંઈ ખાત્રી આપી શકશો ? " એવા યજ્ઞદત્તના પ્રશ્નના ઉત્તરમાં આચાર્યશ્રીએ કહ્યું કે—

" ખાત્રી ! અને તે પણ મ્હારે મુખેજ જોઇએ છે તો સાંભળ–આજથી બરાબર સાતમે દિવસે પ્રાતઃકાળે ત્હારા મુખ પર નરકના છાંટા પડશે, જે ઉપરથી તું સમજી લેજે કે યજ્ઞનું એ ફળ છે. "*

ઉપર મુજબ છેલ્લા સ્પષ્ટ અને પૂર્ણ ખુલાસા રૂપે સર્વ આત્માઓની સાથે ' સમભાવ ' છે તેવા કાલિકાચાર્યજીએ સર્વ જીવોના કલ્યાણને ખાતર પૂર્ણ સત્ય ઉચ્ચાર્યું.

દત્ત એકદમ ઉભો થઈ ગયો, બહાર આવ્યો, ઉપાશ્રયની ચારે બાજુએ પોલીસ પહેરો ગોઠવી દીધો, અને સાત દિવસ ખડે પગે સખ્ત ચોકી કરવા હુકમ કર્યો.

રાજમહેલે જઇ સાત દિવસ સુધી બહાર નહીં નિકળવાનો નિશ્ચય કરી દત્ત એક એકાંત જગ્યામાં જઇ ભરાઇ બેઠો.

આચાર્યને ખોટા પાડી બરાબર સજા કરવાના વિચારમાં કોઇ કોઇ વાર તેને શંકા પણ થવા લાગી કે ભાખેલું ભાવિ રખેને ખરૂં પડે તો ! દિવસો પસાર થતાં તેના કર્મે ગણત્રીમાં ભૂલ આવી. સાતમા દિવસને મુદત પુરી થઇ ગણી તે હર્ષાવેશમાં આચાર્યશ્રીને સજા કરવાના ઉલ્લાસમાં ઘોડેસ્વાર થઈ બહાર નીકળ્યો. સાત દિવસની અવધમાં પોતે પ્રત્યક્ષ બચી ગયો માની યજ્ઞકાર નરકે જાયજ નહિ–સ્વ-

*અહીં પાઠા ફેર આ કથા બીજી રીતે પણ છે.

ગેંજ જાય' એમ ચોક્કસ માની લીધું. એવા વિચારમાં ચાલ્યો જતો હતો એટલામાં અચાનકજ તેના મુખ પર કાંઈ ઉડી પડયું. હાથ ફેરવી જોતાં ખરડાયલો હાથ નરકની વાસથી ખદબદતો જણાયો. "અરે, આ શું ? નરક મારા મુખ પર કયાંથી" એમ વિચારતાંજ તેના હોશ કોશ ઉડી ગયા. ખેદ અને આશ્ચર્ય પામતો તે અકળ વિકળ થતો લથડતે પગે ઉપાશ્રયે આવ્યો.

માળી પ્રાતઃકાળે ઉઠી પુષ્પો ચુંટીને સૂર્યોદય થયા પૂર્વે જ શહેરના ગ્રાહકોને પહોંચાડવા જતાં રસ્તામાં શૌચ જવાની લાગણીને રોકી નહીં શકવાથી ઝાડે ફરેલો; તેના પર ધૂળ નાંખીને તે ચાલતો થયેલો. અશ્વારોહી દત્તના અશ્વનો એક પગ તેના ઉપરજ પડયો અને મળના ઉપર ઘોડાનો ડાબલો પડતાંજ તે મળનો છંટકાવ ઉંચે ઉડીને નીચે પડતાં થયો. તેમાંના કેટલાક છાંટા રાજાના મુખપર પણ પડયા.

માર્ગમાં ચાલતાં વેદવાકય પરની શ્રદ્ધા સરી જઈને આચાર્યના શબ્દો પર સ્થિર થઈ ચોંટી. સ્વપર આત્મચિંતન કરતાં સાર વસ્તુનું ભાન થતું ગયું. પોતાના અને પરના આત્માની સમાનતા તે વિચારતો થયો. હિંસા કરીને લાભ મેળવવા ઇચ્છનાર અજ્ઞાન છેજ એ સત્ય તેને સમજાયું.

ઉપાશ્રયમાં જઇ આચાર્યને વંદન કરી તે તેની સામે બેઠો. વિના પુછી બધી વાત આચાર્યને તેણે કહી સંભળાવી. આચાર્યશ્રીએ તેને બોધ આપતાં કહ્યું કે "જિનેશ્વર ભગવાને ભાખેલી વાણી અસત્ય હોતીજ નથી. અજ્ઞાનાંધકારથી,

કુશાસ્ત્ર વાંચનથી, કેટલાય બાળ જીવો આડે માર્ગે ચડી જાય છે, અને અનર્થ કાર્ય કર્યે જાય છે; તેવાઓને સન્માર્ગ–સત્ય માર્ગ દર્શાવવો એ અમારો ધર્મ છે. જો અમો–સાધુઓ કોઇ પણ સત્તાધિકારોની બીક રાખી સત્ય ઉપદેશ ન આપીએ તો અમારૂં **સમવાદ સામાયિક** ખંડિત થાય. મેં તો માત્ર તને સત્યનો ઉપદેશજ આપ્યો છે. ”

“ ત્યારે આપ મ્હને એવો માર્ગ દર્શાવો કે જેનાથી સ્વર્ગ પ્રાપ્તિ થાય. ”

“ ભાઈ! લક્ષ પૂર્વક સાંભળ. હિંસક યજ્ઞ એ નારકીનો માર્ગ છે. દેવને ખુશ કરવાનો માર્ગ અહિંસક યજ્ઞ કરવામાં છે, તેને માટે હું સમજણ આપું છું. ક્રોધ, માન, માયા, લોભ, કામ, મોહ, વિગેરે પાપવિકાર રૂપી શત્રુઓ મનુષ્ય-પ્રાણીને તેના સાત્વિક જીવન માર્ગમાંથી વિમાર્ગે ઘસડી લઇ જાય છે. તે વિકારો રૂપી દુષ્ટતાનો નાશ કરી શકાય તેવો યજ્ઞ–ખરો યજ્ઞ છે; તેમ કરવાથી સંયમ યજ્ઞ–સમભાવ યજ્ઞ–તપ યજ્ઞ–અહિંસક યજ્ઞ બને છે. આ સંસાર વ્યવહારમાં એવા વિકારોજ સર્વત્ર ભરેલા જોવામાં આવે છે, જેનો સત્વર નાશ કર-વાની–તેને દૂર કરવાની–જરૂર છે. તેમ થવાથીજ વસ્તુનું પૂર્ણ સત્ય સ્વરૂપ સમજાશે, અને આત્મસ્વરૂપનું ભાન થશે; એટલે આત્મોન્નતિ થશે. એજ સત્ય યજ્ઞ. ઉત્તમ ફળ પ્રાપ્તિ સારૂ એ વિકારોને આ યજ્ઞમાં હોમી દે. ”

“ મહારાજ ! જો એમ હોય તો પ્રચલિત હિંસક યજ્ઞની આટલી બધી વિસ્તૃત મહત્તા કેમ ? ”

"વત્સ! તારી સમજ ફેર છે, જૈન ધર્મ યજ્ઞ કરવાની મના કરતો નથી. તે તો માત્ર જીવંત પ્રાણીઓના હવનને બદલે પોતાના કષાયોનોજ હોમ કરવાનું કહે છે, કે જેમ કરવાથી સ્વપર આત્માની સમાનતાનું ભાન થાય છે; અને તેમ થવાથી (સ્વ) જીવ ઉંચી શ્રેણીએ ચડે છે; શ્રેષ્ટ જ્ઞાન પ્રાપ્ત થાય છે. સર્વ જીવો પ્રત્યે વિષમ ભાવનો ત્યાગ કરી સમભાવ પ્રકટાવવો; એટલે વિષમ ભાવનો હવન થયો; અને એ રીતે (સ્વ) જીવ નિર્મળતાને પામે છે; એ પ્રમાણે સ્વર્ગપ્રાપ્તિનો માર્ગ સુલ્લભ બને છે. વળી તું જાણુતોજ હોઇશ કે 'જે જેવું વાવે તેવું તે લણે.' અર્થાત્ કાર્ય પ્રમાણેજ તેનું ફળ હોય છે. હિંસાનું ફળ હિંસાજ હોય. અન્ય કોઇને મારવાથી પોતેજ મૃત્યુરૂપી ફળ પામે છે, અન્યને ઉગારવાથી પોતે જીવાય છે. જીવન દરેક પ્રાણીને અતિશય પ્રીય હોયજ છે; તો પછી ધર્મ એ છે કે જે સામાને પ્રીય છે તે તેના પાસેથી હરી લેવાથી તો પાપ થાય છે, તે ન કરવું જોઇએ. જો 'જીવન ઇચ્છો તો જરૂર અન્યને જીવવા દો.' આનું નામજ સમભાવ."

દત્તની સામેથી અજ્ઞાન રૂપી અંધકારનો પડદો નષ્ટ થઇ ગયો. જૈન ધર્મનું અહિંસાનું સ્વરૂપ તેને પૂર્ણ સમજાયું; એટલે તેણે ત્યાં ને ત્યાંજ આચાર્યશ્રી સન્મુખ **પ્રાણાતિપાત વિરમણનું** પહેલું વ્રત અંગીકાર કર્યું. આચાર્ય મહારાજની રજા લઇ તે રાજમહેલે આવ્યો; અને જેલમાં પૂરેલ કુંભરાયને પોતાની સમક્ષ તેડાવી પોતાને હાથેજ તેની બેડી કાઢી નાંખી તેને ભેટયો. બનેલ વૃતાંત્ત કહી સંભળાવી સત્ય સમજાવી પોતે તેમને ફરી રાજગાદીએ સ્થાપ્યા.

કુંભરાયને પણ જાણે કે આ રાજ્યગાદી ફરીથી પ્રાપ્ત થવામાં જૈન ધર્મજ મુખ્ય કારણરૂપ હોય તેમ તેમણે તે ધર્મ સ્વિકાર્યો અને દત્ત ઉપર ક્રોધ નહિ કરતાં તેનેજ પ્રધાનપદે સ્થાપિત રાખ્યો; આજથી અમરી પટહ વજડાવી હિંસાનો પૂર્ણ પ્રતિબંધ કરવામાં આવ્યો. પશુયજ્ઞને બદલે કષાયયજ્ઞ શરૂ કરવાનો ઉપદેશ આપવામાં આવ્યો. 'યથા રાજા તથા પ્રજા' ના નીયમ મુજબ સર્વ પ્રજા જૈન ધર્મ–અહિંસક વ્રત પાળવા લાગી.

આ પ્રમાણે કાલિકાચાર્ય મહારાજશ્રીએ પોતાની દષ્ટિ સન્મુખ **સમવાદ સામાયિક** રાખી નીડરપણે સત્ય વાત કહી દત્ત જેવા બળવાન હિંસક દિવાનને પણ પ્રતિબોધી તેનું હૃદય પલટાવ્યું; એટલે લોકો પર તેમની અનેરી અસર થઇ. ચારે દિશામાં જૈન શાસનની ઉત્તમ છાપ પડી, અને સમવાદ સામાયિક–અહિંસક સત્ય યજ્ઞની પતાકા ફરકી રહી. સત્ય આત્માનો પરમ ધર્મ છે, એને આચારમાં મૂકનાર નીડર હોવાથી સર્વ પર ચમત્કારી અસર થાય છે. સત્યમેવ જયતિ નાનૃતમ્।

---

## સમાસ સામાયિક.

### ( ચિલાતી પુત્ર. )

રાજગૃહી નગરીમાં ધનસાર્થવાહ નામે એક શ્રેષ્ઠી રહેતો હતો, તેને ચાર પુત્ર ઉપર એક પુત્રી મળીને પાંચ સંતાન હતાં. તે પુત્રીનું નામ સુષુમા હતું. વળી તેને ત્યાં ચિલાતી નામે એક દાસી હતી. તેને એક પુત્ર હતો. એ ચિલાતીપુત્ર સુષુમા પ્રતિ અતિ સ્નેહાળ હતો. એ સ્નેહ એના પૂર્વ ભવના સંબંધને લઇને ઉત્પન્ન થયેલો હતો.

ચિલાતીપુત્રને પણ શ્રેષ્ટી પુત્રવત્ પાળે છે. સુષુમા–પુત્રી અને ચિલાતીપુત્ર બન્ને સાથેજ રમે જમે છે, અને રહે છે; એટલે સ્નેહ વિશેષ દૃઢ થતો જાય છે. દાસીપુત્ર ચિલાતી ઘણોજ મસ્તીખોર છે, તે દહાડે દહાડે નગરવાસીઓના બાળ–બાળાઓને બહુ રંજાડે છે, કવચિત ચોરી અને લુંટ-ફાટ પણ કરે છે; એટલે સર્વત્ર અણગમતો થઈ પડયો છે. નગરનો રક્ષક અધિકારી તેના તરફ કરડી નજરે જુએ છે, પરન્તુ શ્રેષ્ટીની શેહને લીધે તે તેને પકડી લેતાં આંચકો ખાય છે. વારંવાર ફર્યાદો આવવાથી અન્તે શ્રેષ્ટીએજં તે તે દાસીપુત્રને પોતાના માણસો પાસે ધક્કા મરાવી ઘરની બહાર કાઢી મૂકયો. અપમાનિત થયેલો ચિલાતી શહેર બહાર

જઇ જંગલમાંના પર્વતની ગુફામાં રાત્રીવાસો કરવા નજર કરે છે, તો ત્યાં તેને ચોર લોકોનો મેળાપ થાય છે. એક વેળા ચોર નાયકના અકસ્માત અવસાનને લીધે ચિલાતીપુત્ર શરીરે સશક્ત હોવાથી આખરે આ ટોળીનો ઉપરી બને છે.

પૂર્ણ યુવાવસ્થાની પ્રાપ્તિ થતાંજ દાસીપુત્રને સુષુમા યાદ આવે છે, એટલે તેને મેળવવાની ઝંખના થાય છે. તક જોઇને તે પોતાના સાથીઓને નગરમાં જઇને આ શ્રેષ્ટીનું ઘર ફાડવાનું સમજાવે છે, અને મળે તે દ્રવ્યમાંનો પોતાનો હિસ્સો છોડી દઇને પોતાના ભાગે ફક્ત શેઠની પુત્રી મેળવવાની ઈચ્છા જાહેર કરે છે. લોભી મંડળના સર્વ ચોરોએ તે કબુલ કરવાથી એક રાત્રે આ કાર્ય કરવા તત્પર થઇ તેઓ શહેરમાં જઇ ખાતર પાડે છે, અને બીજાઓ ધન લૂંટે છે તેજ વેળા ભરવાડ જેમ બકરૂં ઉંચકી લ્યે તેમ ચિલાતી સુષુમાને ખભે નાંખી પોબારા ગણે છે.

પ્રભાતે આ બાબત જાહેર થાય છે, શ્રેષ્ટી તથા તેના પુત્રો ધનમાલ અને સુષુમા હરાઈ જવાની ખબર પડતાંજ રાજદરબારે તરતજ ફર્યાદ કરવા જાય છે. નગરરક્ષક કોટવાળ પોતાના સીપાઈઓને લઇને તપાસ કરવા નીકળી પડે છે. શેઠ, તેના પુત્રો અને કોટવાળ તથા તેના સીપાઇઓ પગેરુ લઇને સગડે સગડે ચોર લોકોને પહોંચી વળે છે. અશ્વારૂઢ સીપાઇઓ આવી પહોંચ્યા જાણી ધનમાલ ફેંકી દઇને ચોરો નાસવા લાગ્યા.

શેઠે સીપાઈઓને ધનમાલ બક્ષીસ તરીકે આપવાનું કહી સુષુમા પુત્રીજ માત્ર પાછી મળે તો પોતે સંતોષ પામશે એમ જણાવ્યું. ફેંકી દીધેલું ધન તો સહજ અકસ્માતથી સીપાઇઓના હાથમાં આવી મળ્યું; એટલે તેઓ તો ચોરનો પીછો છોડી પાછા ફર્યા; પરન્તુ શેઠ પોતાના પુત્રો સાથેજ સુષુમાને છોડાવવા માટેજ માત્ર ધસમસતા ચોરો પાછળ આગળ વધે છે. પોતે પકડાઇ જવાની ધાસ્તી દૂર કરવા માટે અન્તે ચિલાતી પુત્ર સુષુમાનું મસ્તક ખડગના એક ઘાએ ધડથી જૂદું કરે છે, અને ધડને પડતું મૂકી મસ્તકને હાથમાં રાખી લઇ તે દોડતો નાસવા લાગે છે. દેખવા છતાં તે શેઠ અને પુત્રો સુષુમાને જીવતી પાછી મેળવી શકયા નહિ તેથી ખેદ કરતાં ચિલાતીની પછવાડે જવાનું છોડી ધડને અગ્નિદાહ દઇને શહેર તરફ પાછા ફરે છે.

પ્રથમ મોહથી અને પછી ક્રોધથી અંધ થયેલ, એક હાથમાં તલવાર અને બીજા હાથમાં સુષુમાનું મસ્તક લઇ નાસતો ચિલાતીપુત્ર જંગલોની ઝાડીઓ વટાવીને એક પર્વતની ગાળીમાં પહોંચી જાય છે; ત્યાંથી આગળ વધતાં ક્ષુધા અને અગ્નિથી બ્હેબાકળો બની ધૂનમાં પર્વત ઉપર ચ્હડતાં ધ્યાનમગ્ન એક ચારણ મુનિ સાથે અફળાય છે. અકસ્માત મુનિ ધ્યાન ભંગ થાય છે. બિભત્સ દેખાવ જોઇ તેનાથી બોલાઇ જાય છે કે 'આ શો અધર્મ !' આવેશમાંજ ચિલાતી પૂછે છે કે 'ત્યારે ધર્મ શું ?' મુનિ તો લબ્ધિમાન હતા એટલે 'ઉપશમ, સંવર, વિવેક' એ ત્રણે શબ્દો બોલતા આકાશમાં અદૃશ્ય થાય છે.

'કોઈ વેળાએ મેં આવા શબ્દો સાંભળ્યા હોય એમ ઝાંખુ સ્મરણ થાય છે.' આવા વિચારમાં ચિલાતીપુત્ર એ શબ્દ ત્રીક ગોખ્યા કરે છે. પ્રથમ તો એ વિવેક શબ્દના વિચારમાં બહુ ઉંડો ઉતરે છે. વિવેક શબ્દનો ઉંડો અર્થ વિચારતાં પોતે કોઇક રીતે અવિવેક કરતો હોય-અવિવેકી દેખાતો હોય એવી શંકા થતી લાગે છે; ખોજ કરતાં 'જે જેવું શોધે તેવું તેને મળી આવે' એ ન્યાયે પોતાના હાથમાં રહેલાં સુષુમાનાં કપાયેલાં ધડ વગરનાં ખાલી મસ્તકનો બિભત્સ દેખાવ પોતામાં કુદરતી વસેલા વિવેકમાં ખામી લાવે છે-એબ લગાડે છે એવું ભાન થયું. ધીમે ધીમે ઉપ-શમ વિષે વિચાર થવા લાગ્યો. હાથમાંનું મસ્તક નીચે મુકી દીધું; મોહ શાન્ત થયો. ક્રોધના કારણ રૂપ તરવાર તેને નકામી લાગે છે, તે પણ પડતી મુકે છે. વિશેષ વિશેષ વિ-ચાર થતાં તે સંવર પદ સુધી પહોંચે છે. છેલ્લે તે સંવર વિષે સમજવા યત્ન કરવા લાગ્યો. ઉપશમ શબ્દની વિચારણાથી કોટવાળ તથા શેઠ ઉપરનો ક્રોધ અને સુષુમા ઉપરનો મોહ શાન્ત થાય છે. મોહ અને ક્રોધ નષ્ટ થતાં વિવેક ઉત્પન્ન થતાંજ જ્ઞાન પ્રકટે છે, મુનિના શબ્દોથી તેને ત્રણે પદમાં ધર્મ રહેલો છે એવું જ્ઞાન થાય છે; એ રીતે સંવર પદની વિચારણા સુધી પહોંચે છે.

"મેં અઘોર પાપ કર્યું! ઉપકારી શેઠનો મ્હેં ઘોર-તમ અપરાધ કીધો! એમાંથી હું શ્યે છુટીશ? અરે, ઉપ-કારનો બદલો તો રહ્યો, પણ સામો અપકાર કર્યો!" આ વિગેરે પ્રકારે પશ્ચાતાપના વિચારે ચડી ગયો. પરિતાપથી

તેના પાપકર્મ રૂપી મળ ધોવાઇ ચિત્ત નિર્મળતાને પામવા લાગ્યું, અંતરાત્મા પ્રકાશિત થવા લાગ્યો; એ રીતે તે સંવર એટલે પાપને અટકાવવાના નિશ્ચય પર આવ્યો.

સર્વ પ્રાણીનો આત્મા સમાન છે, એટલે તેઓની વિરાધના (નાશ) ને બદલે આરાધના (સેવા) કરવી જોઇએ. એવા ધ્યાન પર ચડતાં અશુભ ભાવના અને કર્મો શુભ સ્વરૂપમાં પલટાઇ જાય છે. લોહીથી ખરડાયેલા દેહ પર અનેક કીડીઓ ચડી ઉભરાય છે, ચટકા ભરી તેનું સમગ્ર શરીર વિદારી મૂકે છે, તેનું પણ તેને ભાન રહેતું નથી.

અન્તે તેનો જીવ પુણ્ય બળે દેવલોક પામે છે. ત્યાંથી ચ્યવી મનુષ્ય લોકમાં આવી ભાગવતી દીક્ષા લે છે. અહીં વિવેકને લક્ષમાં રાખી પોતે આત્મા છે, કર્મ અને શરીર પર વસ્તુ છે, એવું જ્ઞાન પામે છે.

જેમ વિશેષ તે આત્મ સ્વરૂપને પીછાનતો થાય છે તેમ તેનો ઉપશમ વિશેષ વૃદ્ધિ પામતો જાય છે, એટલે વિવેક યુક્ત ઉપશમ બળે તેનો દેહભાવ સંપૂર્ણ નાશ પામે છે; હિમથી જેમ વનસ્પતિ બળી જાય તેમ જ્ઞાન પ્રકાશથી તેનો મોહ સર્વથા ક્ષય પામે છે, એટલે નિર્મોહી અવસ્થાએ પહોંચે છે.

સંવર ભાવમાં રહેતા જ્ઞાન આવરણ, દર્શન આવરણ, તથા મોહનીય અને અંતરાયકર્મ નષ્ટ થાય છે. અનન્ત ચતુષ્ટય પ્રગટે છે, જીવ શુકલ ધ્યાને ચડે છે અને અન્તે ચૌદમે ગુણ સ્થાનકે યોગ નિરોધ કરી શાશ્વત આત્મ સ્વરૂપમાં–અનન્ત ગુણોની અખંડ પૂર્ણતામાં રહેતો આત્મા સિદ્ધિપદને પામે છે.

---

## સંક્ષેપ સામાયિક.

### ( ટુંકુ ને ટચ છતાં અર્થ વિસ્તાર. )

વસંતપુર નામે નગર હતું. ત્યાં જિતશત્રુ નામે રાજા હતો; વૃદ્ધ વયે તેને આયુષ્ય પ્રત્યે અવિશ્વાસ થવાથી લાગ્યું કે જરૂર હવે કાંઇક તો ધર્મ પુણ્ય કે આત્મ સાધન કરવુંજ જોઇએ. જીંદગીનો વિશેષ કાળ તો રાજ્ય--પ્રપંચ, યુદ્ધ અને વિલાસમાંજ વ્યતીત થયો. હવે એવું કાંઇક કરૂં કે જેથી અંતિમ કાળ સુધરે. આવા વિચારે તેણે શાસ્ત્રી, પંડિત, વિદ્વાન વિગેરે પ્રકારના મુખીઓને આમંત્ર્યા અને આત્મ-કલ્યાણ સાધવા સારૂ સરળ શાસ્ત્ર પદ્ધતિ દર્શાવવા વિનંતિ કરી.

એક આગેવાન શાસ્ત્રના જાણકારે શાસ્ત્ર ગ્રન્થો વાંચી સંભળાવી સમજાવવાની રાજાજ્ઞા માગી; પરન્તુ રાજાને તે સર્વ સાંભળવા સમજવાની ધિરજ નહોતી. તેને તો એક-દમ કાર્ય પરત્વે નિર્ણયજ જોઇતો હતો; તેને અવકાશ અને ધિરજ કદાચ હોય, તોપણ શાસ્ત્ર સાંભળવાની જીજ્ઞાસા નહોતી. અગણિત શાસ્ત્ર ગ્રન્થો પડયા છે, કે જે સાંભળતાં કદી પણ પાર ન આવે; તે સર્વ માત્ર શ્રવણ કરવાની પણ ધિરજ ન હોય ત્યાં સમજવાનો અવકાશ તો શેનોજ હોય ! છતાં રાજાની ધિરજથી પ્રજાનો શોખ જાગે અને શાસ્ત્ર શ્રવ-ણથી કદાચ પંડિતોની કિંમત સમજાય એવી ઉંડી ઉંડી

ઇચ્છા પણ પાર ન પડી; કારણકે રાજાને કાંઇ કદરની પડી નહોતી તો પ્રજાને તો શેનીજ હોય.

'હું આજ સુધીમાં બહુ બહુ સાંભળીને હવે તો ઘણોજ ધરાઇ ગયો છું; હવે તો મ્હારે શું કરવાથી મ્હારૂં જીવન સુધરે એનો સાર માત્ર મ્હારે તો પામવો છે, કે જે પ્રમાણે કરી હું જીવન સાર્થક કરૂં.' જિતશત્રુ રાજાએ ટુંકામાં પોતાની ઇચ્છા વ્યક્ત કરી.

સર્વ શાસ્ત્રજ્ઞો એકઠા થયા; સભા ભરી. રાજાની ઇચ્છા સમજી જઇ તેઓએ રાજાના લક્ષ્યને અનુસરી અપથ્ય આહારનો ત્યાગ, જીવદયા પાલન, વિશ્વાસ સંપાદન, મૃદુતા ધારણ,- કરવાના સામાન્ય સિદ્ધાન્તો ઉપર બહુ બહુ ભાર મૂકી તે પ્રમાણે વર્તતા જણાવ્યું; પરન્તુ રાજાને તે કાંઇજ રૂચ્યું નહિ.

છેલ્લે જિન દર્શનના ઉપાસક એક મુનિરાજ ત્યાં આવી પહોંચ્યા. રાજાની વિનંતિથી તેમણે તરતજ 'ત્રિપદી' નો સંક્ષિપ્ત મંત્ર સંભળાવ્યો. ઉત્પાદ, વ્યય અને ધ્રુવે કરીને સર્વ વસ્તુ માત્ર સત્ છે; જન્મ એ ઉત્પાદ, વ્યય એ મૃત્યુ, એ બેની વચ્ચે ધ્રુવ જે આત્મા છે તેને જન્મ મૃત્યુ સ્પર્શી શકતાં નથી તે સમજવાનું કહ્યું.

રાજાના મનનું સમાધાન થયું. દ્રવ્યથી વસ્તુ માત્ર ધ્રુવ (નિત્ય) છે, માટે શોક કે દ્વેષ કરવાની જરૂર નથી, પર્યાયે અનિત્ય છે માટે તેના પર રાગ કરવો ઘટતો નથી. આ રીતે અરાગ અને અદ્વેષ રૂપ સમભાવ એજ મોક્ષ છે. જિનધર્મમાં આસ્થા રાખી વિરતી ધારણ કરી રાજાએ આત્મ-કલ્યાણ કર્યું. આનું નામ સંક્ષેપ સામાયિક.

# અનવદ્ય સામાયિક.

## ( ધર્મરૂચિ મુનિ. )

ચંપા નગરીમાં સર્વત્ર ધર્મરૂચિ મુનિનાં ગુણગાન ગવાઇ રહ્યા હતા. કારણકે તેમની ધર્મશ્રદ્ધા અડગ હતી. આચાર પાળવામાં દક્ષ હતા અને સર્વ જીવોની સાથેનો તેમનો સમભાવ લોકોને મુગ્ધકર હતો. આજે તેમને માસખમણનું પારણું હતું. સર્વ નગરજનો જમી પરવાર્યા હશે એમ ધારીને મધ્યાન્હ સમયે શહેરમાં મુનિરાજ ગોચરીએ નીકળ્યા હતા.

એજ શહેરમાં વેદ અને વેદાંગ આદિમાં પૂર્ણ પ્રવીણ એવા ત્રણ બ્રહ્મ ( બ્રાહ્મણ ) બંધુઓ વસતા હતા. કંઇ પણ ધંધો ઉદ્યમ કર્યા સિવાય બેઠા બેઠા ખાધા કરે તોપણ સાત પેઢી સુધી ખાતાં ખુટે નહિ એટલું ધન તેમની પાસે હતું. ત્રણે ભાઇઓ જૂદા જૂદા રહેતા હતા, પરન્તુ રસોઇ તો વારાફરતી એકજ બન્ધુને ઘેર થતી હતી, અને ત્રણે બન્ધુઓ સહ કુટુંબ એકત્ર થઇ જમતા હતા.

એક વેળા મોટાભાઇને ત્યાં-ઘેર બધા બન્ધુઓને જમવાનો વારો હતો. તે મોટાભાઇની સ્ત્રીનું નામ નાગશ્રી.

તેણીએ આજે ગંભીર ભૂલ કરી હતી. ચાખી જોયા વિના શાક સમારી કર્યું હતું. દુધી-પૂર્ણ કડવી હતી. કડવી તુંબડી હતી. ખબર પડયા પછી નાંખી (ફેંકી) દેવાના વિચારે તે શાક ભરેલું પાત્ર બાજુએ મુકી રાખ્યું હતું.

મુનિરાજ પારણાને દિવસે ગોચરી વહોરવા નીકળેલા તેજ તે દિવસ. મુનિશ્રીને જૈન કે જૈનેતરનો ભેદ નહોતો. તેને તેવો ભેદ હોયજ નહિ, જૈન સાધુ ગમે ત્યાંથી વહોરી શકે છે. એટલે તેઓ તેમજ કરતા. સીધા તેઓ નાગશ્રીને ઘેરજ ગયા. નાગશ્રીએ હર્ષથી વહોરાવ્યું; તેમાં ભૂલથી તેનાથી પેલી કડવી તુંબડીનું શાક પણ વહોરાવાઇ ગયું; તેની તેણીને ખબર પણ ન રહી-ભાન ભૂલી ગઇ.

ગોચરીથી પાછા ફરી મેળવેલો સર્વ આહાર મુનિ-રાજશ્રીએ ગુરૂ ધર્મઘોષ આચાર્યને દેખાડયો. આચાર્યશ્રીએ વાસ ઉપરથી શાકને તરતજ બિન ઉપયોગી-નુસ્સાનકારક-તત્ત્વવાળું પારખી કાઢયું. એ વિષમય શાકને કોઇ નિર્જીવ સ્થળે પરઠવી દેવાનું કહ્યું.

માસખમણના ઉપવાસી મુનિરાજ શાક પરઠવવા માટે ગામ બહાર નીકળ્યા. જંતુ રહિત જગ્યા જોઇ ત્યાં શાકનું પાત્ર બહાર કાઢી મૂકયું. પાત્ર મૂકતાં મૂકતાં શાકના રસ-માંથી બે ત્રણ છાંટા જમીન પર પડયા. જોત જોતામાં શાક-માંના મસાલા આદિ તેલના ગંધથી બાજુમાંથી કેટલીક કીડીઓએ ત્યાં આવી શાકના રસના સ્વાદે કરીને વિષની અસરને લીધે પ્રાણ ખોયા. મુનિશ્રીની તે તરફ દૃષ્ટિ

ગઈ. આ પરિણામ જોઇને તેમની શાક પરઠવવાન હિંમત હારી ગઈ. બે ત્રણ છાંટામાંજ જ્યારે આટલી જી હિંસા થઇ તો આ આટલું બધું શાક તો કેટલી બધ જીવહિંસા કરશે ? આવા વિચારે તેઓ ચિંતા કરવા લાગ્યા તેમને એમ થયું કે "આ તેઈન્દ્રિય પ્રાણી છે, તેમ બુદ્ધિ કે વિચાર શક્તિ કશું નથી. હું પંચેંદ્રિય પ્રાણી છું, મ્હ તો વિચાર શક્તિ પણ છે; સારાસાર સમજી શકું છું. અને જીવોની હિંસા આ શાકથી થવાનીજ એ હું જોઇ જાણ શકયો છું. મૃત્યુ પામીને તે કીડીઓ રૌદ્ર ધ્યાને મરીને આનાથ પણ નીચી ગતીએ જાયજ; તો હું કે જેને ભાગવતી દિક્ષ ગૃહણ કર્યાથી સર્વ આત્માઓ સાથે સમભાવ છે, પછી ભલે તે પ્રાણી તિર્યંચ હોય કે નારકી હોય, દેવ હોય કે મનુષ્ય હોય, તેણે હિંસાથી પર રહેવું જોઈએ; હિંસા દૂર કરવ જોઈએ–તે પ્રાણીઓને બચાવવા જોઇએ; એટલે આ સ પ્રાણીઓના જીવ બચાવવા અર્થે તે શાક મારેજ ખા જવું જોઈએ. તેમ કરવાથી તે હિંસા દૂર કરી શકાય એ છે; હુંજ મ્હારા બાહ્ય પ્રાણ ત્યજીશ." એમ વિચારતાં તે તેનો અમલ કર્યો. બધુંય શાક પોતેજ ખાઇ ગયા. વિષન પૂર્ણ અસર તેમના શરીરમાં પ્રસરી ગઈ. શાન્ત મુનિમહા રાજે આમ છતાં તે શાક વહોરાવનાર પર ન કર્યો જરાય દ્વેષ કે ન કર્યો ક્રોધ. તેઓ શુકલ ધ્યાને ચડતાં અશુ કર્મોનો ક્ષય કરી ઉચ્ચ ગતીને પામ્યા.

હવે અહીં આ વાત બની છે તે દરમીયાન મુનિ વહોરીને ગયા પછી અમુક કાળ વિત્યે નાગશ્રીને પોતાન

ભૂલ સમજાઇ. તેના ગંભીર પરિણામનો વિચાર આવતાંજ તેણી એકદમ ઉપાશ્રયે ગઇ, અને સકળ વાત તેણીએ આચાર્યશ્રીને કહી. આચાર્યશ્રીને પણ ધર્મરૂચિ મુનિને શાક પરઠવવા મોકલેલા ત્યાંથી પાછા આવતાં કેમ આટલો બધો સમય થયો ?–એમ શંકા થતાંજ પોતે બે શિષ્યોને ધર્મરૂચિ મુનિની ખબર કાઢવા મોકલતાજ હતા, તેવામાં નાગશ્રીની વાત સાંભળીને તે બે શિષ્યોને સાથે લઇને પોતેજ ધર્મરૂચિ મુનિના માર્ગે તેમની ખબર કાઢવા બહાર નીકળ્યા.

ધર્મરૂચિ મુનિનો અન્ય જીવો પ્રતિ સમભાવ અને ધર્મરાગ હોવાથી કદાચ પોતેજ બધું શાક ખાઇ જશે એવો આચાર્યશ્રીને વ્હેમ પણ આવ્યો. બન્યું પણ એમજ. તે સ્થાને જઇને જોયું તો મુનિનું નિર્જીવ કલેવર ફક્ત પડ્યું હતું; બાજુમાં થોડીક મૃત્યુ પામેલી કીડીઓ પણ પડી હતી. મુનિના મુખપર શાન્તિ રમી રહી હતી. આચાર્યશ્રી તો સર્વ સમજી ગયા. શિષ્યો તેમજ નાગશ્રીને સર્વ વાત સમજાવી. નાગશ્રીને પૂર્ણ પશ્ચાતાપ થયો. દેખાતી નજીવી ભૂલથી આ મહાન અનર્થ થયો, અને તેનું મૂળ કારણ પોતે બની, એ જોઇ જે ધર્મમાં ઉપયોગ મુખ્ય છે એવો જૈન ધર્મ નાગશ્રીએ અંગિકાર કર્યો અને શ્રાવકના બાર વ્રત ધારણ કર્યા.

આચાર્યશ્રીએ સર્વ જનોને ઉપદેશ આપ્યો કે–'સર્વ પ્રાણી પર સમભાવ રાખનાર આ મુનિવરે પોતાને નિમિત્તે અવદ્ય (પાપ) ન થાય એવું અનવદ્ય સામાયિક આરાધિ આપણને તેમની શાન્ત મુખમુદ્રા વડે શિક્ષા આપી છે કે સર્વ પ્રાણીઓએ અનવદ્ય સામાયિકનો ખપ કરવો જોઇએ.'

---

# પરિજ્ઞા સામાયિક.

## ( ઇલાચિ કુમાર. )

ઇલાવર્ધન નામે નગર હતું; ત્યાં ધનદત્ત નામે શ્રેષ્ઠી હતો. તેની સ્ત્રીનું નામ ધનવતી. વૃદ્ધાવસ્થા સુધી પહોંચ્યા છતાં પુત્રના મુખનું દર્શન નહિ પામવાથી તેઓ ખિન્ન રહેતા હતા. કોઇ નિમિત્તિઆ ( જોષી ) ના કહેવાથી શેઠ તે નગરદેવી 'ઇલા' ની ઉપાસના-આરાધના-પૂજા પ્રાર્થના કરવા લાગ્યા. કઠીન તપશ્ચર્યાથી પ્રસન્ન થઇ ઇલાદેવીએ વર માગવા જણાવવાથી શેઠે પુત્ર પ્રાપ્તિની ઇચ્છા જણાવી. દેવીના વરદાનથી ધનવતીને સુંદર પુત્રની પ્રાપ્તિ થઇ. ઇલાદેવીનો આ સઘળો પભાવ સમજી પુત્રનું નામ ઇલાચિ કુમાર રાખ્યું. સોળ વર્ષની તરૂણ વય પૂરી કર્યા પછી એકદા તે મિત્રો સાથે ફરવા નીકળેલો. માર્ગે નટનું ટોળું નાટક કરતું હતું. બન્ને મિત્રો ત્યાં અનાયાસે ઉભા રહ્યા. ઇલાચિની દૃષ્ટિ ઢોલ વગાડતી રૂપવતી નટપુત્રી પર પડી; તેને તેના રૂપ પર અત્યંત મોહ થયો; અને તેથી તેને પરણવાની તાલાવેલી જાગી; પરન્તુ તેને આ કાર્ય અશકય લાગ્યું. વડિલને આ વાત જણાવાય શી રીતે ? ઘેર આવી તે રીસામણી વૃત્તિએ એક ખુણે પડેલી તુટેલી ખાટલી પર સૂઇ ગયો. આપ્ત જનોએ તેને શોધતાં આ સ્થીતિ જોઈ તેના અસ્વસ્થ ચિત્તનું કારણ પૂછતાં તેની ઇચ્છા બહાર જણાઇ આવી; મિત્ર મારફત તેને ઘણો સમજાવવામાં આવ્યો, પરન્તુ તેણે લીધેલી હઠ છોડવાની ના કહીં. મોંઘા મૂલા પુત્રની હઠથી શેઠ શેઠાણી અકળાઇ ઉઠયા; અંતે તેમણે પુત્રની મરજી પ્રમાણે વર્તવાની

સમ્મતિ દર્શાવીને નટને બોલાવીને સર્વ વાત કહી. નટે ઉત્તરમાં જણાવ્યું કે 'અમારી કુળ રીત પ્રમાણે તમારો પુત્ર નટ વિદ્યા પ્રાપ્ત કરી કોઇ રાજાને રીઝવી મોટું ઇનામ મેળવી અમારી જ્ઞાતિને જમાડી રાજી કરી મ્હારી જ્ઞાતિની પરવાનગી મેળવે તો હું મ્હારી પુત્રી તેની વેરે પરણાવું.' ઇલાચિ કુમારે રૂપના તિવ્ર મોહને વશ થઇ આ સખ્ત કઠિન શરત પણ તુરતજ કબુલ કરી; અને તે પ્રમાણે નટ કળામાં પારંગત થયો.

નટ–મંડળની સાથે ફરતા ફરતા ઇલાચિકુમાર બેનાતટ નગરે આવી પહોંચ્યો. તે અનેક પ્રકારના પ્રયોગો શીખ્યો હતો. ત્યાંના રાજાને આ નાટય પ્રયોગો જોવા આમંત્રણ આપ્યું; રાજાએ તે સ્વિકાર્યું. નિર્ણિત સમયે નગરજનો સાથે અમલદાર વર્ગ સહિત રાજા રાણી નાટક જોવા લાગ્યા. સર્વ લોકો ઘણાજ ખુશી થયા, પરન્તુ રાયરાણીને આનંદ થયો નહિ. ઇલાચિકુમારે વાંસપરથી નીચે ઉતરી આવી નગરજનો સમક્ષ રાજાને પ્રણામ કર્યા; તે વેળા રાજાએ કહ્યું કે ખેલ જોવા તરફ અમારૂં પૂર્ણ લક્ષ રહ્યું નથી તો તે ફરીથી કરી દેખાડો.'

રાજાના મનમાં તે વેળા કુબુદ્ધિ ઉપજી હતી. નટ–પુત્રી પર રાજાને પણ મોહ ઉત્પન્ન થયો, અને તે મુજબ રાણીને પણ ઇલાચિ પર મોહ ઉપજ્યો હતો. 'વાંસ પર ખેલ કરતાં ઉપરથી નીચે તુટી પડી કુમાર જો મૃત્યુ પામે તો હું આ નટપુત્રીને મારા અંતઃપુરમાં લઇ જાઉં.' એવી બુરી ઇચ્છાએ કરીને તેણે કુમારને બીજીવાર ખેલ કરવાનો આદેશ આપ્યો.

ઇલાચિએ તો રાજાના આદેશ મુજબ બીજી વાર પણ

નાટક કર્યું; પ્રેક્ષકો ઘણાજ રાજી થયા; પરન્તુ સર્વ છતાં રાજા તો પ્રસન્ન નજ થયો; 'બરાબર ધ્યાન નથી રહ્યું' જણાવીને ફરી ખેલ કરવાનું કહ્યું.

ઇલાચિકુમાર ત્રીજી વેળા વાંસપર ચડયો. વાંસપર આરોહણ કરી ખેલ શરૂ કરતાંજ તેની દૃષ્ટિ એક હવેલીના દ્વારમાં ઉભેલા મુનિરાજને મોદક વહોરાવતી એક રૂપવતી યુવાન સુંદરી પર પડી. સ્વાભાવિક રીતેજ ઇલાચિની વિચાર-શ્રેણી નટપુત્રી અને તે યુવતિના સૌંદર્યની સરખામણી કરવા તરફ પ્રેરાઇ. શ્રેષ્ટીવધુ પાસે નટપુત્રી, હંસ પાસે કાગડી જેવી જણાવા લાગી. પોતાને પોતાની જાતપર આ સરખામણીથી ઘણોજ તુચ્છકાર ઉત્પન્ન થયો. એટલામાં તેને બીજો વિશેષ વિચાર ઉત્પન્ન થયો. રૂપના અંબાર જેવી સ્ત્રી તરફ અનુકુળતા છતાં મુનિ તેના તરફ નજર સરખી પણ કરતા નથી; કેવું આશ્ચર્ય! ઇલાચિને પોતાની શરમજનક વૃત્તિ તરફ બહુજ ગ્લાની ઉપજી. તેનું મોહ-આવરણ જ્ઞાનપ્રકાશથી દૂર થયું. આત્માનું ભાન થયું; આત્મામાં સ્થિર થતાંજ વાંસપરજ તેને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું. આ પ્રકારની જ્ઞાન જ્યોતિથી તેને જણાયું કે રાજાને પણ નટપુત્રીના રૂપરાશી પર મોહ ઉત્પન્ન થયો છે.

સર્વ વાતની રાજા રાણીને પણ ખબર પડી; એટલે તેમને પણ મોહ પ્રત્યે તિરસ્કાર થયો; આંતરદૃષ્ટિ કરતાં તેઓને પણ કેવળજ્ઞાન પ્રાપ્ત થયું.

પરિજ્ઞા તત્વનું જ્ઞાન જેમ ઇલાચિપુત્રે પ્રાપ્ત કર્યું તેમ સર્વ પ્રાણીઓ તે તરફ દૃષ્ટિ રાખી તેવું જ્ઞાન મેળવે એમ થવું જોઇએ.

❦

# પ્રત્યાખ્યાન સામાયિક.

## ( અમાત્ય તેયલિ. )

જંબુએ પોતાના ગુરૂ આર્યસુધર્માને શ્રમણ ભગવાન મહાવીરે નાયાધમ્મકહાના ચૌદમા અધ્યનનો કહેલો અર્થ જણાવવા વિનંતિ કરી; એટલે આર્યસુધર્મા બોલ્યા કે:—

તેયલિપુર નગરનો કનકરથ નામે રાજા હતો. તેની રાણીનું નામ પદ્માવતી. સામ, દામ, દંડ અને ભેદ એ ચારે પ્રકારની રાજનીતિમાં કુશળ એવો તેયલિપુત્ર નામે તેને દિવાન હતો. તેજ નગરમાં મૂષિકારદારક નામે એક સોની હતો, તેની પત્નિનું નામ ભદ્રા. રૂપ, યૌવન, ત્થા લાવણ્ય સંપન્ન તેને પોટ્ટિલા નામે એક પુત્રી હતી.

એકદા તે પોટ્ટિલા પોતાના મહેલની અગાસીપર સ્વ-સાહેલીઓ સંગાથે સુવર્ણ ગેડી દડાથી રમત રમતી હતી. બરાબર તેજ સમયે અશ્વારૂઢ થઇ નીકળેલા તેયલિપુત્રે તેણીને દૂરથી જોઈ. તે તેણીના રૂપ યૌવન પર મુગ્ધ થઇ ગયો. સ્વગૃહે જઇ તેણીના કુટુંબ સંબંધી માહીતિ મેળવી સોનીને ત્યાં તેણીની કન્યાનું માગુ કરવા પોતાના માણસો મોકલ્યા, અને બદલામાં જે જોઇએ તે માગી લેવા કહેવરાવ્યું.

સોનીએ આવેલા માણસોનું સ્વાગત કર્યું અને મંત્રીનું કહેણ સ્વિકાર્યું. પોતે જાતે સામો મંત્રીગૃહે ગયો; અને લગ્ન કરવા સમ્મતિ જણાવી. બન્નેના લગ્ન થયા. કુટુમ્બીઓને સંતોષી વિવાહ વિધિથી નિવૃત્ત થઈને પોટ્ટિલા સંગાથે અમાત્ય સુખ ભોગવવા લાગ્યો.

કનકરથ રાજામાં એક દુષણ હતું. પોતાનો એક પણ પુત્ર રાજ્યને લાયક બને એ તેને મન ઘણુંજ અયોગ્ય લાગતું હતું; જાણે કે રખેને તે પુત્ર રાજગાદીના શિઘ્ર લોભને લીધે પોતાને ગાદીભ્રષ્ટ કરે. એટલા માટે અગમ બુદ્ધિ વાપરીને તે જન્મતા પુત્રના અંગોપાંગ છેદી નાંખતો. રાણીને આ બાબત પ્રત્યે ઘણીજ ઘૃણા ઉપજી. તેથી તેણીએ પોતાના હવે પછી થનારા એક પુત્રને બચાવી લેવા માટે અમાત્ય સાથે મળીને ગોઠવણ કરી. યોગ્ય સમયે રાણીને પુત્ર અવતર્યો. ગોઠવણ મુજબ છૂપી રીતે પુત્રને ધાત્રી સંગાથે અમાત્યને ઘેર મોકલી દીધો. તેજ અવસરે પોટ્ટિલાએ પણ એક મુએલી પુત્રીને જન્મ આપેલો. તે છોકરીને રાણી પાસે લઇ જઇ મૂકવામાં આવી. રાજાને ખબર પડતાંજ તે રાણી પાસે આવ્યો, પરન્તુ તેને મુએલી પુત્રી અવતરેલી જોઈ પાછો ફર્યો.

હવે પેલો રાજપુત્ર અમાત્યને ગૃહે મોટો થવા લાગ્યો; તેનું નામ કનકધ્વજ પાડવામાં આવ્યું. સમય જતાં મંત્રીને પોટ્ટિલા પર અભાવ ઉત્પન્ન થયો; તેથી તેણી ઘણોજ ખેદ પામી; અમાત્યે તેને બીજે માર્ગે વાળવાના પ્રયત્નમાં શ્રમણ, બ્રાહ્મણ અને માગણને દાન દેવાનું કામ સોંપ્યું.

પોટ્ટિલા સુખે સમાધે કાળ નિર્ગમન કરે છે, તેવે અવસરે સુવ્રતા નામે વિસ્તૃત પરિવાર સહ બહુશ્રુત બ્રહ્મચારિણી આર્યા ગામેગામ ફરતી ત્યાં આવી ચડી. સંયમ તથા તપ વાસિત તેણી થોડા દિવસ ત્યાં રહી; તેમાંની અમુક આર્યા ભિક્ષા સમયે તે અમાત્યને ઘેર આવી. પોટ્ટિલાએ તેણીને ભિક્ષા આપી અને વિનંતિ કરી કે:—

'હે આર્યા! પ્રથમ હું અમાત્યને અતિ પ્રિય હતી, પરન્તુ હવે તો તેઓ મ્હારા પ્રતિ ઝાંખીને જોતા પણ નથી. તમારા પાસે કાંઇ મંત્ર, તંત્ર કે વશીકરણ જાદુ હોય તો મને શીખવો કે જેથી કરીને હું તેમને વશ કરી શકું.' આવા પ્રકારની વાણી શ્રવણ કરીને આર્યાએ તો પોતાના બન્ને કાને હાથ દીધા અને કહ્યું કે–'હે દેવાનુપ્રિયે! અમે તો બ્રહ્મચારિણી તથા શ્રમણ નિર્ગ્રન્થીઓ છીએ, તારી વાત પણ અમારાથી ન સંભળાય, પણ જો તારી મરજી હોય તો તને કેવળી ભાષિત ધર્મનો ઉપદેશ દઇએ, કે જેનાથી તને આ સંસાર સુખ કરતાં અનન્ત સુખ પ્રાપ્ત થાય.'

પોટ્ટિલાએ સમ્મતિ દર્શાવતાં સાધ્વીએ શ્રમણોપાસિકાનો ધર્મ કહી સંભળાવ્યો. પોટ્ટિલાએ સમજીને તે સર્વ ઉપદેશ ગ્રહણ કર્યો. આ રીતે પોટ્ટિલા શ્રાવિકા ધર્મ પાળતી સુખે કાળ નિર્ગમે છે. એમ કરતાં કરતાં પોટ્ટિલાને એકવાર એવો વિચાર આવ્યો કે સદાકાળ પોતે સુવ્રતા સાધ્વીજી પાસે રહે તો વધારે ચિત્ત શુદ્ધિ કરી શકાય; એટલે તેવા હેતુથી તેણી અમાત્યની અનુમતિ લેવા ગઇ.

'તું આર્યાઓની સહવાસિની થવાથી કાળ કરી ગયા પછી જરૂર સદ્ગતિ પામીશ. ત્યાંથી તું મ્હને બોધ દેવા આવવાની કબૂલાત આપે તો હું તને આર્યાઓની અન્તેવાસિની થવા રજા આપું.' મંત્રીએ અનુમતિ સૂચક ઉત્તર આપ્યો.

પોટ્ટિલાએ તે વાત સ્વિકારી; એટલે અમાત્ય પોટ્ટિલાને લઇને આર્યા પાસે ગયા. અમાત્યે સુવ્રતા સાધ્વીજીને કહ્યું કે 'હે દેવાનુપ્રિયે! આ પોટ્ટિલા મ્હારી સ્ત્રી છે, તે સ્વચિત્ત શુદ્ધિ માટે તમારી સહવાસિની થવા ઇચ્છે છે; તેથી હું આ શિષ્યાની તમોને ભિક્ષા આપું છું તેનો સ્વિકાર કરશો.' આર્યાએ તેણીનો સ્વિકાર કર્યો; અને તેણીને દિક્ષિત કરી પોતાના સંઘમાં રાખી.

પોટ્ટિલા અહીં રહી થકી અગિયાર અંગો ભણી, ઉગ્ર સંયમ તથા સખ્ત તપ આદરતી વિશિષ્ટ ચિત્તશુદ્ધિ સાથે રહેવા લાગી. યોગ્ય કાળે મૃત્યુ પામી તે દેવયોનિમાં ઉત્પન્ન થઇ.

હવે કનકરથ રાજા મૃત્યુ પામ્યો હતો. પ્રજાએ લૌકિક કાર્ય કરી તેને સ્થાને કોને રાજા તરીકે સ્થાપવો તે નક્કી કરવા વાત અમાત્ય પાસે મૂકી. અમાત્યે પોતાને ત્યાં રહેલ રાજપુત્ર કનકધ્વજની બધી વાત પ્રજાને જણાવી; અને તેને રાજાને સ્થાને સ્થાપ્યો. તે વેળાએ કનકધ્વજની માતા– જન્મદાત્રી–રાજમાતાએ તેને ઉપદેશ દીધો કે 'હવે ત્હારે કનકધ્વજનેજ પિતા તરીકે સમજવાના છે. તેના પ્રતાપથીજ તું આ રાજગાદી પામ્યો છે.' કનકધ્વજ પણ અમાત્યનું બહુમાન કરતો રાજકારભાર ચલાવવા લાગ્યો.

દેવગતિ પામ્યા બાદ પોટ્ટિલાને અમાત્ય સાથે થયેલી શરત યાદ આવી. એટલે તેણે દેવરૂપે અમાત્યને પ્રતિબોધવા માટે ઘણા ઘણા પ્રયત્ન કર્યા, પણ સર્વ વ્યર્થ. દેવ સુખશીલ અમાત્યને બોધી શકયો નહી; તેથી છેલ્લે તે દેવે રાજા પ્રધાનની વચ્ચે વિરોધ ઉત્પન્ન કરાવ્યો.

એક વેળા પ્રધાન કચેરીમાં આવ્યો, ત્યારે રાજાએ તેના પ્રતિ પૂર્ણ દુર્લક્ષ કર્યું–જાણે કે અનાદર કરતો હોયની તેમ! આ પ્રકારની વર્તણુંકથી દિવાન ઘણુંજ આશ્ચર્ય પામ્યો! રહી રહીને તેને પોતાની પ્રાણ–હાનીનો પણ સંદેહ ઉત્પન્ન થયો. તેથી તે ત્યાંથી ઉઠીને કચેરીમાંથી બહાર નીકળી એકદમ ઘેર આવ્યો. અત્યંત ભયભીત થયેલો તેને તેના આપ્તજનોએ પણ તેના પ્રતિ આદર દેખાડયો નહિ. સર્વ જગાએથી હડધુત થયેલો પોતાનું ઘોર અપમાન તે સહી શકયો નહિ, તેથી તો તેને મૃત્યુજ વહાલું થઈ પડયું. મરણને ભેટવાના નિશ્ચયથી તેણે કાળકૂટ વિષ ખાધું, પણ તેની કશીયે અસર ના થઇ. પોતાનું ખડ્ગ ખેંચી ગરદન પર ઘા કર્યો, તેમાં પણ નિષ્ફળતા પામ્યો. ફાંસો ખાવા યત્ન કર્યો તો દોરીજ તુટી ગઇ. શીલા સાથે બંધાઇ ઉંડા દ્રોમાં પડયો તોપણ મૃત્યુ પામ્યો નહિ. ગંજીમાં પેસી અગ્નિ પેટાવ્યો તો અગ્નિ પણ બુઝાઈ ગયો!

પોતાની દુર્દશાનો વિચાર કરતો તે લમણે હાથ દઈને બેઠો છે એટલામાં પોટ્ટિલા દેવરૂપે ત્યાં હાજર થઇ ઉપદેશ આપે છે, ‘ હે તેયલિ! આગળ મોટી ખાડ છે, પાછળ મસ્ત હસ્તી ચાલ્યો આવે છે, બેઉ બાજુએ ઘોર અંધકાર ફેલાઇ

રહ્યો છે, ઉપરથી બાણનો વરસાદ વરસે છે, ગામ સળગ્યું છે અને રણુ ધખધખે છે, તે વેળા શું કરવું ? '

જેમ ક્ષુધાતુરનું શરણુ અન્ન છે, તૃષાતુરનું વારિ છે, વ્યાધિગ્રસ્તનું શરણુ ઔષધ છે, ચાલતાં થાકેલાનું શરણુ વાહન છે, તેમ ચારે દિશાએથી ભયગ્રસ્ત થયેલાનું શરણુ પ્રવ્રજ્યા છે. સંસાર ત્યાગીને કશોજ ભય હોતો નથી. ' અમાત્યે ઉપર મુજબ પ્રત્યુત્તર આપ્યો.

એટલે દેવે કહ્યું કે ' હે તેયલિ ! જ્યારે તું આ સઘળું સમજે છે તો પછી શા માટે લજ્જા—ભયથી મુંઝાઇ મરે છે ? ' આટલું સાંભળતાંજ અમાત્યને પોતાના પૂર્વ જન્મનું સ્મરણુ થયું.

મહાવિદેહ ક્ષેત્રમાં, પુષ્કલાવતી વિજયમાં, પુંડરીકિણી રાજધાનીમાં મહાપદ્મ નામે રાજા હતો. સાંસારિક ભોગ વિલાસોને ત્યાગીને ત્યાંથી તે સ્થવિરોના સંઘમાં રહેલો. મૃત્યુ પામી ત્યાંથી તે શુકલ કલ્પમાં દેવ થયો; ત્યાંથી અહીં આવી પોતે અમાત્ય થયો છે.

પરિણામે હવે તેણે નિશ્ચય કર્યો કે ફરીથી એવાજ પ્રકારના સંત સ્થવિરોના સહવાસમાં રહીને ચિત્તશુદ્ધિને અર્થે સંયમ આદરવો. આમ વિચારીને તે તેયલિપુરના પ્રમદવન નામના ઉદ્યાનમાં જઈ ઉગ્ર સંયમ ધારણુ કરી રહ્યો. સંયમ, તપ અને ત્યાગ વૃત્તિએ રહેતાં તે સિદ્ધ બુદ્ધ અને મૂક્ત જેવું જીવન ગાળવા લાગ્યો.

અહીં કનકધ્વજ રાજાને ખબર પડી કે અમાત્ય તેયલિપુત્ર તો ઉદ્યાનમાં એક યોગીની પેઠે રહે છે. વિના અપ-

રાધે તેણે તેનો અનાદર કર્યો હોઇ તે તેની પાસે જઇ ક્ષમા યાચના કરવા લાગ્યો. મંત્રી તો હવે સમભાવી થયેલો હતો, તેથી તેણે રાજાને સમભાવ પ્રધાન ધર્મનો ઉપદેશ કર્યો.

રાજાએ શ્રમણોપાસક (શ્રાવક-ગૃહસ્થ) ધર્મની મર્યાદામાં આવે તેટલો તેનો ઉપદેશ સ્વિકાર્યો. તેયલિપુત્ર યોગી સંયમનો ઉપદેશ દેતો ગામે ગામ વિચરતો અંતે સિદ્ધ, બુદ્ધ અને મૂક્ત થયો.

'હે જંબુ! ચારે બાજુએ ભયથી ઘેરાયા છતાં આસક્તિ છોડીને પ્રાણીઓ ભાગ્યેજ ધર્માભિમુખ થવા પ્રયત્ન કરે છે. સર્વથા ધર્મથી રક્ષાયલો પ્રાણી અવશ્ય મૂક્તિ પદને પામે છે.'

---

## સમભાવ.

### ( દૃઢપ્રહારી. )

એક ગામમાં એક બ્રાહ્મણને ચાર પુત્ર હતા. બ્રાહ્મણ હતો દારિદ્રય પૂર્ણ. હિનભાગી હોવાથી ગમે તેટલા પુરૂષાર્થ વડે તે ભિક્ષાવૃત્તિમાં કયાંયથી પણ પાકું સીધું કદી પણ પામતો નહિ. આવી સ્થિતિમાં તેના બચ્ચાંઓ ગળપણ ખાવાને તો કયાંથીજ ભાગ્યશાળી થાય? છતાં પણ પૂર્વ પૂણ્યના બળે અચાનક એક વાર તેને દૂધ, ઘી, અને શર્કરા પ્રાપ્ત થયાં. સ્વપ્નવત્ ઇચ્છાઓ સેવતાં તેના કુટુંબને માટે તે ભાગ્યશાળી દિવસ હતો; ક્ષીર બનાવવામાં આવી. ચારે પુત્રો જમવા બેઠા છે, થાળીમાં ક્ષીર પીરસાઇ રહી છે, તેવામાં ગામમાં ધાડ આવી. ગામની ભાગોળેજ તેનું ઘર આવેલું હતું. ધાડપાડુઓ તેના જ ઘરમાં સૌથી પ્રથમ ઘુસ્યા. બ્રાહ્મણ તો નદી પર સ્નાન કરવા ગયો હતો. લુંટારાઓ તેનું આખું ઘર ખુંદી વળ્યા. પણ પૂર્ણ દરિદ્રીને ત્યાં હોય શું-હતું શું કે લુંટે? ઘરના ચારે ખુણે ફરી વળ્યા, કાંઇજ લઇ જવાય એવું હાથ આવ્યું નહીં એટલે બહાર નીકળવા લાગ્યા, એટલામાં ઘરના ખુણામાં ખીર જમવા બેઠેલા છોકરાઓ નજરે

પડયા. ચોરો પણ ભુખ્યા હતા. એટલે છોકરાની ખીર પીર-સાયલી થાળી ઝુંટવી લઇ પોતેજ જમવા બેસી ગયા.

નદી તટ પરથી સ્નાન કરીને બ્રાહ્મણ ગામ-ઘર ભણી પાછો ફરતો હતો, એટલામાં પોતાનું ઘર લુંટવા ધાડપાડુઓ આવેલા છે તેવી વાત સાંભળી કોઈ એક ગાડાનું આડુ રસ્તામાં પડેલું હશે તે ઉંચકી લઇ ક્રોધ વશ શ્વાસ ભર્યો દોડતો ઘર પાસે આવી પહોંચ્યો.

જમવા બેસતા ખીર ખાઈ જવા તત્પર થયેલા ચોરોએ વિકરાળ સ્વરૂપે બ્રાહ્મણને ઘરમાં પેસતો જોયો; એટલે ખીર ખીરને ઠેકાણે રહી અને ચોરોને પોતાના બચાવ અર્થે ઉભા થઈ જવું પડયું. ચોરો લડવા તૈયાર થઈ ગયા.

લડતા બ્રાહ્મણે એવી બહાદુરી દર્શાવી કે ગાડાના આડા વડે બે ચોરને તો જમીનદોસ્ત કરી નાંખ્યા. એટલે બાકીના બીજા ચોરો લાગ જોઈ નાસી ગયા, પરન્તુ એક ચોર-નાયક રહી ગયો. તે આગળ આવી લડવા ઉભો રહ્યો. બ્રાહ્મણ સામે તેણે પોતાની તલવાર એવા જોરથી ઉગામી મારી કે બ્રાહ્મણના શરીરના બે ભાગ થઇ ગયા. બ્રાહ્મણ તરફડીને મૃત્યુ પામ્યો.

પરાક્રમી ચોર ઘર બહાર નીકળવા જતો હતો, એવામાં તેજ ઘરની બ્રાહ્મણની ગાય વચ્ચે આડી આવી ઉભી રહી. ‘ વળી આ કયાં નડતર આવી ’ એમ કહી ક્રોધાંધ ચોરે તો તલવા-રનો વાર કરી તેને પણ કાપી નાંખી, પોતાનો નાસવાનો માર્ગ મોકળો કર્યો.

આમ છતાં હજુ પણ માર્ગ નિષ્કંટક નહોતો. ખડકીનું દ્વાર અવરોધીને બ્રાહ્મણની ગર્ભવતી સ્ત્રી આડી ઉભેલી હતી. ચોરને તો પોતાને માર્ગ મુક્તિજ જોઇતી હતી. તેને બીજા કોઈજ સારાસારનું ભાન હતુંજ નહિ. ક્રોધ વશ થઈ તે જ્ઞાનશુન્ય સનેત્રાંધે તે ગર્ભવતી સ્ત્રીને પણ ખડગના એકજ ઘાએ છેદી નાંખી. સ્ત્રીનો દેહ કપાઇ ગયો, તે સાથેજ તેણીના ઉદરમાં રહેલા ગર્ભના પણ કપાઇને બે કકડા થઈ ગયા. સ્ત્રીના તરફડવા સાથેજ ગર્ભનો પણ બહાર નીકળી તરફડાટ થતો હતો. ચોરની સ્વાભાવિકજ તે તરફ દૃષ્ટિ ગઇ; તેનાથી બધું સહન થયું, પરન્તુ આ ગર્ભનો તરફડાટ તેનાથી જોઇ જીરવી શકાયો નહીં. તેનું હૃદય હચમચી ઉઠયું તે વિચારવા લાગ્યો કે—

'અરે (!) મેં આ નિર્દોષ બાળકને કાં માર્યો ? તેના તેના મા, બાપ, ગાય એ ત્રણ તો મારા રસ્તામાં આડા આવ્યા, એટલે તેને માર્યા તે તો જાણે ઠીક, પરન્તુ આ અર્ભકનો શો દોષ કે મારે તેને મારવો પડયો—મારાથી તે મુઓ." સહજ વિચાર શ્રેણીએ ચડતાં ક્ષણ ભર પણ રોકાણ થવાથી તેની નજર ચોતરફ પોતે કરેલ કાર્યનું પરિણામ જોવા ખેંચાઇ. મરતાં પ્રાણીઓના દેહના તરફડાટ અને દેહમાંથી વહેતા લોહીની નીક અને તેની પાસે ઉભેલા છત્ર હીન બાળકોના આક્રંદથી તેનું હૃદય ભેદાઇ ગયું. તેના અંતઃકરણમાં દયાએ પ્રવેશ કર્યો. પત્થર જેવા હિમાલયમાંથી સૂર્યના પ્રખર તાપ વડે બરફની જેમ તેનું હૃદય દયાથી ગળવા લાગ્યું.

"બળ અજમાવવાનું બીજે સ્થાન ન મળ્યું તે મ્હેં અહીં આ નિશસ્ત્ર પ્રાણીઓ પર મ્હારૂં જોર અજમાવ્યું. મ્હેં આજે ચાર હત્યાઓ લીધી, તેમાં પણ બ્રાહ્મણ, સ્ત્રી, ગાય અને ગર્ભમાંના બાળકની! મેં આજે ઘોર પાતક કર્યું છે. આ મહાપાપમાંથી હું શી રીતે છુટીશ ?" આવા વિચારમાં તેનો આત્મા અતિ ચિકટ પ્રાણાતિપાત રૂપી કાદવમાંથી બહાર નીકળવા લાગ્યો.

વિચાર કરતાં કરતાં તે કુશસ્થળ ગામ બહાર પૂર્વ દરવાજે આવી પહોંચ્યો. આ ઘોરતમ પાપકર્મથી નિવૃત થવાને માટેજ જાણે હોયની તેમ તે શુભ વિચારે ચડયો. તેણે ગામલોકની નિંદાના આક્રમણ વડે પોતાના પાપ આલોવવાનો નિશ્ચય કર્યો. આહારાદિનો ત્યાગ કરી ગામની ભાગોળે કોટ બહાર ભાવ ચારિત્ર ગ્રહણ કરીને તે ધ્યાનસ્થ મુદ્રાએ સ્થિત થયો.

વળતેજ દિવસે જ્યારે પુર જનોએ તેને હજુ અહીંજ રહી ગયેલો જોયો, ત્યારે તેઓએ આ બ્રહ્મઘાતી, સ્ત્રીઘાતી, ગર્ભઘાતી—બાળ હત્યારો, ગૌ હત્યારો કહી અનેક પ્રકારે તેની વિડંબના કરવી શરૂ કરી. ચોર લુંટારો થઈને બગભગતનો ખાલી ઢોંગ કરે છે એવા તિરસ્કૃત શબ્દ બાણ સાથે ધુળ, કાંકરા અને પત્થર ઢેકાળાં ઈત્યાદિ વડે સર્વ કોઈ પ્રહાર કરવા લાગ્યું. આ પ્રમાણે તેણે દરેક—દરવાજે—દિશાએ દોઢ દોઢ માસ પૂર્ણ ધિરજથી સહન કર્યું. આ રીતે છ મહિના વીતી ગયા. જ્યારે આ રીતે છ મહિના આહાર વિના ચાલ્યા ગયા ત્યારે તેજ ગામના લોકોને પછીતો આ ભાવમુનિ માટે

માન ઉત્પન્ન થયું; એટલે પારણા નિમિત્તે ગાલી પ્રદાનના વિરામ પછી તે ગામમાં વહોરવા ગયો. પરન્તુ તેને ગામમાં જતાં અણુ દીઠેલા લોકોએ તો સહજ સ્વભાવ વશ થઈ ફરીથી પણ તેજ વાકય પ્રહાર કર્યા; તેથી તે આહાર લીધા વિનાજ પાછો ફર્યો. હજુ અભિગ્રહ પૂર્ણ નથી થયો માની તે ફરીથી દરવાજે આવી ધ્યાન મગ્ન ઉભો રહ્યો.

હવે તો તેના શરીરના લોહી માંસ સુકાઈ ગયા હતા. ફકત હાડકાનો માળોજ રહ્યો હતો. પરન્તુ પુષ્ટ દેહે તેનો આત્મા તેના દેહમાંજ પુરાયલો રાચતો હતો તે આત્મા શુષ્ક દેહે મુક્ત ગતિએ વિચરવા લાગ્યો. શુષ્ક છતાં તેની કાન્તિ કાંઇ ઓરજ તેજસ્વી દર્શન આપતી હતી. કારણકે તેના પાપ કર્મો સર્વ ખપી ગયા હતા. પૂર્ણ શૂકલ ધ્યાને પહોંચવાથી તેણે કૈવલ્ય મેળવ્યું. ચોરનો નાયક મટી જગત નાયક બન્યો,

આ ચોર મૂળ તો એક બ્રાહ્મણુજ હતો. કોઈ ભૂલ કરવાથી લોકોએ તેનો તિરસ્કાર કરેલો, એટલે તે સમાજ વ્યવસ્થા-માંથી માનભંગ થઈ ત્યજાવાથી આ ખોટે રસ્તે ચડયો હતો. આજે તો તેનું નામ પ્રાતઃ સ્મરણીય થયું છે. તેનું નામ દૃઢ પ્રહારી.

---

# પ્રાયશ્ચિત.

## ( રતિ, મદન. )

હરહમેશ નિયમિત વ્યાખ્યાન શ્રવણ કરવા આવતા મા દિકરાને લોકો પ્રશંસે તેમાં શું નવાઈ ?

વિધવા માતાનો તે એકનો એકજ પુત્ર. માતા રતિ અને પુત્ર મદન. બન્ને રૂપ રૂપનો અવતાર. આચાર્ય મહારાજની પણ તેમના તરફ નજર ગઇ હતી.

મહારાજશ્રીના એક વેળાના વ્યાખ્યાનમાં બ્રહ્મચર્યની શ્રષ્ટતા પર વિવેચન થતું હતું. દેહરક્ષા નિમિત્તે સાંસારિક દૃષ્ટિએ તથા આત્મશુદ્ધિ નિમિત્તે ધાર્મિક દૃષ્ટિએ તેના પર ગુણાનુવાદ થતો હતો. વ્યાખ્યાનની પૂર્ણાહુતિ થતાં સો ચાલ્યા જવા છતાં પેલા મા–દિકરો બેસી રહ્યાં હતાં. નિર્જન એકાંત જોઇ તે બન્નેએ વંદન કરી મહારાજને કહ્યું:– ‘મહારાજ! એક વાત કહેવા મારો જીવ તલપાપડ થાય છે; તે સાંભળ્યા પછી તમો જેની પ્રશંસા કરતા તેને જરૂર તિરસ્કારશોજ. પરસ્ત્રી, વેશ્યા સાથેના રમણથી પુરૂષ દુર્ગતિ પામે તે તો સ્પષ્ટ છેજ. વળી સ્વપત્નિ સાથેનો ભોગવિલાસ પણ અનેક ( ચોરાશી લાખ ) ભવ રખડવે છે; પરન્તુ (અપર) માતા સાથે સંબંધ રાખનાર મારે કેટલા ભવ કરવા પડશે? એ ઘોર પાપમાંથી છુટવાનો કોઈ ઉપાય ખરો ? ’

‘ ભાઇ ! ઉપાય તો છે પણ મુશ્કેલ બહુ છે. ’ મહારાજે આ ખેદજનક વાત સાંભળીને કહ્યું.

‘ ગમે તેટલી મુશ્કેલી જીતવાનો નિશ્ચય છે, તો કૃપા કરીને તે ઉપાય કહો. ’

'જો એવો નિશ્ચયજ હોય તો આવતી કાલે એક વાસણ પર એક ખાદીનો કકડો બાંધી લઇ આવી મ્હારા આસન નીચે મુકીને વ્યાખ્યાન સાંભળવા બેસજો; વ્યાખ્યાનના પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધની વચ્ચેના સમયે તમારી બધી વાત બધા લોકો સમક્ષ અહીં જાહેર કરજો. તે વેળા કે પછી તમારી થતી નિંદા સમભાવે સહન કરજો. તેમ થયે તમારાં જેટલાં કર્મ ખપી જશે, તેટલાં ખાદીનાં છીદ્રો પુરાઈ જશે. છીદ્રો બાકી રહે તેટલા ભવ કરવાના સમજવા.

વળતે દિવસે ઉપરની ગોઠવણ મુજબ યુવકે પોતાની કથા પ્રસિદ્ધ કરી. વાત પૂર્ણ થતાં ન થતાંમાં તો ચારે બાજુથી ધીટકારનો વર્ષાદ વરસવા લાગ્યો. પૂર્ણ ધિરજથી બન્ને જણા આ નિંદાવૃષ્ટિને સહી રહ્યા.

વ્યાખ્યાન પૂર્ણ થયે લોકો ગયા પછી તે માદીકરો મહારાજ પાસે આવ્યા. આચાર્ય મહારાજે પેલો ખાદીનો કકડો તપાસ્યો તો તેમાં બે છીદ્રો ખુલ્લા રહી ગયેલા જણાયા. 'ફક્ત બેજ માણસો સુશીલા અને સુમન નામના અહીં વ્યાખ્યાનમાં તમારી વાત સાંભળ્યા છતાં જરા પણ નિંદા કર્યા વિના તમારા પ્રાયશ્ચિત (પ્રસિદ્ધ કબુલત અને પશ્ચાતાપ) બદલ ધન્યવાદ આપતા હતા, તે તમારા બે ભવ બાકી છે એમ સૂચવે છે.' મહારાજે ખુલાસો કર્યો.

પ્રાયશ્ચિતની ચમત્કારીક અસર તેઓના હૃદય પર થઇ, અને જે જૈન ધર્મમાં પ્રાયશ્ચિતનું મહત્વ સમજાવવામાં આવ્યું છે તેને ધન્યવાદ આપવા લાગ્યા.

---

# ક્રોધ.

ચાર પ્રકારના કષાયમાં ક્રોધનું સ્થાન મુખ્ય છે. સર્વ અનર્થનું મૂળ ક્રોધમાં રહેલું છે. સ્વભાવમાં અશાન્તિ ઉત્પન્ન થવાથી તેના વેગમાં વૃદ્ધિ થતાં છેલ્લે તે ક્રોધમાંજ પરિ-ણમે છે. વાણી-વ્યવહારમાં ઉગ્રતા આવતાં છેવટે તેનું કર્મફળ ક્લેશકર-શરીરને દુ:ખકર-કષ્ટકર-હાનીકર્તાજ આવે છે; પ્રાણાન્ત કષ્ટ એટલે જ્ઞાન દિપક નષ્ટ થાય છે, દેહચક્ષુ પણ અંધતાને પામે છે, સારાસારનું ભાન રહેતું નથી, બુરા પરિણામ પછી કવચિત્ અંતર ચક્ષુઓ ખુલે છે, ક્રોધીને અંધ એટલા માટેજ કહ્યો છે, જીવનદીપક અસ્ત પામે છે. મહાન તપસ્વી કે મહા વિદ્વાન મનુષ્ય પણ આ ક્રોધ કષાયનો આશ્રય લેવાથી જરૂર બુડે છે. એના પર એક દૃષ્ટાન્ત છે:—

એક મહા તપસ્વી મુનિ હતા. મોટી મોટી તપસ્યા કરીને પોતાના સર્વ ગત અશુભ કર્મોને ખપાવી રહ્યા હતા. સ્વશિષ્ય સંગાથે તેઓ એક વેળા સ્થંડિલ (જંગલ) જતા હતા. બહુજ જયણા પૂર્વક માર્ગ કાપવા છતાં એક નાનું દેડકું અચાનક મુનિના પગ તળે આવી ગયું. ગુરૂને બહુજ પશ્ચાતાપ થયો, પણ થાય શું? અચાનક બનાવનો શો ઉપાય?

શિષ્યનું તે તરફ ધ્યાન ગયું હતું. ઉપાશ્રયે પાછા આવ્યા પછી ઈરિયાવહી પ્રતિક્રમ્યા, પરન્તુ દેડકા સંબંધી પાપનું પ્રાયશ્ચિત લેવાનું ભૂલી ગયા. શિષ્યે તે યાદ કરાવ્યું, એટલે સાંજના પ્રતિ-ક્રમણ વેળાએ પ્રાયશ્ચિત લેવાનું જણાવ્યું. ગુરૂ શિષ્યે સાયં-કાળે પ્રતિક્રમણ કર્યું, પરન્તુ ગુરૂજી તે વેળાએ પણ પ્રાયશ્ચિત લેવું ભૂલી ગયા; તેથી શિષ્યે તે વિષે ફરીથી યાદ દેવ-રાવ્યું. પોતાની વિસ્મૃતિનો વિચાર નહીં કરતાં ગુરૂને શિષ્ય પર ક્રોધ ચઢયો. ક્રોધનું સ્વરૂપ કાળુંજ છે. લોહી ઉકળી આવે છે–લોહી અશુદ્ધ થઈ જાય છે, બુદ્ધિ બ્હેર મારી જાય છે, વિવેક–સારાસાર–નું ભાન રહેતું નથી. ગુરૂ પોતાની ઉગ્ર તપસ્યા, પોતાનો ક્ષમાધર્મ–મુનિધર્મ, પોતાનું કર્તવ્ય ભૂલીજ ગયા; એટલે પરિણામનો વિચાર કર્યા વિના આડે માર્ગે દોરવાઇ જઈ શિષ્ય પ્રત્યે ક્રોધને વશ થઇ એક લાંબો દાંડો લઇને મારવા દોડયા–જાણે કે–"તું કોણ મને કહે-નારો–યાદ દેવડાવનારો–ગુરૂના દોષ જોનારો અને તેમ કરી મને નીચો પાડનારો!"–પરન્તુ અંધકારમાં લક્ષ્ય નહી રહેવાથી મુનિ ઉપાશ્રયમાંના એક થાંભલા સાથે સખ્ત રીતે અથડાઈ પડયા, આઘાતથી તત્કાળ મૃત્યુને શરણ થયા.

ક્રોધના કિંપાક ( કડવા ફળ ) ભોગવવાજ પડે છે, એ ન્યાયે ગુરૂજી મૃત્યુ પામી ચંડકૌશિક નામક તાપસ થયા. જંગલમાં રહી ઝુંપડીમાં વાસો કરતાં કષ્ટકર તપસ્યા વડે શાન્ત મૂર્તિ સ્વરૂપ તે તપસ્વીજી યોગી જેવા મહાત્મા જણાતા હતા, પરન્તુ તેનો અન્તરાત્મા તો ભંડારેલા અગ્નિ સમાન હતો; તે સત્ય કરવાનેજ જાણે હોયની તેમ એકદા

એક રાજપુત્ર સ્વમિત્રો સંગાથે તે સ્થળે આવી ચડયો; મુનિને ધ્યાનસ્થ જોઇ તેમના તરફ ભક્તિ માન દર્શાવવાને બદલે તેઓએ તેમની મીઠી-ધીમી મશ્કરી શરૂ કરીને કોઈએ તેમના વાળ ખેંચ્યા, કોઇએ જંગલી ફુલો તેમના પર ફેંકયાં, કોઇએ તેમને ધક્કા માર્યા. ક્ષણ માત્રમાંજ ધ્યાનસ્થ અવ-સ્થાનો ત્યાગ કરી મુનિએ લાલ નેત્રો વડે તેમના સામે જોયું, તથા સિંહ સમ ગર્જના કરી ઉઠયા, અને પાસેજ પડેલી કુહાડી લઇ નાસવા લાગેલા રાજકુમાર અને તેના મિત્રોની પાછળ પડયા; પરન્તુ ક્રોધવશ થઈ દોડતા જતા ભાન ભૂલી એક ગર્ત્તા (ભયંકર ખાડ)માં ઉથલી પડયા, એટલે તેમ થતાં પોતાના હાથમાં રહેલી કુહાડી પોતાનાજ કપા-ળમાં અથડાઈ વાગવાથી મૃત્યુ પામ્યા. ક્રોધ કષાય સહ મૃત્યુ પામવાથી તેઓ ત્યાંથી ચંડકૌશિક નામે ઝેરી નાગરૂપે જંગ-લમાં જન્મ પામ્યા. ક્રોધ તો હતોજ તેમાં વળી સર્પરૂપે અવતાર! એટલે ડબલ ક્રોધ-પામ્યા-મેળવ્યો-ક્રોધી જીવનને ઈંધન મળ્યું. પછી હિંસામાં બાકી શું રાખે? તેમણે આ સર્પદેહે એટલો બધો ત્રાસ ફેલાવ્યો-એટલી બધી નામના મેળવી કે તે માર્ગ તેમનો સ્વતંત્ર-રજીસ્ટર્ડ થઇ ગયો. તે જંગલમાં તેની સખ્ત આણ વર્તી રહી-કોઈ પણ ત્યાંથી પસાર થઇ શકે નહિ-તેમના ક્રોધનો સ્વાદ ચાખ્યા સિવાય; એટલે કે પસાર થનાર જરૂર મૃત્યુનેજ ભેટે.

એક વેળા ક્ષમાના સંપૂર્ણ ભંડાર મહાવીર ભગવાન પોતેજ અચાનક ત્યાં આવી ચડયા. લોકોએ ચેતવણી આપી સખ્ત ના કહ્યા છતાં પણ પ્રભુ તેજ જંગલનો માર્ગ પસાર

કરવા તત્પર થયા. જેણે જીવનમાં અનેક ઉપસર્ગો સહન કર્યાં હતા તેવા પ્રભુને આ એક સર્પનો શો ડર? તેમણે તો તે સર્પના રાફડા પાસે જઇનેજ ધ્યાન લગાવ્યું. દીર્ઘ કાળથી પોતાનો ક્રોધાગ્નિ ઠલવવાનું કોઇ પાત્ર નહીં મળવાથી સખ્ત ક્રોધને પામેલો તે સર્પ દર બહાર નીકળ્યો અને સમિપેજ કોઇ મનુષ્ય જોઈ ભવોભવના વેરની ભૂખ ભાંગવા તે તેમના પર ધસ્યો. અનેક ઝેરી ફુંફાડા મારવા છતાં એ શાન્ત મૂર્ત્તિ ન તો હલી કે ન ચાલી; એટલે તો સર્પ વિશેષ ખીજાયો. બમણા બળથી અગ્નિના જેવી ભયંકર ઝેરી જાળ પ્રભુ પર ફેંકી; પરન્તુ તેથી પણ પ્રભુને તો કાંઈજ થયું નહીં; એટલે સર્પે પ્રભુના પગના અંગુઠા પર તીક્ષ્ણ દંશ દીધો; પરિણામ તો જૂદુંજ આવ્યું. ચમત્કારિક અસર થઈ. પગના અંગુઠામાંથી લોહીને બદલે દૂધની ધારા નીકળી! સર્પનો ક્રોધ શમી ગયો, જીવનભરના ક્રોધનાં પરિણામો સાંભરી આવ્યાં. અજિત મહાત્માના પગ પાસે ગર્વગળિત સર્પ લેટી પડ્યો; પશ્ચાત્તાપની દૃષ્ટિએ તે જોઈ રહ્યો. આ સ્થીતિ નિહાળી વીર ભગવાને તેને એકજ વાકયમાં ઉપદેશ્યો કે 'ભો ચંડકોશિય, બૂઝ, બૂઝ.' એકજ અસરકારક વાકયશ્રવણે ભવોભવના પાતિક ખમાવી તે સર્પ ત્યાંથી મૃત્યુ પામી આઠમા દેવલોકમાં ઉપન્યો. ક્રોધના પરિણામે અનેક ભવ પરિભ્રમણ અને ક્ષમા ધારણ અન્વયે એકજ ભવમાં છૂટકારો એ ઉપરના એકજ દૃષ્ટાંતમાં સાક્ષાત્ જોઇ શકાય છે.

---

## ક્રોધ ત્યાગની સજ્ઝાય.

કડવાં ફળ છે ક્રોધનાં, જ્ઞાની એમ બોલે;
રીસ તણો રસ જાણીએ, હળાહળ તોલે. કડવાં૦ ૧

ક્રોધે ક્રોડ પૂરવ તણું, સંજમ ફળ જાય;
ક્રોધ સહિત તપ જે કરે, તે તો લેખે ન થાય. કડવાં૦ ૨

સાધુ ઘણો તપીયો હતો, ધરતો મન વૈરાગ;
શિષ્યના ક્રોધ થકી થયો, ચંડકોશીયો નાગ. કડવાં૦ ૩

આગ ઉઠે જે ઘર થકી, તે ઘર પહેલું બાળે;
જળનો જોગ જો નવિ મળે, તો પાસેનું પરજાળે. કડવાં૦ ૪

ક્રોધ તણી ગતિ એહવી, કહે કેવળ નાણી;
હાણ કરે જે હેતની, જાળવજો એમ જાણી. કડવાં૦ ૫

ઉદયરત્ન કહે ક્રોધને, કાઢજો ગળે સાહી;
કાયા કરજો નિર્મળી, ઉપશામ રસ નાહી. કડવાં૦ ૬

---

## માન.

આ પણુ એક પ્રકારનો કષાય છે. માનથી મોટાઇ વધે છે, મોટાઇથી બડાઇ વધે છે, અન્તે તે તેનો નાશ સમિપ લાવે છે. માન લાગણી દર્શક છે, પરન્તુ તે પણ વાણી-વ્યવહારમાં પરિણમે છે. માનધારક પ્રાણી (મનુષ્ય) દેખીતી રીતે: મ્હોટાઇ પામે છે, પણ ખરી રીતે તેમ થવાથી તે ક્ષુદ્રતાને પામે છે; માની મનુષ્ય પામરપણું ધારણ કરે છે; પરિણામે તે નીચોજ પછડાય છે; અહંભાવ અને અહંકાર એ લાગણી દર્શક ભાવ વાણીમાં વ્યક્ત થતાંજ ક્રમે કરી આગળ વધતાં મનુષ્ય પોતાનું જીવન નષ્ટ કરે છે; એ ઉપર એક અતિ પ્રસિદ્ધ દૃષ્ટાંત છે.

લંકાધિપતિ રાવણ બહુજ પરાક્રમી અને શુરવીર હતો; તેણે અનેક યુદ્ધો કરી મોટા મોટા દેશો જીત્યા હતા. તેને પોતાના બળનું બહુજ અભિમાન હતું. તેને મહા ગર્વ હતો કે 'પોતે પૃથ્વીપર એક અજેય મનુષ્ય છે.' પરંતુ 'શેરને માથે સવાશેર' હોયજ તેનું એને ભાન નહોતું.

તેણે એક વેળા સીતાજીના રૂપની પ્રશંસા સાંભળી, તેને પ્રાપ્ત કરવાની ઇચ્છા થઈ. કપટકળાથી સન્યાસી બની

ભિક્ષાને બહાને તેના સ્થાન નજીક જઇ અસહાય સ્થિતિમાં તેને પકડી લઈ પોતાને દેશ લઇ આવ્યો. પૂર્ણ પવિત્ર સતી સીતા-રામચંદ્રના રાણી, સ્વપતિને ત્યજીને રાવણની રાણી થાય એ બનેજ કેમ ? અનેક પ્રકારે તેને સમજાવવા છતાં સીતાજી એકના બે નજ થયા તે નજ થયા. છતાં રાવણને તો ગર્વ હતો કે આજ નહિ તો કાલે 'સીતા મ્હારી થશેજ.' સ્ત્રી જાતનું બળ કેટલું ? એમ માનીને તે તો તેને છોડતો નહોતોજ. ગર્વિષ્ટ રાવણને તેની રાણી મંદોદરીએ અને રાવણના ભાઇ વિભીષણે સતી સીતાને નહિ સતાવવાને બહુ બહુ સમજાવ્યો; પરન્તુ રાવણ તે માને ? અભિમાની મનુષ્ય કદી બીજાનું નજ માને; તેણે પણ નજ માન્યું. આખરે સીતાને પાછી મેળવવા માટે રામને રાવણની સાથે યુદ્ધ થયું. ભયંકર લડાઇ થઇ, તેમાં અન્તે રાવણ મરાયો. ગર્વના પરિણામે તેને નારકીમાં જન્મ લેવો પડયો. એ ઉપરથી એક કહેવત શરૂ થઇ છે કે ' અભિમાન તો રાજા રાવણનુંય રહ્યું નથી. '

ગર્વ--માન ઉપર એક એવુંજ બીજું પણ પ્રસિદ્ધ દૃષ્ટાન્ત છે:—

પાંડવો અને કૌરવો સગપણ પક્ષે પીતરાઇ બન્ધુઓ થતા હતા; છતાં બન્ને પક્ષ વચ્ચે સખ્ત વિરોધ હતો; એ વેરને પરિણામે પાંચ પાંડવ અને સો કૌરવ વચ્ચે કપટકળા યુક્ત દ્યુત રમવામાં આવ્યું. પાંડવોને પરિણામે વનવાસ ભોગવવો પડયો; આ ઉપરાન્ત કૌરવ તરફથી દ્રૌપદીને દાસી બનાવી તેના પર ભરસભામાં નવસ્ત્રી કરવાનો સીતમ ગુજારવામાં આવ્યો.

પાપી કૌરવપુત્ર મદાંધ દુર્યોધન એ કાર્યમાં આગેવાન હતો, પરન્તુ તેનું અભિમાન ગળી ગયું. વિદુર જેવા નીતિવાન અને ભીષ્મપિતામહ જેવા ધર્મિષ્ટ વીરોએ તેને બહુ બહુ સમજાવ્યો, છતાં વનવાસી પાંડવો પ્રત્યેનું કુટિલ માનસ ચલિત થયું નહિ. જેના હૃદયમાં ગર્વશત્રુ વાસ કરે તે કદી પણ નજ સમજે. અન્તે બન્ને પક્ષકારો વચ્ચે ભૂમિને માટે ભયંકર યુદ્ધ થયું; દૂર્યોધન હાર્યો અને એજ ગર્વના પ્રતાપે તે સર્વ રાજપાટ ગુમાવી બેઠો.

માનથી જાન જાય છે એ સમજવા માટે આ દૃષ્ટાંતો પુરતાં છે. વિનય માનનો શત્રુ છે, તે ગૃહણ કરવાથી માન–કષાયથી મુક્ત થવાય છે. માન સર્વ ગુણનો નાશ કરે છે.

---

## માન ત્યાગની સજ્ઝાય.

રે જીવ! માન ન કીજીયે, માને વિનય ન આવે રે;
વિનય વિના વિદ્યા નહીં, તો કિમ સમકિત પાવે રે. રે૦ ૧

સમકિત વિણ ચારિત્ર નહીં, ચારિત્ર વિણ નહી મુક્તિ રે;
મુક્તિનાં સુખ છે શાશ્વતાં, તે કિમ લહિયે જુક્તિ રે. રે૦ ૨

વિનય વડો સંસારમાં, ગુણમાં અધિકારી રે;
માને ગુણ જાયે ગળી, પ્રાણી જોજો વિચારી રે. રે૦ ૩

માન કર્યું જો રાવણે, તો તેને રામે માર્યો રે;
દુર્યોધન ગર્વે કરી, અન્તે સવિ હાર્યો રે. રે૦ ૪

સુકાં લાકડાં સારીખો, દુઃખદાયી એ ખોટો રે;
ઉદયરત્ન કહે માનને, દેજો દેશવટો મોટો રે. રે૦ ૫

# માયા.

આ પણ ચાર કષાયમાંનો એક કષાય છે. સંસારમાં રહેલ સર્વ અનર્થોનું મૂળ માયામાંજ છે. કાર્યવ્યવહાર પરત્વે જર જમીન અને જોરૂ એ જેમ સર્વ કલેશનું મૂળ છે તેમ કંચન અને કામિનિ, મેળવવાના પ્રયત્નમાં કપટ એ મુખ્ય ભાગ ભજવે છે, એટલે તેનું સ્વરૂપ સમજાવવામાં માયા અસત્ય માર્ગ દર્શક કારણ રૂપ બને છે. જમીન લઇ જઇ શકાતી નથી તેથી તેને અત્રે પડતી મૂકવામાં આવી છે; પરન્તુ આ બે જ વસ્તુના ઉપભોગ માટે માયા-કપટનો માર્ગ ગૃહણ કરવોજ પડે છે; તેથી માયા-કપટને સર્વ અનર્થનું મૂળ કહી છે. સંસારને અસત્ય કહ્યો છે, તેમાં રહેલા પ્રાણીઓને જર અને જોરૂ સાથે મુખ્ય વ્યવહાર રહ્યો છે; તેની પ્રાપ્તિ અને ઉપભોગમાં માયા-કપટનો માર્ગ લીધા વિના જવલ્લેજ ચાલે છે, એ રીતે માયાજ મુખ્ય અનર્થકર છે. માયાનો ત્યાગ થાય તો અસત્ય સંસારનો એની મેળેજ ત્યાગ થઈ જાય છે, તેથીજ માયા ત્યાગને હિતકર કહ્યો છે, જેમ બને તેમ તેનો ત્યાગ કરતા જવાનો અભ્યાસ પાડવો શ્રષ્ટ છે. અસત્યનો ત્યાગ થાય તો સત્ય સત્વર સમજાય એ સંપૂર્ણ સ્પષ્ટ છે, તેના પર એક દૃષ્ટાન્ત છે:-

એક શહેરમાં સાત મિત્રોનું મંડળ હતું. તેઓની વચ્ચે અતિ ઘાડી મૈત્રી હતી. દરેક કાર્યમાં તેઓ સંપૂર્ણ સરખો સહકાર કરતા. ધર્મ કાર્યમાં પણ તેઓ સર્વ સાથેજ રહેતા હતા. વ્રત તપસ્યા પણ તેઓ સાથેજ શરૂ કરતા અને તેજ રીતે સાથેજ પૂર્ણ કરતા હતા. એક વેળાએ તેઓએ ઉપવાસ કર્યો. તેમાંના એક મિત્રને બીજાઓથી જૂદા પડી કપટ ભાવે કંઈ વધારે વ્રત કરવાનો વિચાર થયો. છએ મિત્રો પારણું કરી લ્યે અને નિમિત્ત કાઢી પોતે દૂર રહી પારણાનો સમય વીત્યે બીજા ઉપવાસનું વ્રત કરે તો પોતે એકલોજ વધારે ફળ પ્રાપ્ત કરી શકે એવા હેતુથી શુદ્ધ વ્રત ભાવના સાથે સંસારમાં રહેલા સ્વાભાવિક રીતેજ અસત્ય આચરે છે તેમ તેનું મિશ્રણ કરીને માયા ભાવ પણ આચર્યો. પારણાના સમયે પોતાની તન્દુરસ્તી ઠીક નથી કહી પેલા છ મિત્રોને પારણું કરાવી પાછળથી પોતે બીજા અપવાસનું વ્રત ગૃહણ કર્યું. કપટપૂર્ણ આ રીતે તપસ્યા કરવાથી બીજા ભવમાં તેનો જન્મ સ્ત્રીપણે થયો; મલ્લીકુમારી તેનું નામ. તપસ્યાને પરિણામે તિર્થંકર પદ પ્રાપ્ત કર્યું, પરન્તુ કપટ ભાવના મિશ્રણથી સ્ત્રીવેદ પામ્યા, અસત્ય વાણીથી સ્ત્રીનો ભવ કરવો પડયો. તાત્પર્ય એ કે ધર્મ કાર્યમાં પણ અસત્યનો ત્યાગ કરવાનું કહેલું છે. એ અસત્ય એટલે માયા, તેનો ત્યાગ એટલે સંસારનું અલિપ્તપણું, સહેજે વિરક્તિ પમાડે છે.

---

## માયા ત્યાગની સજ્ઝાય.

સમક્તિનું મૂળ જાણીએજી, સત્ય વચનસાક્ષાત,
સાચામાં સમક્તિ વસેજી, માયામાં મિથ્યાત્વ રે.

પ્રાણી ! મ કરીશ માયા લગાર........૧

મુખ મીઠો જુઠો મને જી, કુડ કપટનો કોટ,
જીભે તો જી જી કરેજી, ચિત્ત માંહે તાકે ચોટ રે પ્રાણી૰ ૨

આપ ગરજે આઘો પડેજી, પણ ન ધરે વિશ્વાસ,
મનશું રાખે આંતરોજી, એ માયાનો પાસ રે પ્રાણી૰ ૩

જેહશું બાંધે પ્રીતડીજી, તેહશું રહે પ્રતિકુળ,
મેલ ન છંડે મન તણોજી, એ માયાનું મૂળ રે પ્રાણી૰ ૪

તપ કીધો માયા કરીજી, મિત્રશું રાખ્યો ભેદ;
મલ્લી જિનેશ્વર જાણજોજી, તો પામ્યા સ્ત્રીવેદ રે પ્રાણી૰ ૫

ઉદયરત્ન કહે સાંભળોજી, મેલો માયાની બુદ્ધ;
મુક્તિપુરી જાવા તણોજી, એ મારગ છે શુદ્ધ રે પ્રાણી૰ ૬

# લોભ.

આ ચોથો કષાય છે. સર્વ પાપનું મૂળ લોભ છે. સંતોષ તેનો પરમ શત્રુ છે. વ્યવહાર કાર્યમાં કહ્યું છે કે, "અતિ સર્વત્ર વર્જયેત." મધ્ય માર્ગ ગમનમાં ભયનું કારણ જવલ્લેજ સંભવે છે. અમૃતતુલ્ય ભોજન પણ હદ ઉપરાન્ત ઉદરમાં પધરાવવાથી વિષમ પરિસ્થીતિ પેદા કરે છે- મૃત્યુ નીપજાવે છે. લોભ રૂપી શત્રુની સોબતે મૃત્યુ દંડ દેવો પડે છે; એવા ભયંકર ફળદાયી પરિણામ નીપજાવે તેનાથી સમજુ પ્રાણી તો જરૂર દૂર રહેજ છે. 'અતિ લોભ તે પાપનું મૂળ.' તે ઉપર એક દૃષ્ટાન્ત છે તે નીચે મુજબ:—

જંબુદ્વિપમાં ભરતક્ષેત્રે વર્તમાન ચોવીશીમાં ચાર ચક્રવર્તી થયા છે, તેમાં સુભૂમ નામે આઠમા ચક્રવર્તી થયા હતા. તેમણે છ ખંડ પૃથ્વિ સાધી (જીતી લીધી) તેના પર પોતાની આણ વર્તાવી. સોળ હજાર દેવતાઓ સદાકાળ તેની સેવામાં હાજર રહેતા હતા. એક વેળા તેનામાં વિશેષ લોભ વૃત્તિ જાગૃત થઇ. "જંબુદ્વિપના ભરતના છ ખંડ સાધ્યા તો હવે ધાતકીખંડના ભરતક્ષેત્રના પણ છ ખંડ સાધું-જીતી લઉં." આમ વિચારી દેવતાઓ સહ અગણિત સૈનિક બળે

તેણે પ્રયાણ કરવાની ઇચ્છા અમલમાં મૂકી. સર્વ સાધન સામગ્રી સાથે તે ચર્મરત્ન પર સર્વ સૈન્ય સહ આરૂઢ થઈ દેવતાઓની સહાયથી આકાશ માર્ગે સમુદ્ર પર થઇને આગળ ચાલ્યો. સમુદ્રના મધ્ય ભાગે આવતાં ચર્મરત્ન વીમાન ઉચકનારા દેવોમાંથી એકને સહજ એમ થઇ આવ્યું કે 'હું એકજ માત્ર આ વીમાન વાહનને નહિં ઉંચકું તો શું નુકશાન થવાનું ? કંઇજ નહિ.' તેનું અનુમાન સત્ય હતું. એક હજાર દેવમાંથી એક દેવ પોતાનો ટેકો વીમાનને ઉચકવામાં ન આપે તેમાં કંઈજ હરકત ન આવે એ સંપૂર્ણ સત્ય હતું; પરન્તુ આવી ભાવના તેને એકનેજ માત્ર ન થઇ; તેના જેવા જ વિચાર સર્વ દેવતાઓમાં તેજ ક્ષણે એકી સાથે સ્ફુર્યા; એટલે પેલા દેવે પોતાના વિચારનો અમલ કર્યો અને વિમાનને ઉંચકવા માટેનો પોતાના હાથનો ટેકો લઈ લીધો, તેજ ક્ષણે બીજા પણ સર્વ દેવતાઓ પોતાના પણ તેવાજ વિચાર બળે પોતાના હાથ વીમાન તળેથી ખેંચી લઈ નિવૃત્ત થયા.

દુર્દૈવયોગે સર્વ દેવતાઓના—સમકાળે સર્વના સરખા વિચાર બળે—આ પ્રકારના કાર્યથી ચર્મરત્ન આધાર રહિત થઈ સમુદ્રમાં પડી વિનાશ પામ્યું; તે સાથે સુભૂમ ચક્રવર્તી તેના સર્વ સૈન્ય સહ સમુદ્રમાં પડી મૃત્યું પામ્યો. અતિ લોભનુંજ આ પરિણામ નહિ ? 'સંતોષી સદા સુખી, સહજ મળેલ સ્થીતિમાં સંતોષ રાખવો તેજ શ્રેષ્ઠ છે, નહિ તો 'અતો ભ્રષ્ઠ તતો ભ્રષ્ઠ' જેવી સ્થીતિ થાય છે. શ્રીમંતોની હવેલી નીરખી ગરિબોએ પોતાની ઝુંપડી કદી

પણ તોડી પાડવી ઇષ્ટ નથી. નહિ તો, મુખમાં પકડેલ રોટલા સહુ એક શ્વાને પાણીમાં પોતાનું પ્રતિબિંબ નિહાળી ભ્રમણામાં તેને પ્રતિસ્પર્ધી ગણી તેના મુખમાં દેખાતો રોટલો પણ પડાવી લેવાની આશાએ તેણે કુવામાં પડતું મૂક્યું; એટલે રોટલો અને પ્રાણ બન્ને ગુમાવ્યા, તેના જેવી સ્થિતિ થાય, તે ઉપરના બન્ને સાદા દૃષ્ટાંતથી પણ સમજવા જેવું છે. પ્રાપ્ત સ્થીતિમાંજ આનંદ માની જીવન નિર્વાહ કર્યે જવો અને નિષ્પાપ જીવન જીવવાની મોજમાંજ સંતોષ માનવો એ સર્વ શ્રેષ્ઠ છે.

---

## લોભ ત્યાગની સજ્ઝાય.

તુમે લક્ષણ જોજ્યો લોભનાં રે,<br>
લોભે મુનિજન પાસે ક્ષોભતા રે,<br>
લોભે ડાહ્યા મન ડોલ્યા કરે રે,<br>
લોભે દુર્ઘટ પંથે સંચરે રે—તુમે૦ ૧

જે લોભ તજે તેહના લઉ ભામણા રે,<br>
વળી પાયે નમીને કરૂં ખામણાં રે.<br>
લોભે મરજાદા ન રહે કેહની રે,<br>
તમે સંગત મેલો તેહની રે—તુમે૦ ૨

લોભે ઘર મેલી રણમાં મરે રે,
લોભે ઉચ્ચ તે નીચું આદરે રે,
લોભે પાપ ભણી પગલાં ભરે રે,
લોભે અકારજ કરતાં ન ઓસરે રે—તુમે૦ ૩

લોભે મનડું ન રહે નિર્મળું રે,
લોભે સગપણ નાસે વેગળું રે,
લોભે ન રહે પ્રીતિ ને પાવઠું રે,
લોભે ધન ભેળે બહુ એકઠું રે—તુમે૦ ૪

લોભે પુત્ર પ્રત્યે પિતા હણે રે,
લોભે હત્યા પાતક અવગણે રે,
તે તો દામ તણે લોભે કરી રે,
ઉપર ફણીધર થાયે મરી રે—તુમે૦ ૫

જોતાં લોભનો થોભ દીસે નહીં રે,
એવું સૂત્ર સિદ્ધાંતે કહ્યું સહી રે,
લોભે ચક્રી સુભૂમ નામે જુઓ રે,
તે તો સમુદ્ર માંહે ડુબી મુઓ રે—તુમે૦ ૬

એમ જાણીને લોભને છંડજો રે,
એક ધર્મ શું મમતા માંડજો રે,
કવિ ઉદયરત્ન ભાખે મુદા રે,
વંદુ લોભ તજે તેહને રે—તુમે૦ ૭

— તૃતિય વિભાગ પૂર્ણ. —

# શાળોપયોગી સાર્થ
# સરળ સામાયિક સૂત્ર.

( સ્વાધ્યાય સમયે ઉપયોગી લઘુ કાવ્યમાળા. )

# પ્રભુ પ્રાર્થના.

## ( દર્શન સમયે. )

### સંસ્કૃત સ્તુતિ.

પૂર્ણાનંદમયં મહોદયમયં કૈવલ્યચિદ્દૃગ્મયં,
રૂપાતીતમયં સ્વરૂપરમણં સ્વાભાવિકીશ્રીમયં;
જ્ઞાનોદ્યોતમયં કૃપારસમયં સ્યાદ્વાદવિદ્યાલયં,
શ્રી સિદ્ધાચળતીર્થરાજમનિશં, વંદેહમાદીશ્વરં.

---

પૂણ્યાનાં વિપણીસ્તમો દિનમણિ, કામેભ કુંભસૃણી-
મોક્ષેનિ:સરણિ: સુરેન્દ્રકરણિ- જ્યોતિ: પ્રભાસારિણી
દાને દેવમણિર્નતોત્તમજને, શ્રણિ કૃપાસારણિ-
ર્વિશ્વાનંદ સુધા ધૃણિર્ભવભિદે, શ્રીપાર્શ્વ ચિંતામણિ :

---

નેત્રાનંદકરી ભવોદધિતરી, શ્રેયસ્તરોર્મંજરી,
શ્રીમદ્ ધર્મ મહાનરેંદ્ર નગરી, વ્યાપલ્લતા ધૂમરી,
હર્ષોત્કર્ષશુભપ્રભાવલહરી, રાગદ્વિષાં જિત્વરી,
મૂર્ત્તિ: શ્રી જિનપુંગવસ્ય ભવતુ, શ્રેયસ્કરી દેહીનામ્.

---

શ્રેય: સંકેતશાલા સુગુણ પરિમલૈર્જય મંદારમાલા,
છીન્નન્યા મોહજાલા, પ્રમુદભરસર:પૂરણે મેઘમાલા,
નમ્ર શ્રીમન્મરાલા વિતરણ કલયા નિર્જિત: સ્વર્ગિશાલા,
ત્વન્મૂર્ત્તિ: શ્રી વિશાલા વિદલતુ દુરિતં નંદિત: ક્ષોણિપાલા.

---

અર્હન્તો ભગવન્ત ઇન્દ્ર મહિતા, સિદ્ધાશ્ચ સિદ્ધિ સ્થિતા,
આચાર્યા જિન શાસનોન્નતિ કરા: પૂજ્યા ઉપાધ્યાયકા;
શ્રી સિદ્ધાન્ત સુપાઠકા મુનિવરા રત્નત્રયારાધકા,
પંચૈતે પરમેષ્ઠિન: પ્રતિદિનં કુર્વન્તુ વો મંગલમ્.

---

ૐકારં બિન્દુ સંયુક્તં, નિત્યં ધ્યાયન્તિ યોગિન:
કામદં મોક્ષદં ચૈવ, ૐકારાય નમો નમ:
અજ્ઞાન તિમિરાન્ધાનાં, જ્ઞાનાઞ્જન શલાકયા
નેત્રમુન્મીલિતં યેન, તસ્મૈ શ્રી ગુરવે નમ:

પ્રશમરસ નિમગ્નં, દૃષ્ટિયુગ્મમ્ પ્રસન્નમ,
વદનકમલમંક: કામિનિ સંગ શૂન્ય:
કર યુગમપિયતે શસ્ત્ર સંબંધ વંધ્યં,
તદસિ જગતિ દેવો વીતરાગસ્ત્વમેવ.

અન્યથા શરણં નાસ્તિ ત્વમેવ શરણં મમ
તસ્માત્ કારૂણ્ય ભાવેન, રક્ષ રક્ષ જિનેશ્વર;
પાતાલે યાનિ બિંબાનિ, યાનિ બિંબાનિ ભૂતલે,
સ્વર્ગેઽપિ યાનિ બિંબાનિ, તાનિ વંદે નિરન્તરમ્.

દેવોનેક ભવાર્જિતોર્જિતમહાપાપપ્રદીપાનલો,
દેવ: સિદ્ધિવધુ વિશાલહૃદયા–લંકારહારોપમ.
દેવોષ્ટાદશદોષ સિંધુર્ઘટા, નિર્ભેદપંચાનનો,
ભવ્યાનાં વિદૃધાતુ વાંછિત ફલં, શ્રી વીતરાગો જિન.

બુદ્ધસ્ત્વમેવ વિબુધાર્ચિતબુદ્ધિબોધાત્,
ત્વં શંકરોસિ ભુવનત્રયશંકરત્વાત્;
ધાતાસિ ધીર શિવમાર્ગવિધેર્વિધાનાત્,
વ્યક્તં ત્વમેવ ભગવન્ ! પુરૂષોત્તમોસિ.

તુભ્યં નમસ્ત્રિભુવનાર્તિહરાય નાથ !
તુભ્યં નમઃ ક્ષિતિતલામલભૂષણાય;
તુભ્યં નમસ્ત્રિજગતઃ પરમેશ્વરાય,
તુભ્યં નમો જિન! ભવોદધિ શોષણાય.

---

નમો દુર્વાર રાગાદિ, વૈરિવાર નિવારણે;
અર્હતે યોગિનાથાય, મહાવીરાય તાયિને.
પન્નગે ચ સુરેન્દ્રે ચ, કૌશિકે પાદસંસ્પૃશિ
નિર્વિશેષમનસ્કાય, શ્રી વીરસ્વામીને નમઃ

---

ઐન્દ્ર શ્રેણીનતા પ્રતાપ ભવનં, ભવ્યાંગી નેત્રામૃતં;
સિદ્ધાન્તોપનિષદ્ વિચાર ચતુરૈઃ, પ્રીત્યા પ્રમાણીકૃતા.
મૂર્તિ : સ્ફુર્તિમતિ સદા વિજયતે જૈનેશ્વરી વિસ્ફૂરમ્ ;
મોહોન્માદ ઘન પ્રમાદ મદિરા, મત્તૈરનાલોકિતા.

---

મંગલં ભગવાન્ વીરો મંગલં ગૌતમ પ્રભુ,
મંગલં સ્થુલિભદ્રાદ્યા, જૈન ધર્મોસ્તુ મંગલમ્.

---

નમસ્કાર સમો મંત્ર, શત્રુંજય સમો ગિરિઃ
વીતરાગ સમો દેવો, ન ભુતો ન ભવિષ્યતિ.

---

સુધા સોદરવાગ્ જ્યોત્સ્ના, નિર્મલી કૃત દિઙ્મૂખઃ
મૃગલક્ષ્મા તમઃ શાંત્યૈ, શાન્તિનાથ જિનો સ્તુવઃ

---

ચિદાનંદૈક રૂપાય, જિનાય પરમાત્મને :
પરમાત્મ પ્રકાશાય, નિત્યં સિદ્ધાત્મને નમ :

---

દર્શનાત્ દુરિતધ્વંસી, વંદનાત્ વાંછિત પ્રદ:
પૂજનાત્ પુરક: શ્રીણાં જિન: સાક્ષાત્ સુરદ્રુમ :

---

દર્શનં દેવ દેવસ્ય, દર્શનં પાપ નાશનં,
દર્શનં સ્વર્ગ સોપાનં, દર્શનં મોક્ષ સાધનં.

---

સરસ શાન્તિ સુધારસ સાગરં, શુચિતરં ગુણરત્ન મહાકરં;
ભવિક પંકજ બોધ દિવાકરં, પ્રતિદિનં પ્રણમામિ જિનેશ્વરં.

---

ચિદાનંદ સ્વરૂપાય, રૂપાતીતાય તાયિને;
પરમ જ્યોતિષે તસ્મૈ, નમ: શ્રી પરમાત્મને.

---

અશોક વૃક્ષ: સુર પુષ્પ વૃષ્ટિ-દ્વિવ્ય ધ્વનિશ્ચામરમાસનં ચ,
ભામંડલં દુંદૂભિરાતપત્રં, સત્પ્રાતિહાર્યાણિ જિનેશ્વરાણામ્.

---

યસ્ય સંકલેશ જનનો રાગો નાસ્ત્યેવ સર્વથા;
ન ચ દ્વેષોપિ સત્વેષુ, શમેન્ધનં દવાનલ.

---

ન ચ મોહોપિ સજ્જજ્ઞાન-ચ્છાદનો શુદ્ધ વૃત્ત કૃત;
ત્રિલોક ખ્યાત: મહિમા મહાદેવ: સ ઉચ્યતે.

---

એવં ભૂતાય શાંતાય, કૃત કૃત્યાય ધીમતે;
મહાદેવાય સતતં, સમ્યગ્ ભકત્ય : નમો નમ:

---

જગત્ત્રયાધાર કૃપાવતાર, દુર્વાર સંસારવિકારવૈદ્ય;
શ્રી વીતરાગ ત્વયિ મુગ્ધ ભાવાત્, વિજ્ઞ પ્રભોવિજ્ઞપયામિ કિંચિત્.

---

## ગુજરાતી સ્તુતિ.

છે પ્રતિમા મનોહારિણી દુઃખહરિ શ્રી વીર જિણંદની,
ભક્તોને છે સર્વદા સુખકરી, જાણે ખીલી ચંદની;
આ પ્રતિમાના ગુણ ભાવ ધરીને, જે માણુસો ગાય છે,
પામી સઘળાં સુખ તે જગતમાં, મુક્તિ ભણી જાય છે.

---

પ્રભુ દર્શન સુખ સંપદા, પ્રભુ દર્શન નવ નિધ,
પ્રભુ દર્શનથી પામીયે, સકળ પદારથ સિદ્ધ. ૧

ભાવે જિનવર પૂજીએ, ભાવે દીજે દાન,
ભાવે ભાવના ભાવીએ, ભાવે કેવળજ્ઞાન. ૨

જીવડા જિનવર પૂજીએ, પૂજાનાં ફળ હોય,
રાજા નમે પ્રજા નમે, આણ ન લોપે કોય. ૩

વાડી ચંપો મોરીઓ, સોવન પાંખડીએ,
પાસ જિનેશ્વર પૂજીએ, પાંચે આંગળીએ. ૪

આભને વહાલી વીજળી, ધરતીને વહાલા મેહ,
રાજુલ વહાલા નેમજી, અમને વહાલો દેહ. ૫

ફુલડાં કેરા બાગમાં, બેઠા શ્રી જિનરાજ,
જેમ તારામાં ચંદ્રમા, તેમ શોભે મહારાજ. ૬

ત્રિભુવન નાયક તું ધણી, મહા મોટો મહારાજ,
મોટે પુન્યે પામીયો; તુમ દરિશન હું આજ. ૭

આજ મનોરથ સવિ ફળ્યા, પ્રકટયા પુન્ય કલોલ,
પાપ કરમ દુરે ટળ્યા, નાઠા દુઃખ દંદોલ. ૮

---

# પ્રભુ પ્રાર્થના.

## ( પૂજા સમયે )

### —દૂધ પ્રક્ષાલન વેળા—

મેરૂ શિખર નવરાવે હો સુરપતિ, મેરૂશિખર નવરાવે;
જન્મકાળ જિનવરકો જાણી, પંચ રૂપ કરી આવે હો સુરપતિ-
—મેરૂ શિખર નવરાવે.

---

### ૧ —જળ પ્રક્ષાલન વેળા—

જ્ઞાન કળશ ભરી આતમા, સમતા રસ ભરપૂર,
શ્રી જિનને નવરાવતાં, કરમ થયાં ચકચૂર.

---

### ૨ —ચંદન પૂજા વેળા—

આત્મ ગુણુ વાસન ભણી, ચંદન પૂજા સાર;
જેમ મઘવા અપછર કરે, તેમ કરીયે નરનાર.

---

### ૩ — પુષ્પ પૂજા વેળા —

પ્રભુ કંઠે ઠવિ ફૂલની માળા, થુલ થકી વ્રત ઉચરીએ,
ચિત્ત ચોખે ચોરી નવી કરીએ, સ્વામી અદત્ત કદિય ન લીજે;
ભેદ અઢાર પરિહરીયેરે-ચિત્ત૦

---

### ૪ —ધુપ પૂજા વેળા.—

અમે ધૂપની પૂજા કરીએ રે, હો મનમાન્યા મોહનજી;
પ્રભુ, ધૂપ ઘટા અનુસરીએરે, હો મનમાન્યા મોહનજી.
પ્રભુ, નહિ કોઇ તમારી તોલેરે, હો મન માન્યા મોહનજી;
પ્રભુ, અન્તે શરણુ તમારૂં રે, હો મનમાન્યા મોહનજી.

---

૫ —દીપ પૂજા વેળા—

પંચમી ગતી વરવા ભણી, પંચમી પૂજા રસાળ,
કેવળ રત્ન ગવેષવા ધરિયે દીપકમાળ.

---

## અક્ષત પૂજા.

૬ —સ્વસ્તિક વેળા.—

દર્શન જ્ઞાન ચારિત્રના, આરાધનથી સાર,
સિદ્ધ શિલાની ઉપરે, હોજો મુજ સ્વિકાર.
અક્ષત પૂજા કરતાં થકાં, સફળ કરૂં અવતાર,
ફળ માગું પ્રભુ આગળે, તાર તાર મુજ તાર.

---

૭ —નૈવેદ્ય પૂજા વેળા—

નિર્વેદી આગળ ઠવો, શુચિ નૈવેદ્ય રસાળ,
વિવિધ જાતિ પકવાન્ન શું, ભરી અષ્ટાપદ થાળ.

---

૮ —ફળ પૂજા વેળા.—

ફળ પૂજા કરતાં થકાં, સફળ કરૂં અવતાર,
ફળ માગું પ્રભુ આગળે, તાર તાર મુજ તાર.
સંસારિક ફળ માગીને, રવડયો સંસાર,
અષ્ટ કર્મ નિવારવા, માગું મોક્ષફળ સાર.
ચીહું ગતિ ભ્રમણ સંસારમાં, જન્મ મરણ જંજાળ,
પંચમગતિ વિણ જીવને, સુખ નહિ ત્રિહું કાળ.

---

— નવઅંગ પૂજા વેળા. —

અંગુઠે-જળભરી સંપુટ પત્રમાં, યુગલિક નર પૂજંત,
ઋષભ ચરણ અંગુઠડે, દાયક ભવજળ અંત. ૧

ઢિંચણે-જાનુબળે કાઉસ્સગ્ગ રહ્યા, વીચર્યા દેશ વિદેશ,
ખડાં ખડાં કેવળ લહ્યું, પૂજો જાનુ નરેશ. ૨

કાંડે—લોકાંતિક વચને કરી, વરસ્યા વરસીદાન,
કર કાંડે પ્રભુ પૂજના, પૂજો ભવિ બહુ માન. ૩

ખભે-માન ગયું દોય અંશથી, દેખી વીર્ય અનંત,
ભુજાબળે ભવજળ તર્યા, પૂજો ખંધ મહંત. ૪

મસ્તકે-સિદ્ધશિલા ગુણ ઉજળી, લોકાંતે ભગવંત,
વસીયા તેણે કારણ ભવિ, શિર શિખા પૂજંત. ૫

લલાટે-તીર્થંકર પદ પુણ્યથી, ત્રિભુવન જન સેવંત,
ત્રિભુવન તિલક સમા પ્રભુ, ભાલ તિલક જયવંત. ૬

કંઠે-સોળ પહોર પ્રભુ દેશના, કંઠે વિવર વરતુલ,
મધુર ધ્વનિ સુરનર સૂણે, તીણે ગળે તિલક અમૂલ. ૭

હૃદયે-હૃદય કમળ ઉપશમ બળે, બાળ્યા રાગ ને રોષ,
હિમ દહે વન ખંડને, હૃદય તિલક સંતોષ. ૮

નાભિ-રત્નત્રયી ગુણ ઉજળી, સકળ સુગુણ વિશ્રામ,
નાભિ કમળની પૂજના, કરતાં અવિચળ ધામ. ૯

---

## અષ્ટ પ્રકારી પૂજાના દુહા.

૧ **જળપૂજા**-જળપૂજા જુગતે કરો, મેલ અનાદિ વિનાશ,
જળપૂજા ફળ મૂજ હજો, માગું એમ પ્રભુ પાસ. ૧

૨ **ચંદનપૂજા**-શીતળ ગુણ જેહમાં રહ્યો, શીતળ પ્રભુ મુખરંગ
આત્મ શીતળ કરવા ભણી, પૂજો અરિહા અંગ. ૨

૩ **પુષ્પપૂજા**-સુરભિ અખંડ કુસુમ ગ્રૃહી, પૂજો ગત સંતાપ,
સુમ જંતુ ભવ્યજ પરે, કરીયે સમકિત છાપ. ૩

૪ **ધૂપપૂજા**-ધ્યાન ઘટા પ્રકટાવીયે, વામ નયન જિન ધૂપ,
મિચ્છત દુર્ગંધ દૂરે ટળે, પ્રકટે આત્મ સ્વરૂપ. ૪

૫ **દીપપૂજા**-દ્રવ્ય દીપક સુવિવેકથી, કરતાં દુઃખ હોય ફોક,
ભાવ પ્રદીપ પ્રકટ હુવે, ભાસિત લોકાલોક. ૫

૬ **અક્ષતપૂજા**-શુદ્ધ અખંડ અક્ષત ગ્રહી, નંદાવર્ત વિશાળ,
પૂરી પ્રભુ સન્મુખ રહો, ટાળી સકળ જંજાળ. ૬

૭ **નૈવેદ્યપૂજા**-અણાહારી પદ મેં કર્યા, વિગ્ગહ ગઇય અનંત,
દૂર કરી તે દીજીયે, અણાહારી શિવ સંત. ૭

૮ **ફળપૂજા**-ઇન્દ્રાદિક પૂજા ભણી, ફળ લાવે ધરી રાગ;
પુરષોત્તમ પૂજી કરી, માગે શિવ ફળ ત્યાગ. ૮

———

## આરતી.

જય જય આરતી આદિ જિણંદા,
નાભિરાયા મારૂદેવીકો નંદા,
પહેલી આરતી પૂજા કીજે,
નરભવ પામીને લાહો લીજે. જય૦ ૧
દુસરી આરતી દીનદયાળા,
ધુળેવા નગરમાં જગ અજવાળ્યાં. જય૦ ૨
તીસરી આરતી ત્રિભુવન દેવા,
સુરનર ઇન્દ્ર કરે તોરી સેવા. જય૦ ૩
ચોથી આરતી ચૌગતી ચૂરે,
મન વાંછિત ફળ શિવસુખ પૂરે. જય૦ ૪
પંચમી આરતી પુન્ય ઉપાયા,
મુળચંદે ઋષભ ગુણ ગાયા. જય૦ ૫

---

## મંગળ દીપક.

દીવોરે દીવો મંગળિક દીવો,
આરતી ઉતારીને બહુ ચીરંજીવો. દીવો૦ ૧
સોહમને ઘેર પર્વ દીવાળી,
અંબર ખેલે અમરા બાળી. દીવો૦ ૨
દીપાળ ભણે એણે કુળ અજુઆળી,
ભાવે ભગતે વિઘન નિવારી. દીવો૦ ૩
દીપાળ ભણે એણે કળિકાળે,
આરતી ઉતારી રાજા કુમારપાળે. દીવો૦ ૪
અમ ઘેર મંગળિક તુમ ઘેર મંગળિક,
મંગળિક ચતુર્વિધ સંઘને હોજો. દીવો૦ ૫

---

## ૧ લા શ્રી ઋષભદેવ પ્રભુનું ચૈત્યવંદન.

(૧)

આદિદેવ અલવેસરૂ, વિનીતાનો રાય,
નાભિરાયા કુલ મંડણો, મરૂદેવા માય. ૧
પાંચશે ધનુષ્યની દેહડી, પ્રભુજી પરમ દયાળ,
ચોરાશી લાખ પૂર્વનું, જસ આયુ વિશાળ. ૨
વૃષભ લંછન જિન વૃષધરૂએ, ઉત્તમ ગુણ મણિ ખાણ,
તસ પદ **પદ્મ** સેવન થકી, લહીએ અવિચળ ઠાણ. ૩

(૨)

સર્વાર્થ સિધ્ધે થકી, ચવિયા આદિ જિણંદ,
પ્રથમ રાય વિનીતા વસે, માનવ ગણ સુખકંદ. ૧
યોનિ નકુલ જિણંદને, [1]હાયન એક હજાર;
મૌનાતીતે કેવળી; વડ હેઠે નિરધાર. ૨
ઉત્તરાષાઢા જન્મ છે, ધનરાશિ અરિહંત,
દશ સહસ્સ પરિવાર શું, **વીર** કહે શિવકંત. ૩

## ૨ જા શ્રી અજિતનાથ પ્રભુનું ચૈત્યવંદન.

(૧)

અજિતનાથ પ્રભુ અવતર્યો, વિનીતાનો સ્વામી,
જિતશત્રુ વિજયા તણો, નંદન શિવગામી. ૧
બહોંતેર લાખ પૂરવ તણું, પાળ્યું જેણે આય,
ગજ લંછન લંછન નહિ, પ્રણમે સુરરાય. ૨
સાડા ચારસેં ધનુષ્યની એ જિનવર ઉત્તમ દેહ,
પાદ પદ્મ તસ પ્રણમીએ, જિમ લહીએ શિવગેહ. ૩

---

૧ વરસ

(૨)

આવ્યા વિજય વિમાનથી, નયરી અયોધ્યા ઠામ;
માનવગણ રિખ રોહિણી, મુનિજનના વિશ્રામ. ૧
અજિતનાથ વૃષ રાશિએ, જન્મ્યા જગદાધાર;
યોનિ ભુજંગમ ભય હરૂ, મૌને વર્ષ તે બાર. ૨
સપ્ત પરણ તરૂ હેઠળે એ, જ્ઞાન મહોત્સવ સાર;
એક સહસશું શિવ વર્યા, વીર ધરે બહુ પ્યાર, ૩

## ૩ જા શ્રી સંભવનાથ પ્રભુનું ચૈત્યવંદન.

(૧)

સાવત્થી નયરી ધણી, શ્રી સંભવનાથ;
જિતારી નૃપ નંદનો, ચલવે શિવ સાથ. ૧
સેના નંદન ચંદને, પૂજો નવ અંગે;
ચારસેં ધનુષનું દેહ માન, પ્રણમો મનરંગે. ૨
સાઠ લાખ પૂરવ તણું એ, જિનવર ઉત્તમ આય;
તુરગ લંછન પદ **પદ્મને**, નમતાં શિવ સુખ થાય, ૩

(૨)

સત્તમ ગેવિજ્જ ચ્યવન છે, જન્મ્યા મૃગશિર માંહી;
દેવ ગણે સંભવ જિના, નમીયે નિત્ય ઉત્સાહી. ૧
સાવત્થી પૂરી રાજિયો, મિથુન રાશિ સુખકાર;
પન્નગ યોનિ પામીયા, યોનિ નિરવાણ હાર. ૨
ચૌદ વરસ છદ્મસ્થમાં એ, નાણ શાલ તરૂ સાર;
સહસ વ્રતી શું શિવ વર્યા, વીર જગત આધાર. ૩

## ૪ થા શ્રી અભિનંદન પ્રભુનું ચૈત્યવંદન.

(૧)

નંદન સંવર રાયનો, ચોથા અભિનંદન;
કપિ લંછન વંદન કરો, ભવ દુઃખ નિકંદન. ૧
સિદ્ધારથા જસ માવડી, સિદ્ધારથ જસ તાય;
સાડા ત્રણસેં ધનુષ માન, સુંદર જસ કાય. ૨
વિનીતા વાસી વંદીએ એ, આયુ લખ પચાસ;
પૂરવ તસ પદ **પદ્મને**, નમતાં શિવપુર વાસ. ૩

(૨)

જયંત વિમાન થકી ચવ્યા, અભિનંદન રાયા;
વૈશાખ શુદિ ચોથ, માઘ શુદિ બીજે જાયા. ૧
મહા શુદિ બારસે ગ્રહીય દિક્ષા, પોશ શુદિ ચાદશ
કેવળ શુદિ વૈશાખની આઠમે શિવસુખ રસ. ૨
ચોથા જિનવરને નમીએ, ચઉગતિ ભ્રમણ નિવાર;
**જ્ઞાનવિમળ** ગણપતિ કહે, જિન ગુણનો નહિ પાર. ૩

## ૫ મા શ્રી સુમતિનાથ પ્રભુનું ચૈત્યવંદન.

(૧

સુમતિનાથ સુહંકરૂ, કોસલ્લા જસ નયરી;
મેઘરાય મંગલા તણો, નંદન જિત વયરી. ૧
ક્રૌંચ લંછન જિન રાજિયો, ત્રણસેં ધનુષની દેહ;
ચાળીસ લાખ પૂરવ તણું, આયુ અતિ ગુણ ગેહ. ૨
સુમતિ ગુણે કરી જે ભર્યા એ, તર્યા સંસાર અગાધ;
તસ પદ **પદ્મ** સેવા થકી, લહો સુખ અવ્યાબાધ. ૩

(૨)

સુમતિ જયંત વિમાનથી, રહ્યા અયોધ્યા ઠામ;
રાક્ષસ ગણુ પંચમ પ્રભુ. સિંહ રાશી ગુણુ ધામ. ૧
મઘા નક્ષત્રે જનમિયા, મુષક યોનિ જગદીશ;
મોહરાય સંગ્રામમાં, વરસ ગયાં છવીશ. ૨
જીત્યો પ્રિયંગુ તરૂ તળે એ, સહસ મુનિ પરિવાર;
અવિનાશી પદવી વર્યા, **વીર** નમે સો વાર. ૩

## ૬ ઠ્ઠા શ્રી પદ્મ પ્રભુનું ચૈત્યવંદન.

(૧)

કોસંબીપુરી રાજિયો, ઘર નરપતી તાય;
પદ્મપ્રભ પ્રભુતામયી, સુસીમા જસ માય. ૧
ત્રીસ લાખ પૂરવ તણું, જિન આયુ પાળી;
ધનુષ અઢીસેં દેહડી, સવિ કર્મને ટાળી. ૨
પદ્મ લંછન પરમેશ્વરૂ એ, જિનપદ પદ્મની સેવ;
**પદ્મવિજય** કહે કીજિએ, ભવિજન સહુ નિતમેવ. ૩

(૨)

ગ્રૈવેયક નવમા થકી, કોસંબી ઘરવાસ;
રાક્ષસ ગણુ નક્ષતરૂ, ચિત્રા કન્યા રાશી. ૧
વૃક યોનિ પદ્મ પ્રભુ, છદ્મસ્થા ષટ્માસ;
તરૂ છત્રોધે કેવળી, લોકાલોક પ્રકાશ. ૨
ત્રિણુ અધિક શત આઠશ્યું એ, પામ્યા અવિચળ ધામ;
**વીર** કહે પ્રભુ માહરે, ગુણુ શ્રેણી વિશ્રામ. ૩

## ૭ મા શ્રી સુપાર્શ્વનાથ પ્રભુનું ચૈત્યવંદન.

(૧)

શ્રી સુપાસ જિણંદ પાસ, ટાળ્યો ભવ ફેરો;
પૃથિવી માત ઉરે જયો, તે નાથ હમેરો. ૧
પ્રતિષ્ઠિત સુત સુંદરૂ, વાણારસી રાય;
વીશ લાખ પૂરવ તણું, પ્રભુજીનું આય. ૨
ધનુષ બસેં જિન દેહડી, સ્વસ્તિક લંછન સાર;
પદ પદ્મે જસ રાજતો, તાર તાર ભવ તાર. ૩

(૨)

ગ્રેવિજ છઠ્ઠેથી ચવ્યા, વાણારશી પુરી વાસ;
તુલા વૈશાખા જનમિયા, તપ તપિયા નવ માસ. ૧
ગણ રાક્ષસ વૃક યોનિ એ, શોભે સ્વામી સુપાસ;
સરિસ તરૂ તળે કેવળી, જ્ઞેય અનંત વિલાસ. ૨
મહાનંદ પદવી લહી એ, પામ્યા ભવનો પાર;
શ્રી શુભ વીર કહે પ્રભુ, પંચ સયાં પરિવાર. ૩

## ૮ મા શ્રી ચંદ્રપ્રભુનું ચૈત્યવંદન.

(૧)

લક્ષ્મણા માતા જનમીઓ, મહસેન જસ તાય;
[1]ઉડુપતિ લંછન દીપતો, ચંદ્રપુરીનો રાય. ૧
દશ લાખ પૂરવ આઉખું, દોઢસો ધનુષની દેહ;
સુર નરપતિ સેવા કરે, ધરતા અતિ સસનેહ. ૨
ચંદ્રપ્રભ જિન આઠમા, ઉત્તમ પદ દાતાર;
પદ્મવિજય કહે પ્રણમીએ, મુજ પ્રભુ પાર ઉતાર. ૩

---

૧ ચંદ્ર.

(૨)

ચંદ્રપ્રભ જિન આઠમા, ચંદ્રપ્રભ સમ દેહ;
અવતરિયા વિજયંતથી, વદિ પંચમી ચૈત્રેહ. ૧
પોસ વદિ બારશે જનમિયા, તસ તેરશે સાધ;
ફાગુણ વદિની સાતમે, કેવળ નિરાબાધ. ૨
ભાદ્રવ સત્તમિ શિવ લહ્યા એ, પૂરી પૂરણ ધ્યાન;
અઠ્ઠ મહા સિદ્ધિ સંપજે, નય કહે જિન અભિધાન. ૩

## ૯ મા શ્રી સુવિધિનાથ પ્રભુનું ચૈત્યવંદન.

(૧)

સુવિધિનાથ નવમા નમું, સુગ્રીવ જસ તાત;
મગર લંછન ચરણે નમું, રામા રૂડી માત. ૧
આયુષ લાખ પૂરવ તણું, શત ધનુષની કાય;
કાકંદી નયરી ધણી, પ્રણમું પ્રભુ પાય. ૨
ઉત્તમ વિધિ જેહથી લહ્યો, તેણે સુવિધિ જિન નામ;
નમતાં તસ પદ **પદ્મને**, લહીયે શાશ્વત નામ. ૩

(૨)

ગોરા સુવિધિ જિણંદ નામ, બીજું પુષ્પદંત;
ફાગણ વદિ બીજે ચવ્યા, મહેલ્લી સુર અનંત. ૧
માગશર વદિ પંચમી જણ્યા, તસ છઠ્ઠે દિક્ષા;
કાર્તિક શુદિ ત્રીજે કેવળી, દિએ બહુ પરે શિક્ષા. ૨
શુદિ નવમી ભાદ્રવ તણી એ, અજર અમર પદ સોય;
ધીર વિમળ સેવક કહે, એ નમતાં સુખ જોય. ૩

## ૧૦ મા શ્રી શીતળનાથ પ્રભુનું ચૈત્યવંદન.

(૧)

નંદા દૃઢરથ નંદનો, શીતળ શીતળનાથ;
રાજા ભદ્દીલપુર તણો, ચલવે શિવ સાથ. ૧
લાખ પૂરવનું આઉખું, નેવું ધનુષ પ્રમાણ;
કાયા માયા ટાળીને, લહ્યા પંચમ નાણ. ૨
શ્રીવત્સ લંછન સુંદરૂ, પદ પદ્મે રહે જાસ;
તે જિનની સેવા થકી, લહીયે લીલ વિલાસ. ૩

(૨)

દશમા સ્વર્ગ થકી ચવ્યા, દશમા શીતળનાથ;
ભદ્દિલપુર ધન રાશીયે, માનવ ગણ શિવ સાથ. ૧
વાનર યોનિ જિણંદની, પુર્વાષાઢા જીત;
તિગ વરસાંતરે કેવળી, પ્રિયંગુ વિખ્યાત. ૨
સંયમધર સહસે વર્યા એ, નિરૂપમ પદ નિર્વાણ;
**વીર** કહે પ્રભુ ધ્યાનથી, ભવ ભવ કોડી કલ્યાણ. ૩

## ૧૧ મા શ્રી શ્રેયાંસનાથ પ્રભુનું ચૈત્યવંદન.

(૧)

શ્રી શ્રેયાંસ અગ્યારમા, વિષ્ણુ નૃપ તાય;
વિષ્ણુ માતા જેહની, એંસી ધનુષની કાય. ૧
વરસ ચોરાશી લાખનું, પાળ્યું જેણે આય;
[1]ખડ્ગી લંછન [2]પદકજે, સિંહપુરીનો રાય. ૨
રાજ્ય તજી દીક્ષા વરી એ, જિનવર ઉત્તમ જ્ઞાન;
પામ્યા તસ પદ પદ્મને, નમતાં અવિચલ થાન. ૩

---

૧ ગેંડો. ૨ ચરણકમળે.

(૨)

અચ્યુતથી પ્રભુ ઉતર્યા, સિંહપુરે શ્રેયાંસ;
યોનિ વાનર દેવ ગણુ, દેવ કરે પરશંસ. ૧
શ્રાવણે સ્વામી જનમિયા, મકર રાશી દુગવાસ;
છદ્મસ્થા તિંદુકતલે, કેવળ મહિમા જાસ. ૨
વાચંયમ સહસે સહિયે, ભવ સંતતિનો છેહ;
શ્રી શુભ **વીરને** સાંઇશ્યુ, અવિચળ ધર્મ સ્નેહ. ૩

## ૧૨ મા શ્રી વાસુપૂજ્ય પ્રભુનું ચૈત્યવંદન.

(૧)

વાસવ વંદિત વાસુપૂજ્ય, ચંપાપુરી ઠામ;
વસુપૂજ્ય કુળ ચંદ્રમા, માતા જયા નામ. ૧
મહિષ લંછન જિન બારમા, સિત્તેર ધનુષ પ્રમાણ
કાયા, આયુ વરસ વળી, બહોંતેર લાખ વખાણ. ૨
સંઘ ચતુર્વિધ થાપીને, જિન ઉત્તમ મહારાય;
તસ મુખ પદ્મ વચન સુણી, પરમાનંદી થાય. ૩

(૨)

પ્રાણુતથી ઇહાં આવિયા, જેઠ શુદિ નવમી;
જન્મ્યા ફાગણુ ચૌદશે, અમાવાસે સંયમી. ૧
મહા શુદિ બીજે કેવળી, ચૌદશ આષાઢી;
શુદિ શિવ પામ્યા, કર્મ કષ્ટ સવિ દૂરે કાઢી. ૨
વાસુપૂજ્ય જિન બારમા એ, [૧]વિદ્રુમ રંગે કાય;
શ્રી **નયવિમળ** કહે ઈશ્યું, જિન નમતાં સુખ થાય. ૩

---

૧ પરવાળા જેવો રંગ.

## ૧૩ મા શ્રી વિમળનાથ પ્રભુનું ચૈત્યવંદન.

(૧)

કંપિલપુર વિમળ પ્રભુ, શ્યામ માતા મલ્હાર;
કૃતવર્મા નૃપ કુલ નભે, ઉગમીયો દિનકાર. ૧
લંછન રાજે વરાહનું, સાઠ ધનુષની કાય;
સાઠ લાખ વરસા તણું, આયુ સુખદાય. ૨
વિમળ વિમળ પોતે થયા એ, સેવક વિમળ કરેહ;
તુજ પદ **પદ્મ** વિમળ પ્રતિ, સેવું ધરી સસનેહ. ૩

(૨)

અષ્ટમ સ્વર્ગ થકી ચવી, કપીલપુરમાં વાસ;
ઉત્તરા ભાદ્રપદે જનમ, માનવ ગણ મીન રાશી. ૧
યોનિ છાગ સુહંકરૂ, વિમળનાથ ભગવંત;
દોય વરસ તપ નિર્જરી, જંબુ તળે અરિહંત. ૨
ષટ સહસ મુનિ સાથ શ્યું એ, વિમળ પદ પાય;
શ્રી શુભ **વીરને** સાંઇશ્યું, મળવાનું મન થાય. ૩

## ૧૪ મા શ્રી અનંતનાથ પ્રભુનું ચૈત્યવંદન.

(૧)

અનંત અનંત ગુણ આગરૂ, અયોધ્યા વાસી;
સિંહસેન નૃપ નંદનો, થયો પાપ નિકાસી. ૧
સુજસા માતા જનમીઓ, ત્રીસ લાખ ઉદાર;
વરસ આઉખું પાળીયું, જિનવર જય જયકાર. ૨
લંછન સિંચાણા તણું એ, કાયા ધનુષ પચાસ;
જિન પદ પદ્મ નમ્યા થકી, લહીએ સહજ વિલાસ. ૩

(૨)

દેવલોક દશ થકી, ગયા અયોધ્યા ઠામ;
હસ્તિ યોનિ અનંતને, દેવગણે અભિરામ. ૧
રેવતિએ જન્મ્યા પ્રભુ, મિન રાશી સુખકાર;
ત્રણ વરસ છદ્મસ્થમાં, નહિ પ્રશ્નાદિ ઉચ્ચાર. ૨
પીપલ વૃક્ષે પામીયા એ, કેવળ લક્ષ્મી નિધાન;
સાત સહસશું શિવ વર્યા, **વીર** કહે બહુ માન. ૩

## ૧૫ મા શ્રી ધર્મનાથ પ્રભુનું ચૈત્યવંદન.

(૧)

ભાનુ નંદન ધર્મનાથ, સુવ્રતા ભલી માત;
વજ્ર લંછન વજ્ર નમે, ત્રણ ભુવન વિખ્યાત. ૧
દશ લાખ વરસનું આઉખું, વપુ ધનુ પીસ્તાલીશ;
રત્નપુરીનો રાજિયો, જગમાં જસ જગીશ. ૨
ધર્મ મારગ જિનવર કહીયે, ઉત્તમ જન આધાર;
તેણે તુજ પાદ **પદ્મ** તણી, સેવા કરૂં નિરધાર. ૩

(૨)

વિજય વિમાન થકી ચવ્યા, રત્નપુરે અવતાર;
ધર્મનાથ ગણ દેવતા, કર્કરાશી મનોહાર. ૧
જન્મ્યા પુષ્પ નક્ષત્રે, યોનિ છાગ વિચાર;
દોય વરસ છદ્મસ્થમાં, વિચર્યા ધર્મ દયાળ. ૨
દધિપર્ણઘો કેવળી; **વીર** વર્યા બહુ રિદ્ધ;
કર્મ ખપાવીને હુવા, અડસય સાથે સિદ્ધ. ૩

## ૧૬ મા શ્રી શાન્તિનાથ પ્રભુનું ચૈત્યવંદન.

(૧)

શાન્તિ જિનેશ્વર સોળમા, અચિરા સુત વંદો;
વિશ્વસેન કુળ નભમણિ, ભવિજન સુખ કંદો. ૧
મૃગ લંછન જિન આઉખું, લાખ વરસ પ્રમાણ;
હત્થિણા ઉર નયરી ધણી, પ્રભુજી ગુણ મણિ ખાણ. ૨
ચાળીસ ધનુષની દેહડી એ, સમ ચોરસ સંઠાણ;
વદન પદ્મ જ્યું ચંદલો, દીઠે પરમ કલ્યાણ. ૩

(૨)

સર્વારથ સિધ્ધે થકી, ચવીયા શાન્તિ જિનેશ;
હસ્તિનાપુર અવતર્યા, યોનિ હસ્તિ વિશેષ. ૧
માનવ ગણ ગુણવંતને, મેષ રાશી સુવિલાસ;
ભરણીએ જન્મ્યા પ્રભુ, છદ્મસ્થા ઈગવાસ. ૨
કેવળ નંદી તરૂ તળે એ, પામ્યા અંતર જાણ;
વીર કરમનો ક્ષય કરી, નવ શત શું નિરવાણ. ૩

## ૧૭ મા શ્રી કુંથુનાથ પ્રભુનું ચૈત્યવંદન.

(૧)

કુંથુનાથ કામિત દીયે, ગજપુરનો રાય;
સિરિ માતા ઉર અવતર્યો, શૂર નરપતિ તાય. ૧
કાયા પાંત્રીશ ધનુષની, લંછન જસ છાગ;
કેવળ જ્ઞાનાદિક ગુણા, પ્રણમો ધરી રાગ. ૨
સહસ પંચાણુ વરસનું, પાળી ઉત્તમ આય;
પદ્મવિજય કહે પ્રણમીએ, ભાવે શ્રી જિનરાય. ૩

(૨)

શ્રાવણ વદિ નવમી દિને, સર્વાર્થથી ચવિયા;
વદિ ચૌદશ વૈશાખની, જિન કુંથુ જણીયા. ૧
વદિ પાંચમ વૈશાખ માસ, લિયે સંજમ પાર;
શુદિ ત્રીજ ચૈત્રહ તણી, લહે કેવી સાર. ૨
પડવા દિન વૈશાખની, પામ્યા અવિચળ ઠામ;
છઠ્ઠા ચક્રી જયકરૂ, **જ્ઞાનવિમળ** સુખ ખાણ. ૩

## ૧૮ મા શ્રી અરનાથ પ્રભુનું ચૈત્યવંદન.

(૧)

નાગપુરે અર જિનવરૂ, સુદર્શન નૃપ નંદ;
દેવી માતા જનમીયો, ભવિ જન સુખ કંદ. ૧
લંછન નંદાવર્ત્તનું, કાયા ધનુષ ત્રીશ;
સહસ ચોરાશી વરસનું, આયુ જસ જગીશ. ૨
અરૂજ અજર અજ જિનવરૂ, પામ્યા ઉત્તમ ઠાણ
તસ પદ **પદ્મ** આલંબતાં, લહિયે પદ નિરવાણ. ૩

(૨)

સર્વાર્થથી આવીયા, ફાગણ વદિ બીજે;
માગશર શુદિ દશમે જણ્યા, અરદેવ નમીજે. ૧
માગશર શુદિ એકાદશી, સયણ આદરિયો;
કાર્તિક ઉજ્વળ બારશે, કેવળ ગુણ વરિયો. ૨
શુદિ તેરશ માગશાર તણી, શિવપદ લહે જિનનાથ;
સત્તમ ચક્રીને નમું, **નય** કહે જોડી હાથ. ૩

## ૧૯ મા શ્રી મલ્લિનાથ પ્રભુનું ચૈત્યવંદન.

(૧)

મલ્લિનાથ ઓગણીસમા, જસ મિથિલા નયરી;
પ્રભાવતિ જસ માવડી, ટાળે કર્મ વયરી. ૧
તાત શ્રી કુંભ નરેસરૂ, ધનુષ પચવીશની કાય;
લંછન કળશ મંગળ કરૂ, નિર્મમ નિરમાય. ૨
વરસ પંચાવન સહસનું એ, જિનવર ઉત્તમ આય;
પદ્મવિજય કહે તેહને, નમતાં શિવ સુખ થાય. ૩

(૨)

મલ્લિ જયંત વિમાનથી, મિથિલા નયરી સાર;
અશ્વની યોનિ જયંકરૂ, અશ્વનિ એ અવતાર. ૧
સુરગણુ રાશી મેષ છે, વંદિત સ્વર્ગી લોક;
છદ્મસ્થા અહોરાતની, કેવળ વૃક્ષ અશોક. ૨
સમવસરણુ બેસી કરીએ, તીર્થ પ્રવર્ત્તન હાર;
વીર અચળ સુખને વર્યા, પંચસયાં પરિવાર. ૩

## ૨૦ મા શ્રી મુનિસુવ્રત પ્રભુનું ચૈત્યવંદન.

(૧)

મુનિસુવ્રત જિન વીશમા, કચ્છપનું લંછન;
પદ્મા માતા જેહની, સુમિત્ર નૃપ નંદન. ૧
રાજગૃહી નયરી ધણી, વીશ ધનુષ શરીર;
કર્મ નિકાચિત રેણુ વજા, ઉદ્દામ સમીર. ૨
ત્રીશ હજાર વરસ તણું, પાળી આયુ ઉદાર;
પદ્મવિજય કહે શિવ લહ્યા, શાશ્વત સુખ નિરધાર. ૩

(૨)

સુવ્રત અપરાજિતથી, રાજગૃહી રહેઠાણ;
વાનર યોનિ રાજતિ, સુંદર ગણ ગીર્વાણ. ૧
શ્રવણ નક્ષત્રે જનમિયા, સુરવર જય જયકાર;
મકર રાશિ છદ્મસ્થમાં, મૌન માસ અગિયાર. ૨
ચંપક હેઠે ચાંપીયા એ, જે ઘનઘાતી ચાર;
**વીર** વડો જગમાં પ્રભુ, શિવપદ એક હજાર. ૩

## ૨૧ મા શ્રી નમીનાથ પ્રભુનું ચૈત્યવંદન.

(૧)

મિથિલા નયરી રાજિયો, વિપ્રાસુત સાચો;
વિજયરાય સુત છોડીને, અવરાં મત રાચો. ૧
નીલ કમળ લંછન ભલું, પંદર ધનુષની દેહ;
નમિ જિનવરનું સોહતું, ગુણ ગણ મણિ ગેહ. ૨
દશ હજાર વરસ તણું એ, પાળ્યું પ્રગટ આય;
**પદ્મવિજય** કહે પુણ્યથી, નમિયે તે જિનરાય. ૩

(૨)

આસો શુદિ આઠમ દિને, પ્રાણુતથી આયા,
શ્રાવણ વદિ આઠમ દિને, નમિ જિનવર જાયા. ૧
વદિ નવમી આષાઢની, થયા તિહાં અણગાર;
માગશર શુદિ અગ્યારશે, વર કેવળ ધાર. ૨
વદિ નવમી વૈશાખની એ, અક્ષય અનંતા સુખ;
**નય** કહે શ્રી જિન નામથી, નાસે દોહગ દુઃખ. ૩

## ૨૨ મા શ્રી નેમનાથ પ્રભુનું ચૈત્યવંદન.

(૧)

નેમિનાથ બાવીશમા, શિવાદેવી માય;
સમુદ્રવિજય પૃથ્વીપતિ, જે પ્રભુના તાય. ૧
દશ ધનુષની દેહડી, આયુ વરસ હજાર;
શંખ લંછન ધર સ્વામીજી, તજી રાજુલ નાર. ૨
સૌરીપુરી નયરી ભલી એ, બ્રહ્મચારી ભગવાન;
જિન ઉત્તમ પદ પદ્મને, નમતાં અવિચળ થાન. ૩

(૨)

નેમિનાથ બાવીશમા, અપરાજિતથી આય;
સૌરીપુરમાં અવતર્યા, કન્યા રાશી સુહાય. ૧
યોનિ વાઘ વિવકીને, રાક્ષસ ગણ અદ્ભૂત;
[1]રિખ ચિત્રા ચોપન દિન, મૌનવતા મનપૂત. ૨
વેતસ હેઠે કેવળી એ, પંચ સમા છત્રીસ;
વાસંયમ શું શિવ વર્યા, વીર નમે નિશ દીશ. ૩

## ૨૩ મા શ્રી પાર્શ્વનાથ પ્રભુનું ચૈત્યવંદન.

(૧)

આશ પૂરે પ્રભુ પાસજી, ત્રોડે ભવ પાસ;
વામા માતા જનમીયા, અહિ લંછન જાસ. ૧
અશ્વસેન સુત સુખ કરૂ, નવ હાથની કાય;
કાશી દેશ વણારશી, પુન્યે પ્રભુ આય. ૨
એકસો વરસનું આઉખું, પાળી પાસ કુમાર;
પદ્મ કહે મુકતે ગયા, નમતાં સુખ નિરધાર. ૩

૧ નક્ષત્ર.

(૨)

નયરી વણારસીયે થયા, પ્રાણતથી પરમેશ;
યોનિ વ્યાઘ્ર સુહંકરી, રાક્ષસ ગુણ સવિશેષ. ૧
જન્મ વિશાખાયે થયો, પાર્શ્વ પ્રભુ મહારાય;
તુલા રાશી છદ્મસ્થમાં, ચોરાશી દિન જાય. ૨
ધવતરૂ પાસે પામીયા, ખાયિક દુગ ઉપયોગ;
મુનિ તેત્રીશે શિવ વર્યા, **વીર** અખય સુખ ભોગ. ૩

## ૨૪ મા શ્રી મહાવીર પ્રભુનું ચૈત્યવંદન.

(૧)

સિદ્ધારથ સુત વંદિયે, ત્રિશલાનો જાયો;
ક્ષત્રિય કુંડમાં અવતર્યો, સુર નરપતિ ગાયો. ૧
મૃગપતિ લંછન પાઉલે, સાત હાથની કાયા;
બહોંતેર વર્ષનું આઉખું, વીર જિનેશ્વર રાયા. ૨
ક્ષમાવિજય જિનરાયના, ઉત્તમ ગુણ અવદાત;
સાત બોલથી વર્ણવ્યા, **પદ્મવિજય** વિખ્યાત. ૩

(૨)

શ્રી સિદ્ધાર્થ નૃપ કુળ તિલો, ત્રિશલા જસ માત
હરિ લંછન તનુ સાત હાથ, મહિમા વિખ્યાત. ૧
ત્રીશ વરસ ગૃહવાસ છંડી, લીએ સંયમ ભાર,
બાર વરસ છદ્મસ્થ માન, લહી કેવળ સાર. ૨
ત્રીસ વરસ એમ સવિ મળીએ, બહોંતેર આયુ પ્રમાણ,
દીવાળી દિન શિવ ગયા, કહે **નય** તે ગુણ ખાણ. ૩

# સામાન્ય ચૈત્યવંદન.

(૧)

તુજ મૂરતીને નિરખવા મુજ નયણાં તરસે;
તુજ ગુણ ગણને બોલવા, રસના મુજ હરખે. ૧
કાયા અતિ આનંદ મુજ, તુજ યુગપદ ફરસે;
તો સેવક તાર્યા વિના, કહો કિમ હવે સરશે. ૨
એમ જાણીને સાહિબા, નેક નજર મોહે જોય;
**જ્ઞાન વિમળ** પ્રભુ સુનજરથી, તે શું જે નવિ હોય. ૩

(૨)

જય જય શ્રી જિનરાજ આજ, મળીઓ મુજ સ્વામી;
અવિનાશી અકલંક રૂપ, જગ અંતરજામી. ૧
રૂપારૂપી ધર્મ દેવ, આતમ આરામી;
ચિદાનંદ ચેતન અચિંત્ય, શિવ લીલા પામી. ૨
સિદ્ધ બુદ્ધ તુમ વંદતાં, સકળ સિદ્ધ વર બુદ્ધ;
રામ પ્રભુ ધ્યાને કરી, પ્રગટે આતમ રૂદ્ધ. ૩
કાળ બહુ સ્થાવર ગ્રહ્યો, ભમીયો ભવ માંહી;
વિકલેન્દ્રિય એળે ગયો, સ્થિરતા નહીં કયાંહી. ૪
તિર્યંચ પંચેદ્રિય માંહી દેવ કર્મે હું આવ્યો;
કરી કુકર્મ નરકે ગયો, તુમ દરિસણ નવિ પાયો. ૪
એમ અનંત કાળે કરી એ, પામ્યો નર અવતાર;
હવે જગ તારક તું મળ્યો, ભવજળ પાર ઉતાર. ૬

## શ્રી પરમાત્માનું ચૈત્યવંદન.

(૧)

પરમેશ્વર પરમાત્મા, પાવન પરમિટ્ઠ;
જયગુરૂ જગદેવાધિ દેવ, નયણે મેં દિટ્ઠ. ૧
અચળ અકળ અવિકાર સાર, કરૂણા રસ સિંધુ,
જગતિ જન આધાર એક, નિષ્કારણ બન્ધુ. ૨
ગુણ અનંત પ્રભુ તાહરા, કિમહી કહ્યા ન જાય;
રામ પ્રભુ જિન ધ્યાનથી, ચિદાનંદ સુખ થાય. ૩

## શ્રી સીમંધર પ્રભુનું ચૈત્યવંદન.

(૧)

શ્રી સીમંધર વીતરાગ, ત્રિભુવન તુમે ઉપકારી;
શ્રી શ્રેયાંસ પિતા કુળે, બહુ શોભા તુમારી. ૧
ધન્ય ધન્ય માતા સત્યકી, જેણે જાયો જયકારી;
વૃષભ લંછન વીરાજમાન, વંદે નરનારી. ૨
ધનુષ પાંચસે દેહડીએ, સોહીયે સોવન વાન;
કીર્તિવિજય ઉવઝાયનો. વીનય ધરે તુમ ધ્યાન. ૩

(૨)

શ્રી સીમંધર જગ ધણી, આ ભરતે આવો,
કરૂણાવંત કરૂણા કરી, અમને વંદાવો. ૧
સકળ ભકત તુમે ધણી, જો હોવે અમ નાથ;
ભવોભવ હું છું તાહરો, નહિ મેલું હવે સાથ. ૨
સયલ સંગ છંડી કરી, ચારિત્ર લેઇશું;
પાય તુમારા સેવીને, શિવ રમણી વરીશું. ૩
એ અલજો મુજને ઘણો, પુરો સીમંધર દેવ;
ઇહાં થકી હું વિનવું, અવધારો મુજ સેવ. ૪

(૩)

શ્રી સીમંધર પરમાતમા, શિવ સુખના દાતા;
પુકખલવઇ વિજયે જયો, સર્વ જીવના ત્રાતા. ૧
પૂર્વ વિદેહ પુંડરિકગિણી, નયરીએ સોહે;
શ્રી શ્રેયાંસ રાજા તિહાં, ભવિયણના મન મોહે. ૨
ચૌદ સુપન નિર્મળ લહી, સત્યકી રાણી માત;
કુંથુ અર જિન અંતરે, સીમંધર જિન જાત. ૩
અનુક્રમે પ્રભુ જનમિયા, વળી યૌવન પાવે,
માતપિતા હરખે કરી, રૂક્મિણી પરણાવે. ૪
ભોગવી સુખ સંસારના, સંયમ મન લાવે;
મુનિસુવ્રત નમિ અંતરે, દીક્ષા પ્રભુ પાવે. ૫
ઘાતિ કર્મનો ક્ષય કરી, પામ્યા કેવળ નાણ;
વૃષભ લંછને શોભતા, સર્વ ભાવના જાણ. ૬
ચોરાશી જસ ગણધરા, મુનિવર એકસો ક્રોડ;
ત્રણ ભુવનમાં જોવતાં, નહિ કોઇ એહની જોડ. ૭
દશ લાખ કહ્યા કેવળી, પ્રભુજીનો પરિવાર;
એક સમય ત્રણ કાળના, જાણે સર્વ વિચાર. ૮
ઉદય પેઢાળ જિનાંતરે એ, થાશે જિનવર સિદ્ધ;
**જસવિજય** ગુરૂ પ્રણમતાં, શુભ વાંછિત ફળ હોય. ૯

## નવપદજીનું ચૈત્યવંદન.

(૧)

પહેલે પદ અરિહંતનું, નિત્ય કીજે ધ્યાન;
બીજે પદ વળી સિદ્ધનું, કીજે ગુણ ગાન. ૧
આચારજ ત્રીજે પદે, જપતાં જય જય કાર;
ચોથે પદે ઉવઝાયના, ગુણ ગાઓ ઉદાર. ૨
સકળ સાધુ વંદો સહી, અઢી દ્વીપમાં જેહ;
પંચમ પદ આદર કરી, જપજો ધરી સસનેહ. ૩
છઠે પદે દર્શન નમો, દરિશણ અજુઆલો;
નમો નાણ પદ સાતમે, જિમ પાપ પખાલો. ૪
આઠમે પદ આદર કરી, ચારિત્ર સુચંગ;
પદ નવમે બહુ તપ તણો, ફળ લીજે અભંગ. ૫
એણી પરે નવપદ ભાવશું, જપતાં નવ નવ કોડ;
પંડિત શાંતિવિજય તણો, શિષ્ય કહે કર જોડ. ૬

## ભવ સંખ્યાનું ચૈત્યવંદન.

પ્રથમ તીર્થંકર તણા હુવા, ભવ તેર કહીજે;
શાન્તિ તણા ભવ બાર સાર,નવ ભવ નેમ લહીજે. ૧
દશ ભવ પાસ જિણંદના, સત્તાવીશ શ્રી વીર;
શેષ તીર્થંકર ત્રીહું ભવે, પામ્યા ભવ જળ તીર. ૨
જીહાંથી સમકિત ફરસીયું, તિહાંથી ગણીએ તેહ;
ધીરવીમળ પંડિત તણો, **જ્ઞાનવિમળ** ગુણ ગેહ. ૩

## લંછનનું ચૈત્યવંદન.

(૧)

આદિદેવ લંછન વૃષભ, અજિત જિન હસ્તિ મોહે;
સંભવનાથને હય ભલો, અભિનંદન હરિ[1] સોહે. ૧

સુમતિનાથને ક્રૌંચ પક્ષી, પદ્મપ્રભ રક્ત કમળ;
સુપાર્શ્વ જિનને સાથીઓ, ચંદ્રપ્રભુ શશી નિર્મળ. ૨

સુવિધિ જિનેશ્વર મત્સ્યનું એ, શીતળજિન શ્રીવત્સ;
ખડગી[2] જિનવર શ્રેયાંસને, પ્રણમો મન ધરી રંગ, ૩

વાસુપૂજ્ય મહિષનું, વિમળ જિન સુઅર[3] જોય;
સીંચાણો પક્ષી અનંતને, શ્રી ધર્મને વજ્ર એ હોય. ૪

શાંતિજિન મૃગલો ભલો, શ્રીકુંથુ વળી છાગ;[4]
નંદાવર્ત શ્રી અરપ્રભુ, શ્રીમલ્લી કુંભ[5] ચંગ. ૫

મુનિસુવ્રતને કાચબો એ, નીલ કમળ નમિરાય;
દક્ષિણાવર્ત શંખજ જયો, શ્રીનેમિજિનને પાય. ૬

પુરૂષાદાણી પાર્શ્વપ્રભુ, લંછન નાગનું સાર;
વીર જિનેશ્વરને ભલું, સિંહ કહ્યો ઉદાર. ૭

ગર્ભકાળથી એ સહી, સર્વ જિનને તુંગ;
જિમણે પગે જંઘાતણો, એ આકાર ઉત્તુંગ. ૮

લંછન એ સવિ શાશ્વતાએ, આગમમાંહિ જોજો;
ક્ષમાવિજય જસ નામથી, શુભને જસ સુખ હોજો. ૯

---

૧ વાનર. ૨ ગેંડો. ૩ પાડો. ૪ બોકડો. ૫ કળશ.

## શ્રી સિદ્ધાચળજીનું ચૈત્યવંદન.

(૧)

શ્રી શત્રુંજય સિદ્ધક્ષેત્ર, દીઠે દુર્ગતિ વારે;
ભાવ ધરીને જે ચઢે, તેને ભવ પાર ઉતારે. ૧
અનંત સિદ્ધનો એહ ઠામ, સકળ તીર્થનો રાય;
પૂર્વ નવાણું રીખવદેવ, જ્યાં ઠવીયા પ્રભુ પાય. ૨
સૂરજ કુંડ સોહામણો એ, કવડ જક્ષ અભિરામ;
નાભિરાયા કુળ મંડણો, જિનવર કરૂં પ્રણામ. ૩

## પુંડરીક સ્વામિનું ચૈત્યવંદન.

(૧)

શ્રી શત્રુંજય મહાત્મ્યની, રચના કીધી સાર;
પુંડરગિરિના સ્થાપનાર, પ્રથમ જિન ગણધાર. ૧
એક દિન વાણી જિનની, સુણી થયો આનંદ;
આવ્યા શત્રુંજયગિરિ, પંચક્રોડ સહરંગ. ૨
ચૈત્રી પૂનમને દીને એ; શિવ શું કીધો યોગ;
નમીએ ગિરિને ગણધરૂં, અધિક નહિ ત્રિલોક. ૩

(૨)

આદીશ્વર જિન રાયનો, ગણધર ગુણવંત;
પ્રગટ નામ પુંડરીક જાસ, મહિમાએ મહંત. ૧
પંચક્રોડ સાથે મુણિંદ, અણસણ તિહાં કીધ;
શુકલ ધ્યાન ધ્યાતાં અમૂલ, કેવળ તિહાં લીધ. ૨
ચૈત્રી પૂનમને દિને એ, પામ્યા પદ મહાનંદ;
તે દિનથી પુંડરીકગિરિ, નામ દાન સુખકંદ. ૩

# શ્રી પર્યુષણ પર્વનું ચૈત્યવંદન.

(૧)

પર્વ પર્યુષણ ગુણ નીલો, નવ કલ્પી વિહાર;
ચાર માસાન્તર સ્થિર રહે, એહિજ અર્થ ઉદાર. ૧

અષાઢ શુદિ ચૌદશ થકી, સંવત્રી પચાસ;
મુનિવર દિન સિત્તેરમે, પડિક્કમતા ચૌમાસ. ૨

શ્રાવક પણ સમતા ધરી, કરે ગુરૂનું બહુ માન;
કલ્પસૂત્ર સુવિહિત મુખે, સાંભળે થઇ એક તાન. ૩

જિનવર ચૈત્ય જુહારીએ, ગુરૂ ભક્તિ વિશાળ;
પ્રાયે અષ્ટ ભવાંતરે, વરીએ શિવ વરમાળ. ૪

દર્પણથી નિજ રૂપને, જુવે સુદૃષ્ટિ રૂપ;
દર્પણ અનુભવ અર્પણો, જ્ઞાન રયણ મુનિ ભૂપ. ૫

આત્મ સ્વરૂપ વિલોકતાં, પ્રકટે મિત્ર સ્વભાવ;
રાય ઉદાયી ખામણાં, પર્વ પર્યુષણ દાવ. ૬

નવ વખાણ પૂજી સુણો, શુકલ ચતુર્થી સીમા;
પંચમી દિને વાંચે સુણે, હોય વિરાધક નિયમા. ૭

એ નહિ પર્વે પંચમી, સર્વ સમાણી ચોથે;
ભવભીરૂ મુનિ માનશે, ભાખ્યું અરિહા નાથે. ૮

શ્રુત કેવળી વયણાં સુણી એ, લહી માનવ અવતાર;
શ્રી શુભવીરને શાસને, પામ્યા જય જયકાર. ૯

## બીજનું ચૈત્યવંદન.

દુવિધ ધર્મ જેણે ઉપદિશ્યો, ચોથા અભિનંદન;
બીજે જન્મ્યા તે પ્રભુ, ભવ દુઃખ નિકંદન. ૧

દુવિધ ધ્યાન તુમે પરિહરો, આદરો દોય ધ્યાન;
એમ પ્રકાશ્યું સુમતિ જિને, તે ચવિઆ બીજ દિન. ૨

દોય બંધન રાગ દ્વેષ, તેહને ભવિ તજીએ;
મુજ પરે શીતળ જિન કહે, બીજ દીને શીવ ભજીએ. ૩

જીવાજીવ પદાર્થનું, કરી નાણ સુજાણ;
બીજ દિને વાસુપૂજ્ય પરે, લહો કેવળ નાણ. ૪

નિશ્ચય નય વ્યવહાર દોય, એકાંત ન ગ્રહીએ;
અરજિન બીજ દિને ચવી, એમ જન આગળ કહીએ. ૫

વર્તમાન ચોવીશી એ; એમ જિન કલ્યાણ;
બીજ દિને કેઇ પામીયા, પ્રભુ નાણ નિર્વાણ. ૬

એમ અનંત ચોવીશી એ, હુવા બહુ કલ્યાણ;
જિન ઉત્તમ પદ **પદ્મને**, નમતાં હોય સુખ ખાણ. ૭

## પંચમીનું ચૈત્યવંદન.

બાર પરષદા આગળે, શ્રી નેમિ જિનરાય;
મધુર ધ્વનિ દીએ દેશના, ભવિજનને હિતદાય. ૧

પંચમી તપ આરાધીએ, જિમ લહિયે જ્ઞાન અપાર;
કાર્તિક સુદિ પંચમી ગ્રહો, હરખ ઘણો બહુમાન. ૨

પાંચ વર્ષ ઉપર વળી, પંચ માસ લગે જાણ;
અથવા જાવજ્જીવ લગે, આરાધો ગુણ ખાણ. ૩

વરદત્તને ગુણમંજરી, પંચમી આરાધી;
અન્તે આરાધન કરી, શિવપુરીને સાધી. ૪

ઇણિપરે જે આરાધશે, પંચમી વિધિ સંયુક્ત;
જિન ઉત્તમ પદ **પદ્મને**, નમી થાયે શિવભક્ત. ૫

# જ્ઞાન પંચમીનું ચૈત્યવંદન.

(૨)

ત્રિગડે બેઠા વીરજિન, ભાખે ભવિજન આગે;
ત્રિકરણશું ત્રિહું લોક જન, નિસુણો મન રાગે; ૧

આરાધો ભલી ભાતસેં, પંચમી અજુઆલી;
જ્ઞાન આરાધન કારણે, એહજ તિથિ નિહાળી. ૨

જ્ઞાન વિના પશુ સારિખા, જાણો એણે સંસાર;
જ્ઞાન આરાધનથી લહ્યું, શિવપદ સુખ શ્રીકાર. ૩

જ્ઞાન રહિત ક્રિયા કહી, કાશ કુસુમ ઉપમાન;
લોકાલોક પ્રકાશકર, જ્ઞાન એક પ્રધાન. ૪

જ્ઞાની સાસોસાસમેં, કરે કર્મનો ખેહ;
પુર્વ કોડી વરસાં લગે, અજ્ઞાને કરે તેહ. ૫

દેશ આરાધક ક્રિયા કહી, સર્વ આરાધક જ્ઞાન;
જ્ઞાન તણો મહિમા ઘણો, અંગ પાંચમે ભગવાન. ૬

પંચ માસ લઘુ પંચમી, જાવજ્જીવ ઉત્કૃષ્ટિ;
પંચ વરસ પંચ માસની, પંચમી કરો શુભ દૃષ્ટિ. ૭

એકાવનહી પંચનો એ, કાઉસ્સગ્ગ લોગસ્સ કેરો;
ઉજમણું કરો ભાવશું, ટાળે ભવ ફેરો. ૮

એણી પેરે પંચમી આરાધીએ, આણી ભાવ અપાર;
વરદત્ત ગુણમંજરી પરે, રંગવિજય લહો સાર. ૯

## અષ્ટમીનું ચૈત્યવંદન.

મહા શુદિ આઠમને દિને, વિજયા સુત જાયો;
તેમ ફાગણ સુદિ આઠમે, સંભવ ચવિ આયો. ૧

ચૈતર વદની આઠમે, જન્મ્યા ઋષભ જિણંદ;
દીક્ષા પણ એ દિન લહી, હુઆ પ્રથમ મુનિચંદ. ૨

માધવ સુદિ આઠમ દિને, આઠ કર્મ કર્યાં દૂર;
અભિનંદન ચોથા પ્રભુ, પામ્યા સુખ ભરપૂર. ૩

એહીજ આઠમ ઉજળી, જન્મ્યા સુમતિ જિણંદ;
આઠ જાતિ કળશે કરી, ન્હવરાવે સુર ઇંદ. ૪

જન્મ્યા જેઠ વદિ આઠમે, મુનિસુવ્રત સ્વામી;
નેમિ અષાડ શુદિ આઠમે, અષ્ટમી ગતી પામી. ૫

શ્રાવણ વદની આઠમે, નમિ જન્મ્યા જગ ભાણ;
તેમ શ્રાવણ શુદિ આઠમે, પાસજીનો નિર્વાણ. ૬

ભાદ્રવા વદિ આઠમ દિને, ચવિઆ સ્વામી સુપાસ;
જિન ઉત્તમ પદ પદ્મને, સેવ્યાથી શિવ વાસ. ૭

# એકાદશીનું ચૈત્યવંદન.

શાસન નાયક વીરજી, પ્રભુ કેવળ પાયો;
સંઘ ચતુર્વિધ સ્થાપવા, મહસેન વન આયો. ૧

માધવસિત એકાદશી, સોમિલ દ્વિજ યજ્ઞ;
ઇન્દ્રભૂતિ આદિ મળ્યા, એકાદશ વિજ્ઞ. ૨

એકાદશસેં ચઉ ગુણો, તેહનો પરિવાર;
વેદ અર્થ અવળો કરે, મન અભિમાન અપાર. ૩

જીવાદિક સંશય હરી એ, એકાદશ ગણધાર;
વીરે થાપ્યા વંદીએ, જિન શાસન જયકાર. ૪

મલ્લિ જન્મ અરમલ્લિ પાસ, વર ચરણ વિલાસી;
ઋષભ અજિત સુમતિ નમિ, મલ્લિ ઘનઘાતી વિનાશી. ૫

પદ્મ પ્રભુ શિવવાસ પાસ, ભવ ભવનાં તોડી;
એકાદશ દિન આપણી, ઋદ્ધિ સઘળી જોડી. ૬

દશ ક્ષેત્રે ત્રિહું કાળના, ત્રણુસેં કલ્યાણ;
વરસ અગ્યાર એકાદશી, આરાધો વરનાણ. ૭

અગીઆર અંગ લખાવીએ, એકાદશ પાઠાં;
પુંજણી ઠવણી વીંટણા, મષી કાગળ કાઠાં. ૮

અગીઆર અવ્રત છાંડવા, વહો પડિમા અગ્યાર;
ક્ષમાવિજય જિન શાસને, સફળ કરો અવતાર. ૯

## લઘુ સ્તવન સંગ્રહ.

## ૧ લા શ્રી ઋષભદેવ પ્રભુનું સ્તવન.

(૧)

ઋષભ જિનેશ્વર પ્રીતમ માહરોરે,
ઓર ન ચાહુ રે કંત;
રીઝયો સાહિબ સંગ ન પરિહરે રે,
ભાંગે સાદી અનંત. ઋષભ૦ ૧

પ્રીત સગાઈરે જગમાં સહુ કરેરે,
પ્રીત સગાઇ ન કોય;
પ્રીત સગાઇરે નિરૂપાધિક કહીરે,
સોપાધિક ધન ખોય. ઋષભ૦ ૨

કોઇ કંથ કારણ કાષ્ટ [1]ભક્ષણ કરેરે,
મીલશું કંથને ધાઇ;
એ મેળો નવિ કહીયે સંભવે રે,
મેળો ઠામ ન ઠાય. ઋષભ૦ ૩

કોઇ પતિ રંજન અતિ ઘણું તપ કરેરે,
પતિ રંજન તન તાપ;
એ પતિ રંજન મેં નવિ ચિત્ત ધર્યુંરે,
રંજન ધાતુ[2] મિલાપ. ઋષભ૦ ૪

કોઇ કહે લીલારે અલખ લલખ તણીરે,
લખ પુરે મન આશ;
દોષ રહિતને લીલા નવિ ઘટે રે,
લીલા દોષ વિલાસ. ઋષભ૦ ૫

ચિત્ત પ્રસન્ને રે પૂજન ફળ કહ્યું રે,
પૂજા અખંડિત એહ;
કપટ રહિત થઇ આતમ અરપણા રે,
**આનંદઘન** પદ રેહ. ઋષભ૦ ૬

---

૧ બળી મરવું ૨ સ્વભાવ

(૨)

પ્રથમ જિનેશ્વર પ્રણમીએ, જાસ સુગંધિ કાય;
કલ્પવૃક્ષ પરે તાસ ઇંદ્રાણી નયન જે, ભૃંગ પરે લપટાય. ૧
રોગ ઉરગ તુજ નવિ નડે, અમૃત જે આસ્વાદ;
તેહથી પ્રતિહત તેહ માનુ કોઇ નવિ કરે, જગમાં તુંમશું રે વાદ. ૨
વગર ધોઇ તુજ નિરમળી, કાયા કંચનવાન;
નહિ પ્રસ્વેદ લગાર તારે તું તેહને, જે ધરે તાહરૂં ધ્યાન. ૩
રાગ ગયો તુજ મન થકી, તેહમાં ચિત્ર ન કોય;
રૂધિર આમિષથી રાગ ગયો તુજ જન્મથી, દુધ સહોદર હોય. ૪
શ્વાસો શ્વાસ કમલ સમો, તુજ લોકોત્તર વાત;
દેખે ન આહાર નિહાર ચર્મ ચક્ષુ ધણી, એવા તુજ અવદાત. ૫
ચાર અતિશય મૂળથી, ઓગણીશ દેવના કીધ;
કર્મ ખપ્યાથી અગ્યાર ચોત્રીશ ઇમ અતિશયા, સમવાયાંગે પ્રસિદ્ધ. ૬
જિન ઉત્તમ ગુણ ગાવતાં, ગુણ આવે નિજ અંગ;
**પદ્મવિજય** કહે એહ સમય પ્રભુ પાળજો,જેમ થાઉં અક્ષય અભંગ.

(૩)

જગજીવન જગ વાલહો, મરૂદેવીનો નંદ લાલરે;
મુખ દીઠે સુખ ઉપજે, દર્શન અતિહિઉદાર લાલરે જગ૦ ૧
આંખડી અંબુજ પાંખડી, અષ્ટમી શશિસમ ભાલ લાલરે;
વદન તે શારદ ચંદલો, વાણી અતિહિ રસાળ લાલરે. જગ૦ ૨
લક્ષણ અંગે વિરાજતાં, અડહિય સહસ ઉદાર લાલરે;
રેખા કર ચરણાદિકે, અભ્યંતર નહિ પાર લાલરે. જગ૦ ૩
ઇંદ્ર ચંદ્ર રવિ ગિરિતણા, ગુણ લઇ ઘડીયું અંગ લાલરે,
ભાગ્ય કિહાં થકી આવીયું, અચરિજ એહ ઉત્તંગ લાલરે. જગ૦ ૪
ગુણ સઘળા અંગે કર્યા, દૂર કર્યા સવિ દોષ લાલરે,
વાચક **જશવિજયે** થુણ્યો, દેજો સુખનો પોષ લાલરે. જગ૦ ૫

# ૨જા શ્રી અજિતનાથ પ્રભુનું સ્તવન

(૨)

પંથડો નિહાળું રે બીજા જિન તણોરે,
અજિત અજિત ગુણ ધામ;
જે તેં જીત્યારે તેણે હું જીતીયો,
પુરૂષ કિશ્યું મુજ નામ. પંથડો૦ ૧

ચરમ નયણ કરી મારગ જોવતાંરે,
ભુલ્યો સયલ સંસાર;
જેણે નયણે કરી મારગ જોઈએરે,
નયણ તે દિવ્ય વિચાર. પંથડો૦ ૨

પુરૂષ પરંપરા અનુભવ જોવતાંરે,
અંધો અંધ પુલાય;
વસ્તુ વિચારે રે જો આગમે કરીરે,
ચરણ ધરણ નહિ ઠાય. પંથડો૦ ૩

તર્ક વિચારે રે વાદ પરંપરારે,
પાર ન પહોંચે કોય;
અભિમતે વસ્તુ વસ્તુ કહે રે,
તે વિરલા જગ જોય. પંથડો૦ ૪

વસ્તુ વિચારે રે દિવ્ય નયણ તણોરે,
વિરહ પડયો નિરધાર;
તરતમ જોગેરે તરતમ વાસનારે,
વાસિત બોધ આધાર. પંથડો૦ ૫

કાળ લબ્ધિ લહી પંથ નીહાળશુંરે,
એ આશા અવિલંબ;
એ જન જીવેરે જિનજી જાણજોરે,
**આનંદઘન** મત અંબ. પંથડો૦ ૬

## ૩ જા શ્રી સંભવનાથ પ્રભુનું સ્તવન.

(૧)

સંભવ જિનવર વિનતિ, અવધારો ગુણ ગ્યાતારે;
ખામી નહીં મુજ ખિજમતે, કદીય હોશો ફળદાતારે. સંભવ૦ ૧

કરજોડી ઉભો રહું, રાત દિવસ તુમ ધ્યાનોરે;
જો મનમાં આણો નહીં, તો શું કહીએ છાનોરે. સંભવ૦ ૨

ખોટ ખજાને કો નહિ, દીજીએ વંછિત દાનોરે;
કરૂણા નજર પ્રભુજી તણી, વાધે સેવક વાનોરે, સંભવ૦ ૩

કાળ લબ્ધિ મુજ મતિ ગણો, ભાવ લબ્ધિ તુમ હાથેરે;
લડથડતું પણ ગજ બચ્ચું, ગાજે ગયવર સાથેરે. સંભવ૦ ૪

દેશો તો તુમહી ભલું, બીજા તો નવિ જાચું રે;
વાચક **યશ** કહે સાંઇશું, ફળશે એ મુજ સાચુંરે. સંભવ૦ ૫

## ૪ થા શ્રી અભિનંદન પ્રભુનું સ્તવન.

(૧)

અભિનંદન જિન દરિશણ તરસીએ, દરિશણ દુર્લભ દેવ;
મત મત ભેદેરે જો જઈ પૂછીએ, સહુ થાપે અહમેવ. અ૦ ૧

સામાન્યે કરી દરિશણ દોહલું, નિર્ણય સકળ વિશેષ;
મદમેં ઘેર્યોરે અંધો કેમ કરે, રવિ શશિ રૂપ વિલેખ. અ૦ ૨

હેતુ વિવાદે હો ચિત્ત ધરી જોઇએ, અતિ દુર્ગમ નયવાદ;
આગમ વાદે હો ગુરૂગમ કો નહીં, એ સબળો વિષવાદ. અ૦ ૩

ઘાતિ ડુંગર આડા અતિ ઘણા, તુજ દરિશણ જગનાથ;
ધીઠાઇ કરી મારગ સંચરૂ, સેંગુ કોઇ ન સાથ. અ૦ ૪

દરિશણ દરિશણ રટતો જો ફરૂં, તો રણ રોઝ સમાન;
જેહને પીપાસા હો અમૃત પાનની, કિમ ભાંજે વિષપાન. અ૦ ૫

તરસ ન આવે હો મરણ જીવન તણો, સીઝે જો દરિશણ કાજ;
દરિશણ દુર્લભ સુલભ કૃપા થકી, **આનંદઘન** મહારાજ. અ૦ ૬

## ૫ મા શ્રી સુમતિનાથ પ્રભુનું સ્તવન.

(૧)

સુમતિનાથ ગુણશું મિલીજી, વાધે મુજ મન પ્રીતિ;
તેલ બિન્દુ જિમ વિસ્તરેજી, જળ માંહિ ભલી રીતિ.
સોભાગી જિનશું, લાગ્યો અવિહડ રંગ—આંકણી. ૧
સજ્જનશું જે પ્રીતડીજી, છાની તે ન રખાય;
પરિમલ કસ્તુરી તણોજી, મહી માંહે મહકાય. સો૦ ૨
અંગુલિયે નવિ મેરૂ ઢંકાયે, છાબડીયે રવિ તેજ;
અંજલિમાં જિમ ગંગ ન માયે, મુજ મન તિમ પ્રભુ હેજ. સો૦ ૩
હુઓ છિપે નહિ અધર અરૂણ જિમ, ખાતાં પાન સુરંગ;
પીવત ભરભર પ્રભુ ગુણ પ્યાલા, તિમ મુજ પ્રેમ અભંગ. સો૦ ૪
ઢાંકી ઇક્ષુ પરાળશુંજી, ન રહે લહી વિસ્તાર;
વાચક **જસ** કહે પ્રભુ તણોજી, તિમ મુજ પ્રેમ પ્રકાર. સો૦ ૫

## ૬ ઠ્ઠા શ્રી પદ્મ પ્રભુનું સ્તવન.

(૧)

પદ્મ પ્રભ જિન જઇ અળગા રહ્યા, જિહાંથી નાવે લેખોજી;
કાગળને મસી જિહાં નવિ સંપજે, ન ચલે વાટ વિશેષોજી.
સુગુણ સનેહા રે કદિય ન વિસરે-આંકણી. ૧
ઇહાંથી તિહાં જઇ કોઇ આવે નહિ, જેહ કહે સંદેશોજી;
જેહનું મિલવું રે દોહલું તેહશું, નેહ તે આપ કિલેશોજી. સુ૦ ૨
વીતરાગશું રે રાગ તે એક પખો, કીજે કવણ પ્રકારેજી;
ઘોડો દોડે રે સાહિબ વાજમાં, મન નાણે અસવારોજી. સુ૦ ૩
સાચી ભક્તિ રે ભાવ ન રસ કહ્યો, રસ હોયે તિહાં દોય રીઝેજી;
હોડા હોડે રે બિહું રસ રીઝથી, મનના મનોરથ સીઝેજી. સુ૦ ૪
પણ ગુણવંતા રે ગોઠે ગાજીએ, મોટા તે વિશ્રામજી;
વાચક **જસ** કહે એહજ આશરે, સુખ લહું ઠામોઠામજી. સુ૦ ૫

## ૭ મા શ્રી સુપાર્શ્વ પ્રભુનું સ્તવન.

(૧)

શ્રી સુપાસ જિનરાજ, તું ત્રિભુવન શિરતાજ;
આજ હો છાજેરે ઠકુરાઇ, પ્રભુ તુજ પદ તણીજી. ૧
દિવ્ય ધ્વનિ સુર ફુલ, ચામર છત્ર અમૂલ;
આજ હો રાજેરે ભામંડળ, ગાજે દુંદુભિજી. ૨
અતિશય સહજના ચાર, કર્મ ખપ્યાથી અગ્યાર;
આજ હો કીધારે ઓગણીશ, સુરગણુ ભાસુંરે જી. ૩
વાણી ગુણુ પાંત્રીશ, પ્રાતિહારજ જગદીશ;
આજ હો રાજેરે દીવાજે, છાજે આઠશુંજી. ૪
સિંહાસન અશોક, બેઠા મોહે લોક;
આજ હો સ્વામીરે શિવગામી, વાચક યશ થુણ્યોજી. ૫

## ૮ મા શ્રી ચંદ્ર પ્રભુનું સ્તવન.

(૧)

શ્રી ચંદ્રપ્રભ જિનરાજ, ઉદિત મન અંબરે હો લાલ; ઉદિત૦
વદને જીત દ્વિજરાજ, રહ્યો સેવા કરે હો લાલ. રહ્યો૦ ૧
લંછન મિસિ નિતુ પાસ, રહ્યો કરે વિનતિ હો લાલ; રહ્યો૦
નિત્ય ઉદય નિકલંક, કરો મુજ જિનપતિ હો લાલ. કરો૦ ૨
શ્રી મહસેન નરેશ, કુલાંબુજ ચંદ્રમા હો લાલ; કુલાં૦
લક્ષ્મણા માત મલ્હાર, જિણંદ છો આઠમા હો લાલ. જિણંદ૦ ૩
વિધુ રૂચિ દેહ અનેહ, અગેહ અસંગ છે હો લાલ; અગેહ૦
આઠમો ચંદ્રને સુખકર, અચિરજ એહ છે હો લાલ. અચિ૦ ૪
આઠ કર્મનો નાશ, કરી અડસિદ્ધિ લહ્યા હો લાલ; કરી૦
ન્યાયસાગર કવિરાયે, પ્રભુના ગુણ કહ્યા હો લાલ. પ્રભુ૦ ૫

## ૯ મા શ્રી સુવિધિનાથ પ્રભુનું સ્તવન.

(૧)

લઘુ પણ હું તુમ મન નવિ માવુંરે,
જગગુરૂ તુમને દિલમાં લાવું રે;
કુણને એ દીજે સાબાશી રે,
કહો શ્રી સુવિધિ જિણંદ વિમાસીરે. લઘુ૦ ૧

મુજ મન અણુ માંહે ભક્તિ છે ઝાઝીરે,
તેહ દરીનો તું છે માજીરે;
યોગી પણ જે વાત ન જાણે રે,
તેહ અચરિજ કુણથી હુઓ ટાણે રે. લઘુ૦ ૨

અથવા થિરમાંહી અથિર ન માવે રે,
મ્હોટો ગજ દર્પણમાં આવે રે;
જેહને તેજે બુદ્ધિ પ્રકાશી રે,
તેહને દીજે એ સાબાશી રે. લઘુ૦ ૩

ઉર્ધ્વ મુળ તરૂઅર અધ શાખા રે,
છંદ પુરાણે એહવી છે ભાખા રે;
અચરિજ વાળે અચરિજ કીધું રે,
ભક્તે સેવક કારજ સીધું રે. લઘુ૦ ૪

લાડ કરી જે બાળક બોલે રે,
માત પિતા મન અમિયને તોલે રે;
શ્રી નયવિજય વિબુધનો શીશ રે,
યશ કહે ઇમ જાણો જગદીશ રે. લઘુ૦ ૫

## ૧૦ મા શ્રી શીતળનાથ પ્રભુનું સ્તવન.

(૧)

શ્રી શીતળજિનને ભેટીએ, કરો ચોખું ભકતે ચિત્ત હો;
તેહથી કહો છાનું કિશ્યું, જેહને સોંપ્યા તન મન વિત્ત હો. શ્રી૦ ૧
દાયક નામે છે ઘણા, પણ તું સાયર તે કૂપ હો;
તે બહુ ખજવા તગતગે, તું દિનકર તેજ રૂપ હો. શ્રી૦ ૨
મોહટો જાણી આદર્યો, દારિદ્ર ભાંજો જગતાત હો;
તું કરૂણાવંત શિરોમણિ, હું કરૂણા પાત્ર વિખ્યાત હો. શ્રી૦ ૩
અંતર જામી સવિ લહો, અમ મનની જે છે વાત હો;
મા આગળ મોસાળના, શ્યા વરણુવવા અવદાત હો. શ્રી૦ ૪
જાણો તો તાણો કિશ્યું, સેવાફળ દીજે દેવ હો;
વાચક યશ કહે ઢીલની, એ ન ગમે મુજ મન ટેવ હો. શ્રી૦ ૫

## ૧૧ મા શ્રી શ્રેયાંસનાથ પ્રભુનું સ્તવન.

(૧)

વંદુ જિન શ્રેયાંસ રે, હંસ તણી પરે;
મુનિ જન મન કમળે રમે એ. ૧
મુજ મન તરૂઅર છાંય રે, સ્વામી અનુસરો;
જનમ સફળ માહરો કરો એ. ૨
વિષ્ણુ નરેસર વંશરે, ધ્વજા તણી પરે;
જેણે કીધો જગ ગાજતો એ. ૩
નિસુણુ વયણુ મુજ તાતરે, હું ભમીયો ઘણું;
ભવ સાયરના પુરમાં એ. ૪
હવે નિજ પાસે રાખી રે, દાખો શુભ મતિ;
**વિનય** કરે એમ વિનતિ એ. ૫

## ૧૨ મા શ્રી વાસુપૂજ્ય પ્રભુનું સ્તવન.

(૧)

શ્રી વાસુપૂજ્ય નરિંદનોજી, નંદન ગુણ મણી ધામ;
વાસુપૂજ્ય જિન રાજીયોજી, અતિશય રત્ન નિધાન.
પ્રભુ ચિત્ત ધરીને, અવધારો મુજ વાત.–આંકણી૦ ૧
દોષ સયલ મુજ સાંસહોજી, સ્વામી કરી સુપસાય;
તુમ ચરણે હું આવીયોજી, મહેર કરો મહારાય. પ્રભુ૦ ૨
કુમતિ કુસંગતિ સંગ્રહિજી, અવિધિ ને અસદાચાર;
તે મુજને આવી મળ્યાજી, અનંત અનંતી વાર. પ્રભુ૦ ૩
જબ મેં તુમને નિરખીયાજી, તવ તે નાઠા દૂર;
પુણ્યે પ્રગટે શુભ દિશાજી, આયો તુમ હજુર. પ્રભુ૦ ૪
**જ્ઞાનવિમળ** પ્રભુ જાણજોજી, શું કહેવું બહુ વાર;
દાસ આસ પૂરણ કરોજી, આપો સમકિત સાર. પ્રભુ૦ ૫

## ૧૩ મા શ્રી વિમળનાથ પ્રભુનું સ્તવન.

(૧)

વિમળ જિનેસર તાહરોરે, અતુલ અચિન્ત્ય પ્રભાવ;
ગુરૂ પણ નિજ પર સમ કહ્યોરે, તરવા ભવજળ નાવ.
વિમળ જિન ! તુમશું ધર્મ સ્નેહ, જિમ ચાતકને મેહ,
વિમળ જિન ! જિમ પ્રાણીને દેહ, વિમળ૦—આંકણી. ૧
અબુધ વિબુધ કરે, તુરતમાંરે, રૂપી અરૂપી કીધ;
કરમી અકરમી કહેરે. યોગી અયોગી સિદ્ધ. વિમળ૦ ૨
લંછન મિસિ સેવા કરેરે, વિનતિ કરણ વરાહ;
ભૂમિ ભારથી ઉભગોરે, દિઓ સુખ નિતુ જગનાહ. વિમળ૦ ૩
શ્રી કૃતવર્મ નૃપ નંદનો રે, શ્યામા માત જાત;
વિમળ મતિ પ્રભુ ધ્યાઇયેરે, તો હોયે વિમળ અવદાત. વિમળ૦ ૪
તેર ક્રિયા ટાળી જિણેરે, તેરમા જિન ભાણ;
**ન્યાયસાગર** કહે ભવ ભવેરે, શિર ધરૂં તેહની આણ. વિમળ૦ ૫

## ૧૪ મા શ્રી અનંતનાથ પ્રભુનું સ્તવન.

(૧)

શ્રી અનંત જિનશું કરો, સાહેલડીયાં,
ચોળ મજીઠનો રંગરે ગુણવેલડીયાં;
સાચો રંગ તે ધર્મનો સાહેલડીયાં,
બીજો રંગ પતંગરે ગુણ વેલડીયાં. ૧

ધર્મ રંગ જીરણ નહીં સા૦,
દેહ તો જીરણ થાય રે ગુ૦
સોનું તો વિણસે નહીં સા૦,
ઘાટ ઘડામણ જાય રે ગુ૦ ૨

ત્રાંબુ જે રસ વેધિયું સા૦,
તે હોય જાચું હેમ રે ગુ૦
ફરી ત્રાંબુ તે નવિ હુએ સા૦,
એહવો જગ ગુરૂ પ્રેમ રે ગુ૦ ૩

ઉત્તમ ગુણ અનુરાગથી સા૦,
લહીએ ઉત્તમ ઠામ રે ગુ૦
ઉત્તમ નિજ મહિમા વધે સા૦,
દીપે ઉત્તમ ધામ રે ગુ૦ ૪

ઉદક બિંદુ સાયર ભળ્યો સ૦,
જિમ હોય અક્ષય અભંગ રે ગુ૦
વાચક યશ કહે પ્રભુ ગુણે સા૦,
તિમ મુજ પ્રેમ પ્રસંગ રે ગુ૦ ૫

## ૧૫ મા શ્રી ધર્મનાથ પ્રભુનું સ્તવન.

ધર્મ જિનેશ્વર ધર્મ તુમારો,
જગ જનને દિપાવે;
દર્શન, જ્ઞાન, ચરિત, તપ,
ચઉવિધ, એ વિણુ અવર દિલ નાવે.
જિનજી ! થેં છો મોટા રાજ,
જગ જનને ઉપકારી;
તોરા પાય નમું હું આજ,
જાઉં મેં બલીહારી. આંકણી. ૧
કુગતિ પડતાં પ્રાણી રાખે.
ધર્મ અર્થ તે સાચો;
નામ ધર્મ પરિણામ કલુષિત,
તે પામી મત રાચો. જિનજી૦ ૨
સુવ્રતા નંદન સુવ્રત ધર્મે,
વરતે તે તો જુગતું;
ભાનુ ભૂપ સુત કર્મ તમ ત્રાસે,
એ પણુ પદ તુમ લગતું. જિનજી૦ ૩
ભવ ભય ભ્રમણુ કદાપિ ન હોવે,
ધર્મ શરણુ જો રાખે;
ઇન્દ્ર સદા સેવા મિસિ લંછન,
વજ્ર તણું તિણે દાખે. જિનજી૦ ૪
પન્નર ભેદે સિદ્ધ દિખાવે,
પન્નરમો જિન દિપે;
ન્યાય સાગર કહે ધર્મ પસાયે,
સકળ વિઘનને જીપે. જિનજી૦ ૫

## ૧૬ મા શ્રી શાન્તિનાથ પ્રભુનું સ્તવન.

(૧)

તું પારંગત તું પરમેશ્વર, વાલા મારા તું પરમારથ વેદી;
તું પરમાતમ તું પુરૂષોત્તમ, તુંહિ અછેદી અવેદી રે.
મનના મોહનીયા, તાહરી કીકી કામણગારી રે, જગના સોહનીયા,
આંકણી૦ ૧

યોગી અયોગી ભોગી અભોગી, વાલા મારા તુંહીજ કામી અકામી;
તુંહી અનાથ–નાથ સહુ જગનો, આતમ સંપદ રામી રે.
મનના૦ ૨

એક અસંખ્ય અનંત અનુચર, વાલા મારા અકળ સકળ અવિનાશી;
અરસ અવર્ણ અગંધ અફાસી, તુંહી અપાશી અનાશીરે.
મનના૦ ૩

મુખ પંકજ ભ્રમરી પરે અમરી, વાલા મારા તુંહી સદા બ્રહ્મચારી:
સમવસરણ લીલા અધિકારી, તુંહી જ સંયમ ધારીરે.
મનના૦ ૪

અચિરાનંદન અચરિજ એહી, વાલા મારા કહણી માંહિ ન આવે;
ક્ષમા વિજય જિન વયણ સુધારસ, પીવે તેહીજ પાવે રે.
મનના૦ ૫

## ૧૭ મા શ્રી કુંથુનાથ પ્રભુનું સ્તવન.

(૧)

સાહેલાં હો કુંથુ જિનેશ્વર દેવ, રત્ન દીપક અતિ દીપતો હો લાલ;
મુજ મન મંદિર માંહી, આવે જો અરિબળ જીપતો હો લાલ. સા૦ ૧
મિટે તો મોહ અંધાર, અનુભવ તેજે ઝળહળે હો લાલ; સા૦
ધુમ કષાય ન રેખ, ચરણ ચિત્રામણ નહિ ચલે હો લાલ. સા૦ ૨
પાત્ર કરે નહિ હઠ, સુરજ તજે નવિ છિપે હો લાલ; સા૦
સર્વ તેજનું તેજ, પહેલાંથી વાધે પછે હો લાલ. સા૦ ૩
જેહ ન મરૂતને ગમ્ય, ચંચળતા જે નવિ લહે હો લાલ; સા૦
જેહ સદા છે રમ્ય, પૃષ્ટ ગુણે નવિ કૃશ રહે હો લાલ. સા૦ ૪
પુદ્ગળ તેલ ન ખેય, તેહ ન શુદ્ધ દશા દહે હો લાલ; સા૦
શ્રી નયવિજય સુશિષ્ય, વાચક યશ ઇણિ પરે કહે હો લાલ. સા૦ ૫

## ૧૮ મા શ્રી અરનાથ પ્રભુનું સ્તવન.

શ્રી અરજિન ભવજળનો તારૂ, મુજ મન લાગે વારૂરે;
મન મોહન સ્વામી.
બાંહ્ય ગ્રહી એ ભવિ જન તારે, આણે શિવપુર આરે રે. મન૦ ૧
તપ જપ મોહ મહા તોફાને, નાવ ન ચાલે માનેરે; મન૦
પણ નવિ ભય મુજ હાથો હાથે, તારે તે છે સાથે રે. મન૦ ૨
ભકતને સ્વર્ગ સ્વર્ગથી અધિકું, જ્ઞાનીને ફળ દેઈરે; મન૦
માયા કષ્ટ વીના ફળ લહીયે, મનમાં ધ્યાન ધરેઈરે. મન૦ ૩
જે ઉપાય બહુ વિધની રચના, યોગ માયા તે જાણોરે; મન૦
શુદ્ધ દ્રવ્ય ગુણ પર્યાય ધ્યાને, શિવદે પ્રભુ સપરાણોરે. મન૦ ૪
પ્રભુ પાય વળગ્યા તે રહ્યા તાજા, અળગા અંગ ન સાજારે; મન૦
વાચક જશ કહે અવર ન ધ્યાઉં, એ પ્રભુના ગુણ ગાઉંરે. મન૦ ૫

(૨)

મ્હેં તો આણા વહેસ્યાંજી,
મ્હારા રે સાહિબરી.
આણા વહેસ્યાં ભક્તિ કરેસ્યાં,
રહેસ્યાં નયન હજુર,
અરિજન આગળ અરજ કરંતાં,
લહસ્યાં સુખ મહમૂર. મ્હેં૦ ૧

[૧]એકને છંડી [૨]બેને ખંડી,
[૩]ત્રણશું ત્રોડી નેહ;
[૪]ચાર જણ શિર ચોટ કરીશું,
[૫]પણનો આણી છેહ. મ્હેં૦ ૨

[૬]છ[૭]સાત[૮]અડ[૯]નવ[૧૦]દશને ટાળી
અજુઆળી [૧૧]અગીઆર;
[૧૨]બાર જણાનો આદર કરીશું,
[૧૩]તેરનો કરી પરિહાર. મ્હેં૦ ૩

[૧૪]પણ [૧૫]અડ [૧૬]નવ [૧૭]દશ [૧૮]સત્તર વાળી,
[૧૯]સત્તાવીશ ધરી સાથ,

(૧) અસંયમ. (૨) રાગદ્વેષ. (૩) દંડ. (૪) કષાય. (૫) મિથ્યાત્વ. (૬) છ કાય હિંસા. (૭) ભય. (૮) મદ. (૯) નિયાણા. (૧૦) કામની અવસ્થા. (૧૧) શ્રાવકની પ્રતિમા. (૧૨) ભાવના. (૧૩) કાઠીયા. (૧૪) પાંચ મહાવ્રત. (૧૫) આઠ પ્રવચન માતા. (૧૬) બ્રહ્મચર્યની નવવાડ. (૧૭) દશ યતિ ધર્મ. (૧૮)સત્તર પ્રકારે સંયમ. (૧૯) સાધુના ૨૭ ગુણ.

[20]પચવીશ જણુશ્યું પ્રીતિ કરીશું,
[21]ચાર ચતુર કરી હાથ. મ્હેં૦ ૪

[22]બત્રીશ[23]તેત્રીશ ને[24]ચોરાશી,
[25]ઓગણીશ દૂર નીવારી;
[26]અડતાલીસનો સંગ તજીશું,
[27]એકાવન દીલ ધારી. મ્હેં૦ ૫

[28]વીસ આરાધી[29]બાવીસ બાંધી,
[30]ત્રેવીસનો કરી ત્યાગ;
ચોવીસ જિનના ચરણ નમીને,
પામશું ભવ-જલ તાગ. મ્હેં૦ ૬

ધ્યાતા ધ્યેયને ધ્યાન સ્વરૂપે,
તનમન તાન લગાય;
**ક્ષમાવિજય** કવિ પંકજ મધુકર,
સેવક જિન ગુણ ગાય. મ્હેં૦ ૭

---

(૨૦) પાંચ મહાવ્રતની ૨૫ ભાવના. (૨૧) ચાર મૈત્રાદિ ભાવના. (૨૨) સામાયિકના ૩૨ દોષ. (૨૩) ગુરૂની આશાતના. (૨૪) જિન મંદિરની ૮૪ આશાતના. (૨૫) કાઉસ્સગ્ગના ૧૯ દોષ. (૨૬) તિર્યંચના ૪૮ ભેદ. (૨૭) જ્ઞાનના ૫૧ ભેદ. (૨૮)વીસ સ્થાનક. (૨૯) બાવિસ પરિસહ. (૩૦) પાંચ ઈન્દ્રિયના ૨૩ ભેદ.

## ૧૯ મા શ્રી મલ્લિનાથ પ્રભુનું સ્તવન.

તુજ મુજ રીઝની રીઝ, અટપટ એહ ખરીરી;
લટપટ નાવે કામ, ખટપટ ભાંજ પરીરી. ૧
મલ્લિનાથ તુજ રીઝ, જન રીઝે ન હુએરી;
દોય રીઝણનો ઉપાય, સાહમું કાંઇ ન જુએરી. ૨
દુરારાધ્ય છે લોક, સહુને સમ ન શારીરી;
એક દુહવાએ ગાઢ, એક જો બોલે હસીરી. ૩
લોક લોકોત્તર વાત, રીઝ છે દોય જુઇરી;
તાત ચક્ર ધુર પૂજ્ય, ચિંતા એક હુઇરી. ૪
રીઝવવો એક સાંઇ, લોક તે વાત કરેરી;
શ્રી નયવિજય સુશિષ્ય, એહિજ ચિત્ત ધરેરી. ૫

## ૨૦ મા શ્રી મુનિસુવ્રત પ્રભુનું સ્તવન.

મુનિસુવ્રત કીજે મયા રે, મનમાંહી ધરી મહેર;
મહેર વિહૂણા માનવી રે, કઠિણ જણાયે કહેર.
જિનેસર ! તું જગનાયક દેવ, તુજ જગહિત કરવા ટેવ;
બીજા જુએ કરતાં સેવ, જિ૦ તું૦ ૧
અરહટ ક્ષેત્રની ભૂમિકારે, સીંચે કૃતારથ હોય;
ધારાધર સઘળી ધરારે, ઉદ્ધરવા સજ્જ જોય. જિ૦ તું૦ ૨
તે માટે અશ્વ ઉપરે રે, આણી મનમાં મહેર;
આપે આયા આફણી રે, બોધવા ભરૂઅચ શહેર. જિ૦ તું૦ ૩
અણ પ્રારથતા ઉદ્ધર્યા રે, આપે કરીય ઉપાય;
પ્રારથતા રહે વિલવતારે, એ કુણ કહીયે ન્યાય. જિ૦ તું૦ ૪
સંબંધ પણ તુજ મુજ વિચે રે, સ્વામી સેવક ભાવ;
માન કહે હવે મહેરનો રે, ન રહ્યો અરજ પ્રસ્તાવ. જિ૦ તુ૦ ૫

## ૨૧ મા શ્રી નમિનાથ પ્રભુનું સ્તવન.

(૧)

શ્રી નમિનાથ સોહામણા, નમિયે અતિ આનંદ; સલુણો સાહિબો૦
અવર દેવ તુમ અંતરો, જિમ સુરતરૂ [1]પિચુમંદ. સોભાગી સાહિબો૦ ૧
પાચ કાચ મણિ પત્થરા, જિમ દિનકર ખદ્યોત; સ૦ સા૦
ખીર સિંધુ ને છીલ્લરૂ, જિમ મૃગપતિ મૃગપોત. સો૦ સા૦ ૨
વપ્રા રાણી નંદનો, વિજય નરેસર જાત; સ૦ સા૦
નીલ કમલ દલ લંછનો, કંચન વાન વિખ્યાત. સો૦ સા૦ ૩
અરિ નમિયા તિણે કારણે, નામ ઠવ્યું નમિનાથ; સ૦ સા૦
ગર્ભ થકાં મહિમા ઇસ્યો, સો સાહિબ શિવ:સાથ. સો૦ સા૦ ૪
તો ધ્યાને અંતર નથી, કિમ રહે નિશ્ચય એહ; સ૦ સા૦
ન્યાયસાગર નમિનાથને, દરિશણ સુખ અછેહ. સો૦ સા૦ ૫

## ૨૨ મા શ્રી નેમનાથ પ્રભુનું સ્તવન.

(૧)

નેમિ જિનેશ્વર નમિયે નેહશું, બ્રહ્મચારી ભગવાન;
પાંચ લાખ વરસનું આંતરૂં, શ્યામ વરણ તનુ વાન. નેમિ૦ ૧
કાર્તિક વદી બારસ ચવિયા પ્રભુ, માત શિવા દે મલ્હાર;
જન્મ્યા શ્રાવણ સુદિ પાંચમ દિને, દશ ધનુ કાયા ઉદાર. નેમિ૦ ૨
શ્રાવણ શુદિ છઠ્ઠે દીક્ષા ગ્રહી, આસો અવસરે નાણ;
આષાઢ શુદિ આઠમે સિદ્ધિ વર્યા, વરસ સહસ આયુ પ્રમાણ. નેમિ૦ ૩
હરિ પટરાણી શાંબ પ્રદ્યુમ્ન વળી, તિમ વસુદેવની નાર;
ગજ સુકુમાલ પ્રમુખ મુનિ રાજીયા, પહોંચાડયા ભવ પાર. નેમિ૦ ૫
રાજિમતી પ્રમુખ પરિવારને, તાર્યો કરૂણા રે આણ;
પદ્મવિજય કહે નિજ પર મત કરો, મુજ તારો તો પ્રમાણ. નેમિ૦ ૫

---

૧ લીંબડો.

## ૨૩ મા શ્રી પાર્શ્વ પ્રભુનું સ્તવન.

શ્રી પાસજી પ્રગટ પ્રભાવી, તુજ મૂરતિ મુજ મન ભાવીરે;
મન મોહના જિનરાયા, સુરનર કિન્નર ગુણ ગાયારે. મન૦
જે દિનથી મુરતિ દીઠી, તે દિનથી આપદ નીઠી રે. મન૦ ૧
મટકાળું મુખ સુપ્રસન્ન, દેખત રીઝે ભવિ મન્નરે, મન૦
સમતા રસ કેરાં કચોળાં, નયણાં દીઠે રંગ રોળા રે. મન૦ ૨
હાથે ન ધરે હથિયાર, નહિ જપ માળાનો પ્રચારરે; મન૦
ઉત્સંગે ન ધરે વામા, તેહથી ઉપજે સવિ કામા રે. મન૦ ૩
ન કરે ગીત નૃત્યના ચાળા, એ તો પ્રત્યક્ષ નટના ચાળારે; મન૦
ન વજાવે આપે વાજાં, ન ધરે વસ્ત્ર જીરણ સાજાં રે. મન૦ ૪
ઇમ મુરતિ તુજ નિરૂપાધિ, વીતરાગપણે કરી સાધીરે; મન૦
કહે **માનવિજય** ઉવજ્ઝાય, મેં અવલંબ્યા તુજ પાયારે. મન૦ ૫

---

વામા નંદન જિનવર મુનિમાંહે વડોરે કે મુનિમાંહે૦
જિમ સુરમાંહિ સોહે સુરપતિ પરવડોરે કે સુરપતિ૦ ૧
જિમ ગિરિમાંહિ સુરાચલ મૃગમાંહે કેસરીરે કે મૃગમાંહે૦
જિમ ચંદન તરૂમાંહિ સુભટમાંહિ શૂર અરીરે કે સુભટ૦ ૨
નદીયમાંહિ જિમ ગંગ અનંગ સુરૂપમાંરે કે અનંગ૦
ફુલમાંહિ અરવિંદ ભરતપતિ ભૂપમાંરે કે ભરત૦ ૩
ઐરાવણ ગજમાંહિ ગરૂડ ખગમાં યથારે કે ગરૂડ૦
તેજવંતમાંહિ ભાણુ વખાણમાંહિ જિન કથારે કે વખાણ૦ ૪
મંત્રમાંહિ નવકાર રત્નમાંહી સુરમણિરે કે રત્ન૦
સાગરમાંહિ સ્વયંભૂ રમણ શિરોમણિરે કે રમણ૦ ૫
શુકલ ધ્યાન જિમ ધ્યાનમાં અતિ નિર્મળપણેરે કે અતિ૦
**શ્રી નયવિજય** વિબુધ પય સેવક ઇમ ભણેરે કે સેવક૦ ૬

## ૨૪ મા શ્રી મહાવીર પ્રભુનું સ્તવન.

(૧)

વંદુ વીર જિનેશ્વર રાયા, વર્દ્ધમાન સુખદાયાજી;
શાસન નાયક જેહ કહાયા, જગ જસ વાદ સવાયાજી. વંદુ૦ ૧
હરિ લંછન કંચન વન કાયા, સિદ્ધારથ નૃપ તાયાજી;
સિદ્ધારથ થયા કર્મ ખપાયા, ત્રિશલા રાણી માયાજી. વંદુ૦ ૨
લઘુ વયથી જેણે મેરૂ ચલાયા, વીર વેતાલ હરાયાજી;
દુર્દ્ધર મોહ જોહ જીતીને, જ્યોતિમેં જ્યોતિ મિલાયાજી. વંદુ૦ ૩
જસ શાસનથી ખટ દ્રવ્ય પાયા, સ્યાદ્વાદ સમજાયાજી;
અભિનવ નંદન વનની છાયા, દર્શન જ્ઞાન ઉપાયાજી. વંદુ૦ ૪
જાસ વજીર છે ગૌતમ રાયા, લબ્ધિ નિધાન મન ભાયાજી;
ન્યાયસાગર પ્રભુના ગુણ ગાયા, સુજસ સુબોધ સવાયાજી. વંદુ૦ ૫

(૨)

ગિરૂઆરે ગુણ તુમ તણા, શ્રી વર્ધમાન જિનરાયારે;
સુણતાં શ્રવણે અમી ઝરે, માહરી નિર્મળ થાયે કાયારે. ગિ૦ ૧
તુમ ગુણ ગણ ગંગાજળે, હું ઝીલી નિર્મળ થાઉં રે,
અવર ન ધંધો આદરૂં, નિશ દિન તોરા ગુણ ગાઉં રે. ગિ૦ ૨
ઝીલ્યા જે ગંગા જળે, તે છિલ્લર જળ નવિ પેસેરે,
જે માલતિ ફુલે મોહિયા, તે બાવળ જઇ નવિ બેસેરે. ગિ૦ ૩
એમ અમે તુમ ગુણ ગોઠશું, રંગે રાચ્યા ને વળી માચ્યારે;
તે કેમ પરસુર આદરે, જે પરનારી વશ રાચ્યા રે. ગિ૦ ૪
તું ગતિ તું મતિ આશરો, આલંબન મુજ પ્યારો રે,
વાચક યશ કહે માહરે, તું જીવન જીવ આધારોરે. ગિ૦ ૫

## શ્રી સંખેશ્વરા પાર્શ્વ પ્રભુનું સ્તવન.

પાસ સંખેશ્વરા સાર કર સેવકાં,
દેવ! કાં ? એવડી વાર લાગે;
કોટી કર જોડી દરબાર આગે ખડા,
ઠાકુરા ચાકુરા માન માગે. પાસ૦ ૧

પ્રગટ થા પાસજી મેલી પડદો પરો,
મોડ અસુરાણને આપ છોડો;
મુજ મહીરાણ મંજુસમાં પેસીને,
ખલકના નાથજી બંધ ખોલો. પાસ૦ ૨

જગતમાં દેવ! જગદીશ! તું જાગતો,
એમ શું આજ જિનરાજ ઉંઘે?
મોટા દાનેશ્વરી તેહને દાખીયે,
દાન દે જેહ જગ કાળ મોંઘે. પાસ૦ ૩

ભીડ પડી જાદવા જોર લાગી જરા,
તતક્ષણ ત્રીકમે તુને સંભાર્યો,
પ્રગટ પાતાલથી પલકમાં તેં પ્રભુ,
ભક્ત જન તેહનો ભય નિવાર્યો. પાસ૦ ૪

આદિ અનાદિ અરિહંત તું એક છો,
દીન દયાળ છે કોણ દૂજો?
ઉદયરત્ન કહે પ્રગટ પ્રભુ પાસજી,
પામી ભય ભંજનો એહ પૂજો. પાસ૦ ૫

## શ્રી સિદ્ધભગવાનનું સ્તવન.

સિદ્ધની શોભા રે શી કહું—આંકણી

સિદ્ધ જગત શીરે શોભતા, રમતા આતમરામ;
લક્ષ્મી લીલાની લહેરમાં, સુખયા છે શિવઠામ. સિદ્ધ૦ ૧
મહાનંદ અમૃત પદ નમો, સિદ્ધિ કેવળ નામ;
અપુનર્ભવ બ્રહ્મપદ વળી; અક્ષય સુખ વિશ્રામ. સિદ્ધ૦ ૨
સંશ્રેય નિશ્રેય અક્ષરા, દુઃખ સમસ્તની હાણ;
નિર્વૃત્તિ અપવર્ગતા, મોક્ષ મુક્તિ નિરવાણ. સિદ્ધ૦ ૩
અચળ મહોદય પદ લહ્યું, જોતાં જગતના ઠાઠ;
નિજ નિજ રૂપેરે જુજુઆ, વીત્યાં કર્મ તે આઠ. સિદ્ધ૦ ૪
અગુરૂ લઘુ અવગાહના, નામે વિકસે વદન્ન;
શ્રી **શુભવીરને** વંદતાં, રહિયે સુખમાં મગન્ન. સિદ્ધ૦ ૫

(૨)

સિદ્ધચક્રને ભજીએ રે કે ભવિયણ ભાવ ધરી,
મદ માનને તજીએ રે કે કુમતિ દૂર કરી.
પહેલે પદે રાજે રે કે અરિહંત શ્વેત તનુ,
બીજે પદે છાજે રે કે સિદ્ધ પ્રગટ ભણું. સિદ્ધ૦ ૧
ત્રીજે પદે પીળા રે કે આચારજ કહીએ,
ચોથે પદે પાઠક રે કે નીલ વર્ણ લહીએ. સિદ્ધ૦ ૨
પાંચમે પદે સાધુ રે કે તપ સંયમ શૂરા,
શ્યામ વર્ણે સોહે રે કે દર્શન ગુણ પૂરા. સિદ્ધ૦ ૩
દર્શન જ્ઞાન ચારિત્ર રે કે તપ સંયમ શુદ્ધ વરો,
ભવિયણ ચિત્ત આણીરે કે હૃદયમાં ધ્યાન ધરો. સિદ્ધ૦ ૪
સિદ્ધચક્રને ધ્યાને રે કે સંકટ જાય ન આવે,
કહે **ગાતમ** વાણી રે કે અમૃત પદ પાવે. સિદ્ધ૦ ૫

## શ્રી સિદ્ધાચળજીનું સ્તવન.

(૧)

વિલળાચળ નિતુ વંદીએ, કીજે એહની સેવા;
માનું હાથ એ ધર્મનો, શિવતરૂ ફળ લેવા. વિમળા૦ ૧
ઉજ્વલ જિનગૃહ મંડળી, તિહાં દીપે ઉત્તંગા;
માનું હિમગિરિ વિભ્રમે, આઇ અંબર ગંગા. વિમળા૦ ૨
કોઇ અનેરૂ જગ નહિ, એ તીરથ તોલે;
એમ શ્રીમુખ હરિ આગમે, શ્રી સીમંધર બોલે. વિમળા૦ ૩
જે સઘળાં તીરથ કહ્યાં, યાત્રા ફળ કહીયે;
તેહથી એ ગિરિ ભેટતાં, શત ગણું ફળ લહીયે. વિમળા૦ ૪
જનમ સફળ હોય તેહનો, જે એ ગિરિ વંદે;
**સુજસવિજય** સંપદ લહે, તે નર ચિર નંદે. વિમળા૦ ૫

(૨)

આજ મારાં નયણાં સફળ થયાં, શ્રી સિદ્ધાચલ નિરખી;
ગિરિને વધાવું મોતીડે, મારા હૈયામાં હરખી. આજ૦ ૧
ધન્ય ધન્ય સોરઠ દેશને, જિહાં એ તિરથ જોડી;
વિમળાચળ ગિરનારને, વંદુ બે કર જોડી. આજ૦ ૨
સાધુ અનંતા ઇણ ગિરિ, સિધ્યાં અણસણ લેઇ;
રામ પાંડવ નારદ ઋષિ, બીજા મુનિવર કેઈ. આજ૦ ૩
માનવ ભવ પામી કરી, નવિ એ તીરથ ભેટયો;
પાપ કરમ જે આકરાં, કહો કેણી પરે મેટયો. આજ૦ ૪
તીર્થરાજ સમરૂં સદા, સારે વાંછિત કાજ;
દુઃખ દોહગ દૂરે કરી, આપે અવિચળ રાજ. આજ૦ ૫
સુખ અભિલાષી પ્રાણીયા, વંછે અવિચળ સુખડાં;
**માણેક મુનિ** ગિરિ ધ્યાનથી, ભાંગે ભવોભવ દુઃખડાં. આજ૦ ૬

## લઘુ સ્તુતિ સંગ્રહ.

### ૧ લા શ્રી ઋષભદેવ પ્રભુની સ્તુતિ.

(૧)

પ્રહ ઉઠી વંદુ, ઋષભદેવ ગુણવંત;
પ્રભુ બેઠા સોહે, સમવસરણ ભગવંત.
ત્રણ છત્ર વિરાજે, ચામર ઢાળે ઇંદ્ર;
જિનના ગુણ ગાવે, નરનારીનાં વૃન્દ. ૧

(૨)

આદિ જિનવર રાયા, જાસ સોવન કાયા;
મરૂદેવી માયા, ધોરી લંછન કાયા.
જગત સ્થીતિ નિપાયા, શુદ્ધ ચારિત્ર પાયા;
કેવળ શ્રી રાયા, મોક્ષ નગરે સિધાયા. ૧

### ૨ જા શ્રી અજિતનાથ પ્રભુની સ્તુતિ.

(૧)

વિજયા સુત વંદો, તેજથી જ્યું જિણંદો;
શીતળતાએ ચંદો, ધીરતાએ ગિરીંદો.
મુખ જિમ અરવિંદો, જાસ સેવે સુરીંદો;
લહો પરમાનંદો, સેવના સુખ કંદો. ૧

(૨)

જબ ગરભે સ્વામી, પામી વિજયા નારી;
જીતે નિત્ય પિયુને, અક્ષક્રીડત[1] હુશિયાર.
તિણે નામ અજિત છે, દેશના અમૃતધાર;
મહા જક્ષ અજિતા, વીર વિઘન અપહાર. ૧

---

૧. પાસાની રમત.

## ૩ જા શ્રી સંભવનાથ પ્રભુની સ્તુતિ.

(૧)

સંભવ સ્વામી સેવીએ, ધન્ય સજ્જન દીહા;
જિન ગુણ માળા ગાવતાં, ધન્ય તેહની જીહા.
વયણ સુગંગ તરંગમાં, ન્હાતાં શિવગેહી;
ત્રિમુખ સુર દુરિતારિકા, **શુભવીર** સનેહી. ૧

(૨)

સંભવ સુખદાતા, જેહ જગમાં વિખ્યાતા;
ષટ જીવોના ત્રાતા, આપતા સુખશાતા.
માતાને ભ્રાતા, કેવળજ્ઞાન જ્ઞાતા;
દુઃખ દોહગ ત્રાતા, જાસ નામે પલાતા. ૧

## ૪ થા શ્રી અભિનંદન પ્રભુની સ્તુતિ,

(૧)

સંવર સુત સાચો, જાસ સ્યાદ્વાદ વાચો;
થયો હીરો જાચો, મોહને દેઈ તમાચો.
પ્રભુ ગુણ ગણ માચો, એહને ધ્યાને રાચો;
જિન પદ સુખ સાચો, ભવ્ય પ્રાણી નિકાચો. ૧

(૨)

અભિનંદન ગુણ માલિકા, ગાવંતી અમરાલિકા;
કુમતકી પરજાલીકા, શિવ વહુ વર માલીકા.
લગે ધ્યાનકી તાલીકા, આગમની પરનાલીકા;
ઈશ્વરો સુર બાલિકા, **વીર** નમે નિત્ય કાલિકા. ૧

## ૫ મા શ્રી સુમતિનાથ પ્રભુની સ્તુતિ

(૧)

સુમતિ સ્વર્ગ દિયે અસુમન્તને,
મમત મોહ નહિ ભગવન્તને;
પ્રકટ જ્ઞાન વહે શિવ બાલીકા,
તુંબરૂ વીર નમે મહાકાલિકા. ૧

(૨)

સુમતિ સુમતિ દાઇ, મંગલા જાય માઇ,
મેરૂ ને રાઇ, ઓર એહુમે તુલાઈ.
ક્ષય કીધાં ઘાઇ, કેવળજ્ઞાન પાઇ,
નહિ ઉણીત કાંઇ, સેવીયે એ સદાઈ. ૧

## ૬ ઠ્ઠા શ્રી પદ્મ પ્રભુની સ્તુતિ.

(૧)

અઢીસેં ધનુષની કાયા, ત્યક્ત મદ મોહ માયા;
સુસીમા જસ માયા, શુકલ જે ધ્યાન ધ્યાયા.
કેવળ વર પાયા, ચામરાદિ ધરાયા;
સેવે સુર રાયા, મોક્ષ નગરે સિધાયા. ૧

(૨)

પદ્મ પ્રભુ ત્દત છદ્‌માવસ્થા,
શિલ સદ્મે સિદ્ધા અરૂપસ્થા;
નાણુને દંસણુ દોય વિલાસી,
વીર કુસુમ શ્યામા જિન પાસી. ૧

## ૭ મા શ્રી સુપાર્શ્વનાથ પ્રભુની સ્તુતિ.

(૧)

અષ્ટ મહા પડિહારશું એ, શોભે સ્વામી સુપાસ તો;
મહા ભાગ્ય અરિહા પ્રભુ એ, સુર નર જેહના દાસ તો.
ગુણ અતિશય વરણ્યા એ, આગમ ગ્રન્થ મોઝાર તો;
માતંગ શાન્તા સુર સુરી એ, વીર વિઘન અપહાર તો. ૧

(૨)

સુપાસ જિન વાણી, સાંભળે જેહ પ્રાણી;
હ્રદયે પહેચાણી, તે તર્યા ભવ્ય પ્રાણી.
પાંત્રીશ ગુણ ખાણી, સૂત્રમાં જે ગુંથાણી;
ષટ્ દ્રવ્ય શું જાણી, કર્મ પીલે જ્યું ઘાણી. ૧

## ૮ મા શ્રી ચંદ્ર પ્રભુની સ્તુતિ.

(૧)

ચંદ્રપ્રભુ મુખ ચંદ્રમા, સખિ જોવા જઈએ;
દ્રવ્ય ભાવ પ્રભુ દરિસણે, નિર્મળતા લઈએ.
વાણી સુધારસ વેલડી, સુણીએ તતખેવ;
ભજે ભદંત ભૃકુટિકા, વીરવિજય તે દેવ. ૧

(૨)

સેવે સુર વૃંદા, જાસ ચરણારવિંદા;
અઠ્ઠમ જિણચંદા, ચંદ વરસે સોહંદા.
મહસેન નૃપનંદા, કાપતા દુઃખ દંદા;
લંછન મિષ ચંદા, પાય માનુ સેવંદા. ૧

## ૯ મા શ્રી સુવિધિનાથ પ્રભુની સ્તુતિ.

(૧)

સુવિધિ સેવા કરતા દેવા, તજી વિષય વાસના;
શિવ સુખ દાતા, જ્ઞાતા ત્રાતા, હરે દુઃખ દાસના.
નય ગમ ભંગે રંગે ચંગે, વાણી ભવ હારિકા;
અમર અતીતે મોહાતીતે, વિરંચ સુતારિકા. ૧

(૨)

નર દેવ ભાવ દેવો, જેહની સારે સેવો;
જેહ દેવાધિ દેવો, સાર જગમાં જ્યું મેવો.
જોતાં જગ એવો, દેવ દીઠો ન તેવો;
સુવિધિ જિન જેવો, મોક્ષ દે તતખેવો. ૧

## ૧૦ મા શ્રી શીતળનાથ પ્રભુની સ્તુતિ.

(૧)

શીતળ પ્રભુ દર્શન, શીતળ અંગ ઉવંગે;
કલ્યાણક પંચે, પ્રાણી ગણુ સુખ સંગે.
તો વચન સુણંતાં, શીતળ કિમ નહિ લોકા;
**શુભવીર** તે બ્રહ્મા, શાસન દેવી અશોકા. ૧

(૨)

શીતળ જિન સ્વામી, પુન્યથી સેવ પામી;
પ્રભુ આતમ રામી, સર્વ પરભાવ પામી.
જે શિવગતિ ગામી, શાશ્વતાનંદ ધામી;
ભવિ શિવસુખ કામી, પ્રણમીએ શીષ નામી. ૧

## ૧૧ મા શ્રી શ્રેયાંસનાથ પ્રભુની સ્તુતિ.

(૧)

શ્રી શ્રેયાંસ સુહંકર પામી, ઈચ્છે અવર કુણુ દેવાજી;
કનક તરૂ સેવે કુણુ પ્રભુને, છંડી સુરતરૂ સેવાજી.
પૂર્વાપર અવિરોધી સ્યાત્પદ, વાણી સુધારસ વેલીજી;
માની મણુએસર સુપસાયે, **વીર** હૃદયમાં ફેલીજી. ૧

(૨)

વિષ્ણુ જસ માત, જેહના વિષ્ણુ તાત;
પ્રભુના અવદાત, તીન ભુવને વિખ્યાત.
સુરપતિ સંઘાત, જાસ નિકટે આયાત;
કરી કર્મનો ઘાત, પામીઆ મોક્ષ શાત.[1] ૧

## ૧૨ મા શ્રી વાસુપૂજ્ય પ્રભુની સ્તુતિ.

(૧)

વિશ્વના ઉપકારી, ધર્મના આદિકારી;
ધર્મના દાતારી, કામ ક્રોધાદિ વારી.
તાર્યા નરનારી, દુઃખ દોહગ હારી;
વાસુપૂજ્ય નિહારી, જાઉં હું નિત્ય વારી. ૧

(૨)

વિમળ ગુણુ અગારં, વાસુપૂજ્ય સફારં;
નિહત વિષય વિકારં, પ્રાપ્ત કૈવલ્ય સારં.
વચન રસ ઉદારં, મુક્તિ તત્ત્વ વિચારં;
વીર વિઘ્ન નિવારં, સ્તોમિ ચંડિ કુમારં. ૧

---

૧. સુખ.

## ૧૩ મા શ્રી વિમળનાથ પ્રભુની સ્તુતિ.

(૧)

વિમળ જિન જુહારો, પાપ સંતાપ વારો;
શ્યામાંબ મલ્હારો, વિશ્વ કીર્ત્તિ વિફારો.
યોજન વિસ્તારો, જાસ વાણી પ્રસારો;
ગુણ ગણ આધારો, પુણ્યના એ પ્રકારો. ૧

(૨)

વિમળનાથ વિમળ ગુણ વર્યા,
જિન પદ ભોગી ભવ નિસ્તર્યા;
વાણી પાંત્રીશ ગુણ લક્ષણી,
છમ્મુહ સુર સુર પ્રવરા જક્ષણી. ૧

## ૧૪ મા શ્રી અનન્તનાથ પ્રભુની સ્તુતિ.

(૧)

અનન્ત અનન્ત નાણી, જાસ મહિમા ગવાણી;
સુર નર તિરિ પ્રાણી, સાંભળે જાસ વાણી.
એક વચન સમ જાણી, જેહ સ્યાદ્વાદ જાણી;
તર્યા તે ગુણ ખાણી, પામીઆ સિદ્ધિ રાણી. ૧

(૨)

જ્ઞાનાદિકા ગુણવરા નિવસંત્યનંતે,
વજી સુપર્વ મહિતો, જિન પાદ પદ્મે;
ગ્રંથાર્ણવે મતિવરા, પ્રણુતિસ્મ ભકત્યા,
પાતાલ ચાંકુશી સુરી શુભવીર દક્ષા. ૧

# ૧૫ મા શ્રી ધર્મનાથ પ્રભુની સ્તુતિ.

(૧)

ધરમ ધરમ ધોરી, કર્મના પાસ તોરી;
કેવળ શ્રી જોરી, જેહ ચોરે ન ચોરી.
દર્શન મદ છોરી, જાય ભાગ્યા સટોરી;
નમે સુરનર કોરી, તે વરે સિદ્ધિ ગોરી. ૧

(૨)

સખિ ધર્મ જિનેસર પૂજીએ,
જિન પૂજે મોહને ધ્રુજીએ;
પ્રભુ વયણ સુધારસ પીજીએ,
કિન્નર કંદર્પ રીઝીએ.

# ૧૬ મા શ્રી શાન્તિનાથ પ્રભુની સ્તુતિ.

(૧)

શાન્તિ જિનેસર સમરીએ, જેની અચિરા માય;
વિશ્વસેન કુળ ઉપન્યા, મૃગ લંછન પાય.
ગજપુર નયરીનો ધણી, કંચન વરણી છે કાય;
ધનુષ ચાળીસની દેહડી, લાખ વરસનું આય. ૧

(૨)

સમેતશીખર ગિરિ ઉપરે, જેણે અણસણ કીધાં;
કાઉસ્સગ્ગ ધ્યાન મુદ્રા રહી, જેણે મોક્ષજ સિધ્યાં.
જક્ષ ગરૂડ સમરૂં સદા, દેવી નિર્વાણી;
ભવિક જીવ તુમે સાંભળો, ઋષભદાસની વાણી. ૧

## ૧૭ મા શ્રી કુન્થુનાથ પ્રભુની સ્તુતિ.

(૧)

કુન્થુજિન નાથ, જે કરે છે સનાથ;
તારે ભવ પાથ, જે ગ્રહી ભવ્ય હાથ.
એહનો તજે સાથ, બાવળ દીયે બાથ;
તરે સુર નર સાથ, જે સુણે એક ગાથ. ૧

(૨)

વશી કુન્થુવ્રતી તિલકો જગતિ,
મહિમા મહતી નત ઇન્દ્ર તતિ;
પ્રથિતાગમ[૧] જ્ઞાન ગુણા વિમલા,
શુભવીર મતાં ગાંધર્વ બલા. ૧

## ૧૮ મા શ્રી અરનાથ પ્રભુની સ્તુતિ.

(૧)

અર જિનવર રાયા, જેહવી દેવી માયા;
સુદર્શન નૃપ તાયા, જાસ સુવર્ણ કાયા.
નંદાવર્ત પાયા, દેશના શુદ્ધ દાયા,
સમવસરણ વિરચાયા, ઇન્દ્ર ઇન્દ્રાણી ગાયા. ૧

(૨)

અર વિભુ રવિ ભૂતળ દ્યોતકં,
સુમનસા મન સાર્ચિત પત્કજે;
જિન ગિરા નગિરા પરતારિણી,
પ્રણુત યક્ષપતિ વીર ધારિણી. ૧

---

૧ શ્રેણી.

## ૧૯ મા શ્રી મલ્લિનાથ પ્રભુની સ્તુતિ.

(૧)

મલ્લિ જિન નમિયે, પૂરવલાં પાપ ગમીએ;
ઈન્દ્રિય ગણુ દમિયે, આણુ જિનની ન ક્રમિયે.
ભવમાં નવિ ભમિયે, સર્વ પરભાવ વમિયે;
જિન ગુણુમાં રમિયે, કર્મ મળ સર્વ ધમીયે. ૧

(૨)

મલ્લિનાથ મુખચંદ નિહાળું,
અરીહા પ્રણુમી પાતક ટાળું;
જ્ઞાનાનંદ વીમળ પુરસર,
ધણુ પ્રિયા શુભવીર કુબેર. ૧

## ૨૦ મા શ્રી મુનિસુવ્રત પ્રભુની સ્તુતિ

(૧)

સુવ્રત સ્વામી, આતમ રામી, પૂજો ભવિ મન રૂલી;
જિન ગુણુ થુણીએ, પાતક હણીએ, ભાવ સ્તવ સાંકળી.
વચને રહીએ, જૂઠ ન કહીએ, ટળે ફળ વંચકો;
વીર જિણુપાસી, સુરી નર દત્તા, વરૂણુ જિનાર્ચકો. ૧

(૨)

મુનિ સુવ્રત નામે, જે ભવિ ચિત્ત કામે;
સવિ સંપત્તિ પામે, સ્વર્ગના સુખ જામે.
દુર્ગતિ દુઃખ વામે, નવિ પડે મોહ ભામે,
સવિ કર્મ વિરામે, જઇ વસે સિદ્ધ ધામે. ૧

## ૨૧ મા શ્રી નમિ પ્રભુની સ્તુતિ.

(૧)

શ્રી નમિનાથ સોહામણા એ, તીર્થપતિ સુલતાન તો;
વિશ્વંભર અરિહા પ્રભુ એ, વીતરાગ ભગવાન તો.
રત્નત્રયી જસ ઉજળી એ, ભાંખે ખટ દ્રવ્ય જ્ઞાન તો;
ભૃકુટી સુર ગંધારિકા એ, વીર હૃદય બહુમાન તો. ૧

(૨)

નમીએ નમિ નેહ, પુન્ય થાયે જ્યું દેહ;
અવા સમુદય જેહ, તે રહે નાંહિ રેહ.
લહે કેવળ તેહ, સેવના કાર્ય એહ;
લહે શિવપુર વેહ, કર્મનો આણી છેહ. ૧

## ૨૨ મા શ્રી નેમ પ્રભુની સ્તુતિ.

(૧)

રાજુલ વરનારી, રૂપથી રતિ હારી;
તેહના પરિહારી, બાલથી બ્રહ્મચારી.
પશુઆં ઉગારી, હુઆ ચારિત્ર ધારી;
કેવળ શ્રી સારી, પામીયા ઘાતી વારી. ૧

(૨)

શ્રી નેમિનાથ બાવીશમા એ, શિવાદેવી નંદ તો;
સ્યામ વરણ તનુ શોભતું એ, મુખ શારદ કો ચંદ તો.
સહસ વરસ પ્રભુ આઉખું એ, બ્રહ્મચારી ભગવંત તો;
અષ્ટ કર્મ હેલે હણીએ, પહોંચ્યા મુક્તિ મહંત તો. ૧

## ૨૩ મા શ્રી પાર્શ્વ પ્રભુની સ્તુતિ.

(૧)

શ્રી પાસ જિણંદા, મુખ પૂનમ ચંદા,
પદયુગ અરવિંદા, સેવે ચોસઠ ઇંદા.
લંછન નાગિંદા, જાસ પાયે સોહંદા;
સેવે ગુણી વૃંદા, જેહથી સુખ કંદા. ૧

(૨)

પાસ જિણંદા વામા નંદા, જબ ગરભે ફળી;
સુપના દેખે અર્થ વિશેષે, કહે મઘવા મળી.
જિનવર જાયા સુર હુલરાયા, હુઆ રમણિ પ્રિયે;
નેમિ રાજી ચત્ર વિરાજી; વિલોકિત વ્રત લીયે. ૧

## ૨૪ મા શ્રી મહાવીર પ્રભુની સ્તુતિ.

(૧)

જય જય ભવિ હિતકર, વીર જિનેશ્વર દેવ;
સુર નરના નાયક, જેહની સારે સેવ.
કરૂણા રસ કંદો, વંદો આણંદ આણી;
ત્રિશલા સુત સુંદર, ગુણ મણિ કેરો ખાણી. ૧

(૨)

માતંગ સિદ્ધાઇ, દેવી જિનપદ સેવી;
દુઃખ દુરિત ઉપદ્રવ, જે ટાળે નિતમેવી.
શાસન સુખદાઈ, આઈ સુણો અરદાશ;
શ્રી જ્ઞાનવિમળ ગુણ, પૂરો વંછિત આશ. ૧

## શ્રી સંખેશ્વરા પાર્શ્વ પ્રભુની સ્તુતિ.

(૧)

સંખેશ્વર પાસજી પૂજીએ, નર ભવનો લાહો લીજીએ;
મન વાંછિત પૂરણ સુરતરૂ, જય વામા સુત અલવેસરૂ.
ધરણેન્દ્ર રાય પદ્માવતી, પભુ પાર્શ્વ તણાં ગુણ ગાવતી;
સહુ સંઘના સંકટ ચૂરતી, નયવિમળનાં વાંછિત પૂરતી. ૧

## શ્રી શાશ્વતા જનની સ્તુતિ.

(૧)

રીષભ ચંદ્રાનન વંદન કીજે, વારીખેણ દુઃખ વારેજી,
વરધમાન જિનવર વળી પ્રણમો, શાશ્વતા નામ એ ચારેજી.
ભરતાદિક ખેત્રે મળી હોવે, ચાર નામ ચિત્ત ધારોજી;
તેણે ચાર એ શાશ્વત જિનવર, નમીયે નિત્ય સવારેજી.

## સામાન્ય જિન સ્તુતિ.

(૧)

છત્ર ત્રય ચામર, તરૂ અશોક સુખકાર;
દિવ્ય ધ્વનિ દુંદુભિ, ભામંડળ ઝળકાર.
સુર કુસુમ વૃષ્ટિ વર, ભદ્રાસન અતિસાર;
એહ પ્રાતિહાર્ય જસ, તે જિન વંદુ ઉદાર. ૧

(૨)

સકળ કર્મ વારી, મોક્ષ માર્ગાધિકારી;
ત્રિભુવન ઉપગારી, કેવળજ્ઞાન ધારી.
ભવિયણ નીત્ય સેવો, દેવ એ ભક્તિભાવે;
એ જિન ભજંતા, સર્વ સંપત્તિ આવે. ૧

# શ્રી સીમંધર સ્વામિની સ્તુતિ.

(૧)

શ્રી સીમંધર જિનવર, સુખકર સાહિબ દેવ;
અરિહંત સકળની, ભાવ ધરી કરૂં સેવ.
સકળ આગમ પારગ, ગણધર ભાખિત વાણી;
જયવંતી આણા, જ્ઞાનવિમળ ગુણ ખાણી. ૧

(૨)

શ્રી સીમંધર સેવિત સુરવર, જિનવર જગ જયકારીજી;
ધનુષ્ય પાંચસેં કંચન વરણી, મૂર્ત્તિ મોહનગારીજી.
વિચરંતા પ્રભુ મહાવિદેહે, ભવિજનને હિતકારીજી;
પ્રહ ઉઠી નિત્ય નામ જપીજે, હૃદય કમળમાં ધારીજી. ૧

# તીર્થ સ્તુતિ.

(૧)

અષ્ટાપદે શ્રી આદિ જિનવર, વીર પાવાપુરી વરૂ;
વાસુપૂજ્ય ચંપા નયર સિદ્ધા, નેમ રૈવત ગિરિવરૂ.
સમેતશિખરે વીશ જિનવર, મોક્ષ પહોતા મુનિવરૂ;
ચોવીશ જિનવર નિત્ય વંદુ, સયલ સંઘ સુહંકરૂ. ૧

(૨)

શ્રી શત્રૂંજય મુખ્ય તીર્થ તીલકં, શ્રી નાભિરાજા ગજં;
વંદે રૈવત શૈલ મૌલિ મુકુટં, શ્રી નેમિનાથં યથા.
તારંગે અજિતં જિનં, ભરુપુરે શ્રી સુવ્રતં સ્તંભને;
શ્રી પાર્શ્વ પ્રણમામિ સત્યનગરે, શ્રી વર્દ્ધમાનં ત્રિધા.

# શ્રી પર્યુષણ પર્વની સ્તુતિ.

(૧)

મણિ રચિત સિંહાચન, બેઠા જગદાધાર;
પર્યુષણ કેરો, મહિમા આગમ અપાર.
નિજ મુખથી દાખી, સાખી સુરનર વૃન્દ;
એ પર્વ પર્વમાં, જિમ તારામાં ચન્દ. ૧

નાગકેતુની પરે, કલ્પ સાધના કીજે;
વ્રત નિયમ આખડી, ગુરૂ મુખ અધિકી લીજે.
દોય ભેદે પૂજા, દાન પંચ પ્રકાર;
કર પડિક્કમણાં ધર, શીયળ અખંડિત ધાર. ૨

જે ત્રિકરણ શુધ્ધે, આરાધે નવ વાર;
ભવ સાત આઠ અવ–શેષ તાસ સંસાર.
સહુ સૂત્ર શિરોમણિ, કલ્પસૂત્ર સુખકાર;
તે શ્રવણ સુણીને, સફળ કરો અવતાર. ૩

સહુ ચૈત્ય જુહારી, ખમત ખામણાં કીજે;
કરી સાહમી વચ્છલ, કુગતિ દ્વાર પટ દીજે.
અઠાઇ મહોત્સવ, ચિદાનંદ ચિત્ત લાઈ;
ઈમ કરતાં સંઘને, શાસન દેવ સહાઈ. ૪

(૨)

સત્તર ભેદી જિન પૂજા રચીને, સ્નાત્ર મહોત્સવ કીજેજી;
ઢોલ દદામા ભેરી ને ફેરી, ઝલરી નાદ સુણીજેજી.
વીર જિન આગળ ભાવના ભાવી, માનવ ભવ ફળ લીજેજી;
પરવ પજૂસણુ પૂરવ પૂન્યે, આવ્યાં એમ જાણીજેજી. ૧

માસ પાસ વળી દસમ દુવાલસે, ચત્તારી અઠ કીજેજી;
ઊપર વળી દસ દોય કરીને, જિન ચોવીશે પૂજેજી.
વડા કલ્પનો છઠ કરીને, વીર ચરિત્ર સુણીજેજી;
પડવેને દિન જન્મ મહોત્સવ, ધવળ મંગળ વરતીજેજી. ૨

આઠ દિવસ લગે અમર પળાવી, અઠમનો તપ કીજેજી;
નાગકેતુની પરે કેવળ લહીએ, જો શુભ ભાવે રહીએજી.
તેલાધર દિન ત્રણ કલ્યાણક, ગણધર વાદ વદીએજી;
પાસ નેમીસર અંતર ત્રીજે, રીષભ ચરિત્ર સુણીજેજી. ૩

બારસે સુત્ર ને સમાચારી, સંવત્સરી પડિક્કમીએજી;
ચૈત્ય પ્રવાડી વિધિશ્યું કીજે, સકળ જંતુને ખામીજેજી.
પારણાને દિન સ્વામી વત્સલ, કીજે અધિક વડાઇજી;
**માનવિજય** કહે સકળ મનોરથ, પૂરે દેવી સીધાઇજી. ૪

# શ્રી પુંડરિક સ્વામિની સ્તુતિ.

(૧)

પુંડરગિરિ મહિમા, આગમમાં પ્રસિદ્ધ;
વિમગાચળ ભેટી, લહીયે અવિચળ રિદ્ધ.
પંચમગતી પહોંચ્યા, મુનિવર કોડાકોડ;
એ તીરથ આવી, કર્મ વિપાક વિછોડ. ૧

# શ્રી સિદ્ધાચળજીની સ્તુતિ.

(૧)

ચૈત્રી પૂનમ દિન, શત્રુંજય ગિરિ અહિઠાણુ;
પુંડરિક વર ગણુધર, તિહાં પામ્યાં નિર્વાણુ.
આદિશ્વર કેરા, શિષ્ય પ્રથમ જયકાર;
કેવળ કમળા વર, નાભિ નરિંદ મલ્હાર. ૧

(૨)

શ્રી શત્રુંજય ગિરિ તીરથ સાર, ગિરિવરમાં જેમ મેરૂ ઉદાર,
ઠાકુર રામ અપાર. ૧
મંત્રમાંહી નવકારજ જાણું, તારા માંહે જેમ ચંદ્ર વખાણું,
જરધર માંહે જળ જાણું. ૨
પંખી માંહે જેમ ઉત્તમ હંસ, કુલ માંહે જેમ ઋષભનો વંશ,
નાભી તણો એ અંશ. ૩
ક્ષમાવંત માંહે જેમ અરિહંત, તપશૂરા મુનિવર મહંત,
શત્રુંજય ગિરિ ગુણુવંત. ૪

# શ્રી બીજની સ્તુતિ.

(૧)

બીજ વદન પર ભૂષણ ભૂષિત, દીપે નીલવટ ચંદાજી;
ગરૂડ જક્ષ નારી સુખકારી, નિર્વાણી સુખ કંદાજી.
બીજ તણો તપ કરતાં ભવિને, સમકિત સાનિધ્ય કારીજી;
ધીરવિમળ શિષ્ય કહે ઇણ વિધ શીખ, સંઘના વિઘ્ન નિવારીજી. ૧

(૨)

દીન સકળ મનોહર, બીજ દિવસ સુવિશેષ;
રાય રાણા પ્રણમે, ચંદ્ર તણી જીહાં રેખ.
તિહાં ચંદ્ર વિમાને, શાશ્વતા જિનવર જેહ;
બીજ તણે દિન, પ્રણમું આણી નેહ. ૧

# શ્રી પંચમીની સ્તુતિ.

(૧)

શ્રાવણ શુદિ દિન પંચમીએ, જન્મ્યા નેમિ જિણંદ તો;
શ્યામ વરણ તનુ શોભતુ એ, મુખ શારદ કો ચંદ તો.
સહસ વરસ પ્રભુ આઉખું એ, બ્રહ્મચારી ભગવંત તો;
અષ્ટ કરમ હેલે હણીયે, પહોતા મુક્તિ મહંત તો. ૧

# જ્ઞાનપંચમીની સ્તુતિ.

નેમિ જિનેશ્વર ત્રિગડે બેઠા, પંચમી મહિમા બોલેજી;
બીજા તપ જપ છે અતિ બહોળા, નહીં કોઇ પંચમી તોલેજી.
પાટી પોથી ઠવણી કવણી, નવકારવાળી સારીજી;
પંચમીનું ઉજમણું કરતાં, લહીયે શીવ વધુ પ્યારીજી. ૧

# શ્રી અષ્ટમીની સ્તુતિ.

(૧)

મંગળ આઠ કરી જશ આગળ, ભાવ ધરી સુરરાજજી;
આઠ જાતિના કળશે કરી, નવરાવે જિનરાજજી.
વીર જિનેશ્વર જન્મ મહોત્સવ, કરતાં શિવસુખ સાધેજી;
આઠમનો તપ કરતાં અમ ઘેર, મંગળ કમળા વાધેજી. ૧

(૨)

મહાવીર થકી ત્રિપદી, પામીને તત્કાળ;
દ્વાદશાંગી ગુંથી, ગણધર દેવ રસાળ.
એમાંથી ઉપદિશે, આઠમનો અધિકાર;
અષ્ટમી આરાધો, જિમ પામો ભવ પાર. ૧

# એકાદશીની સ્તુતિ.

(૧)

એકાદશી અતિ રૂઅડી, ગોવિંદ પુછે નેમ;
કોણ કારણ એ પરવ મોટું, કહોને મુજશું તેમ.
જિનવર કલ્યાણક અતિ ઘણાં, એકસો ને પચાસ;
તેણે કારણ એ પર્વ મોટું, કરો મૌન ઉપવાસ. ૧

(૨)

બાવીશમા જિન એણીપરે બોલે, સુણ તું કૃષ્ણ નરિંદાજી;
એક એકાદશી જેહ આરાધે, તે પામે સુખ વૃંદાજી.
દેવી અંબાઈ પુણ્ય પસાયે, નેમીશ્વર હિતકારીજી;
પંડિત હરખવિજય તસ શિષ્ય, માનવિજય જયકારીજી. ૧

## હિત શિક્ષા.

સાંભળજો સજ્જન નરનારી, હિત શીખામણ સારી જીરે;
રીસ કરે દેતાં શીખામણ, ભાગ્ય દશા પરવારી,
સુણજો સજ્જનો રે;
લોક વિરૂદ્ધની વાત સુણજો, જગત પડયો વ્યવહાર; સુણજો૦ ૧
મુરખ બાળક જાચક વ્યસની, કારૂ ને વળિ નારૂ જીરે;
જો સદા સંસારે સુખ વંછો, ચોરની સંગત વારૂ; સુણજો૦ ૨
વેશ્યા સાથે વણજ ન કરીએ, નીચશું નેહ ન ધરીએ જીરે;
ખાંપણ આવે ઘર ધન જાવે, જીવિતને પરહરિયે; સુણજો૦ ૩
કામ વિના પર ઘર નવિ જઈએ, આળે ગાળ ન દીજે જીરે;
બળિયા સાથે બાથ ન ભરિયે, કુટુંબ કલેશ ન કીજે; સુણજો૦ ૪
દુશ્મનશું પર નારી સાથે, તજીએ વાત એકાંતે જીરે;
માતા બેન શું મારગ જાતાં, વાત ન કરીએ રાતે; સુણજો૦ ૫
રાજા રમણી ઘરનો સોની, વિશ્વાસે નવ રહીએ જીરે;
માત પિતા ગુરૂ વિણુ બીજાને, ગુજની વાત ન કહીએ; સુણજો૦ ૬
અજાણ્યા શું ગામ ન જઇએ, ઝાડ તળે નવ વસીએ જીરે;
હાથી ઘોડા ગાડી જાતાં, દુર્જનથી દૂર ખસીએ; સુણજો૦ ૭
રમત રમંતા રીસ ન કરીએ, ભય મારગ નવ જઇએ જીરે;
બે જણુ વાત કરે જ્યાં છાની, ત્યાં ઉભા નવ રહીએ; સુણજો૦ ૮
હુંકારા વિણુ વાત ન કરીએ, ઇચ્છા વિણુ નવ જમીએ જીરે;
ધન વિદ્યાનો મદ નવ ધરીએ, નમતા સાથે નમીએ; સુણજો૦ ૯
ગુરૂ જોગી રાજા પંડિતને, હાંસી કરી નવ હસીએ જીરે;
હાથી વાઘ સરપ નર વઢતા, દેખીને દૂર ખસીએ; સુણજો૦ ૧૦
કુવા કાંઠે હાંસી ન કરીએ, કેફ કરી નવ ભમીએ જીરે;
વરો ન કરીએ ઘર વેચીને, જુગટડે નવ રમીએ; સુણજો૦ ૧૧

ભણતાં ગણતાં આળસ તજીએ, લખતાં વાત ન કરીએ જીરે;
પર હસ્તે પરદેશ દુકાને, આપણું નામ ન ધરીએ; સુણજો૦ ૧૨
નામુ માંડો આળસ છાંડી, દેવાદાર ન થઈએ જીરે;
કષ્ટ ભયાદિક સ્થાનક વરજી, દેશાવર જઈ રહીએ; સુણજો૦ ૧૩
ધનવંતોને વેષ મલીનતા, પગ શું પગ ઘસી ધોવે જીરે;
નાપિક ઘેર જઇ શિર મુંડાવે, પાણીમાં મુખ જોવે; સુણજો૦ ૧૪
નાવણ દાતણ સુંદર ન કરે, બેઠો તરણા તોડે જીરે;
ભોંય ચિત્રામણ નગ્ન સુવે તો, તેને લક્ષ્મી છોડે; સુણજો૦ ૧૫
માતા ચરણે શિષ નમાવી, બાપને કરી સલામો જીરે;
દેવ ગુરૂનાં દરશન કરીને, કરો સંસારનાં કામો; સુણજો૦ ૧૬
બે હાથે માથું નવ ખણીએ, કાન નહીં ખોતરીએ જીરે;
ઉભા કેડે હાથ ન દઇએ, સામે પૂર ન તરીએ; સુણજો૦ ૧૭
તેલ તમાકુ દૂરે તજીએ, અણગળ પાણી નવ પીયે જીરે;
કુળવંતી સતીને શીખામણ, આના ભેગી દીજે; સુણજો૦ ૧૮
સસરો સાસુ જેઠ જેઠાણી, નણદી વિનય ન મૂકો જીરે;
શાણપણે શેરી સંચરતા, ચતુરા ચાલ ન ચૂકો; સુણજો૦ ૧૯
નીચ સાહેલી સંગ ન કીજે, પર મંદિર નવી ભમીએ જીરે;
રાત પડયે ઘર બહાર ન જઇએ, સૌને જમાડી જમીએ; સુણજો૦ ૨૦
ધોબણ માલણ ને કુંભારણ, જોગણ સંગ ન કરીએ જીરે;
સહેજે કોઇ આળ ચડાવે, એવું શીદ આદરીએ; સુણજો૦ ૨૧
નિજ ભરતાર હોય દેશાવર, તવ શણગાર ન ધરીએ જીરે,
જમવા નાત વચ્ચે નવ જઇએ, દુર્જન દેખી હઠીએ; સુણજો૦ ૨૨
પર શેરી ગરબો ગાવાને, મેળે ખેલે નવ જઈએ જીરે;
નાવણ ધોવણ નદી કીનારે, જાતાં નિર્લજ થઇએ; સુણજો૦ ૨૩

ઉપડતે પગ ચાલ ચાલીએ, હુન્નર સંહુ શીખીએ જીરે;
સ્નાન સુવસ્ત્રે રસોઈ કરીને, દાન સુપાત્રે દીજીએ; સુણજો૦ ૨૪
શોકય તણાં લઘુ બાળક દેખી, ખેદ ન ધરશો હૈયે જીરે;
તેની સુખ શીતળ આશિષે, પુત્ર તણાં ફળ લહીયે; સુણજો૦ ૨૫
બાર વરસ બાળક સુર પડિમા, એ બે સરિખાં કહીએ જીરે;
ભકિત કરે સુખ લીલા પામે, ખેદ કરે દુઃખ લહીએ; સુણજો૦ ૨૬
નર નારી બેઉને શીખામણ, મુખ લવરી નવ હસીએ જીરે;
નાત સગાના ઘર છોડીને, એકલડાં નવ વસીએ; સુણજો૦ ૨૭
વમન કરીને ચિંતા ઝાળે, નબળે આસન બેસી જીરે;
વિદિશ દક્ષિણ દિશ અંધારે, બોટયું પશુએ પેસી; સુણજો૦ ૨૮
અન્ન જાણે રૂતુવંતી પાત્રે, પેટ અજીરણ વેળા જીરે;
અગાસે ભોજન નવી કરીએ, બે જણ બેસી ભેળાં; સુણજો૦ ૨૯
અતિશે ઉનું ખાટું ખારૂં, શાક ઘણું નવ ખાવું જીરે;
મૌનપણે ઓઠીંગણ વરજી, જમવા પહેલાં ન્હાવું; સુણજો૦ ૩૦
અન્ન વખાણી વખોડી ન ખાવું, તડકે બેસી ન જમવું જીરે;
માંદા પાસે રાત તજીને, નરણાં પાણી ન પીવું; સુણજો૦ ૩૧
કંદમૂળ અભક્ષ ને બોળો, વાસી વિદળ તે વરજો જીરે;
જુઠ તજો પરનિંદા હિંસા, જો વળિ નરભવ સરજો; સુણજો૦ ૩૨
વરત નિયમ ધરીયે ગુરૂ હાથે, તીરથ જાત્રા કરીએ જીરે;
પુન્ય ઉદય જો મોટો પ્રગટે, તો સંઘવી પદ ધરીએ; સુણજો૦ ૩૩
મારગમાં મન મોકળું રાખી, બહુ વિધિ સંઘ જમાડો જીરે;
સુર લોકે સુખ સઘળા પામે, જો હોય એવો દહાડો; સુણજો૦ ૩૪
તીરથ તારણ શિવ સુખ કારણ, સિદ્ધાચળ ગિરનારે જીરે;
પ્રભુ ભકતે ગુરૂ શરણે ભવ જળ, તરીએ એક અવતારે; સુણજો૦ ૩૫
લૌકિક લોકોત્તર હિત શિક્ષા, છત્રીશી એ બોલી જીરે;
પંડિત શ્રી શુભ વીરવિજય મુખ; વાણી મોહન વેલી; સુણજો૦ ૩૬

# પ્રાતઃસ્મરણિય

## સોળ સતીનો છંદ.

આદિનાથ આદે જિનવર વંદી, સફળ મનોરથ કીજીએ એ;
પ્રભાતે ઉઠી મંગલિક કામે, સોળ સતીનાં નામ લીજીએ એ. ૧
બાળ કુમારી જગ હિતકારી, બ્રાહ્મી[૧] ભરતની બહેનડી એ;
ઘટ ઘટ વ્યાપક અક્ષર રૂપે, સોળ સતી માંહે જે વડી એ. ૨
બાહુબળ ભગિની સતીય શીરોમણી, સુંદરી[૧અ] નામે ઋષભ સુતા એ;
અંગ સ્વરૂપી ત્રિભુવન માંહે, જેહ અનુપમ ગુણ જુતા એ. ૩
ચંદનબાળા[૨] બાળપણાથી, શીયળવતી શુદ્ધ શ્રાવિકા એ;
અડદના બાકુળા વીર પ્રતિલાભ્યા, કેવળ લહી વ્રત ભાવિકા એ. ૪
ઉગ્રસેન ધુઆ ધારિણી નંદિની, રાજિમતી[૩] નેમ વલ્લભા એ;
જોબન વેગે કામને જીત્યો, સંજમ લઇ દેવ દુલ્લભા એ. ૫
પંચ ભરતારી પાંડવ નારી, દ્રુપદ[૪] તનયા વખાણીએ એ;
એકસો આઠે ચીર પુરાણા, શીયળ મહિમા તસ જાણીએ એ. ૬
દશરથ નૃપની નારી નિરૂપમ, કૌશલ્યા[૫] કુળ ચંદ્રિકા એ;
શીયળ સલુણી રામ જનેતા, પુણ્ય તણી પરનાલિકા એ. ૭
કૌશાંબિક ઠામે સતાનિક નામે, રાજ્ય કરે રંગ રાજીઓ એ;
તસ ઘર ઘરણી મૃગાવતી[૬] સતી, સુર ભવને જશ ગાજીયો એ. ૮
સુલસા,[૭] સાચી શીયળે ન કાચી, રાચી નહીં વિષયા રસે એ;
મુખડું જોતાં પાપ પલાએ, નામ લેતાં મન ઉલ્લસે એ. ૯
રામ રઘુવંશી તેહની કામિની, જનક સુતા સીતા[૮] સતી એ;
જગ સહુ જાણે ધીજ કરંતા, અનળ શીતળ થયો શીયળથી એ. ૧૦
કાચે તાંતણે ચાલણી બાંધી, કુવા થકી જળ કાઢિયું એ;
કલંક ઉતારવા સતી સુભદ્રા[૯] ચંપા બાર ઉઘાડીયું એ. ૧૧

સુર નર વંદિત શિયળ અખંડિત, શિવા[૧૦] શિવપદ ગામિની એ;
જેહને નામે નિર્મળ થઈએ, બલિહારી તસ નામની એ. ૧૨
હસ્તિનાપૂરે પાંડુરાયની, કુંતા[૧૧] નામે કામિની એ;
પાંડવ માતા દશે દશાર્હની બ્હેન, પતિવ્રતા પદ્મિની એ. ૧૩
શીલવતી[૧૨] નામે શીલવ્રત ધારિણી, ત્રિવિધે તેહને વંદીએ એ;
નામ જપંતા પાતક જાયે, દરિશન દુરિત નિકંદીએ એ. ૧૪
નિષિધા નગરી નલહ નરીંદની, દમયંતી[૧૩] તસ ગેહિની એ;
સંકટ પડતાં શિયળજ રાખ્યું, ત્રિભુવન કીર્તિ જેહની એ. ૧૫
અનંગ અજીતા જગ જન પૂજિતા, પુષ્પચૂલા[૧૪] ને પ્રભાવતી[૧૫] એ
વિશ્વ વિખ્યાતા કામિત દાતા, સોળમી સતી પદ્માવતી[૧૬] એ. ૧૬
વીરે ભાખી શાસ્ત્રે શાખી, ઉદયરત્ન ભાખે મુદા એ;
વહાણું વાતાં જે નર ભણશે, તે લહેશે સુખ સંપદા એ. ૧૭

---

બ્રાહ્મી[૧] ચંદનબાળિકા[૨] ભગવતિ,
રાજેમતિ[૩] દ્રૌપદિ[૪];
કૌશલ્યા[૫] ચ મૃગાવતિ[૬] ચ સુલસા[૭],
સીતા[૮] સુભદ્રા[૯] શીવા;[૧૦]
કુંતિ[૧૧] શીલવતી[૧૨] નલસ્ય[૧૩]–દયિતા,
ચુલા[૧૪] પ્રભાવત્યપિ;[૧૫]
પદ્માવત્યપિ[૧૬] સુન્દરી દિન મુખે,
કુર્વન્તુ વો મંગલમ્. ૧

## પ્રભાવિક નામ સ્મરણ.

દાન તણા પ્રભાવથી, ધન્નો અને શાળિભદ્ર,
અગણિત રિદ્ધિને ત્યાગી, દેવલોક પામિયા;
ક્રમે ક્રમે બંને જન, પામશે સિદ્ધિનું પદ,
એવું જાણી ભવિ જન, સુપાત્રે દાન આપશો. ૧

શિયળના પ્રભાવથી, સુદર્શન શેઠ જુઓ,
શુળી ફીટી સિંહાસને, આનંદે આરૂઢીયાં;
કળાવતી કેરાં કાંડા, નવ પલ્લવિત થયાં,
એવું જાણી ભવિ જન, શિયળને સેવશો. ૨

તેમના પ્રભાવથી, ધન્નો અને હરિકેશી,
ઢંઢણ ઋષિજી જેવા, મોક્ષપદ પામીયા;
કર્મને ખપાવા કાજ, ઉત્તમ છે તપ સદા,
એવું જાણી ભવિ જન, તપ ગુણ ધારશો. ૩

ભાવ તણા પ્રભાવથી, પ્રસન્નચંદ્ર રાજઋષિ,
મરૂદેવી માતા અને, ભરત મોક્ષ પામીયા;
ખંધક મુનિના શિષ્યો, કપિલ ને ઈલાચી,
એવું જાણી ભવિ જન, ભાવના સુ ભાવશો. ૪

સેવા અને ભક્તિ વડે, નમિ ને વિનમિ ભ્રાત,
રાજ્ય-વિદ્યા મેળવી, સુગતિને સાધિયા;
તિર્થંકર ગોત્ર બાંધ્યું, સેવાથી શ્રી કૃષ્ણે અહા!
એવું જાણી ભવિ જન, સ્વધર્મ સેવા સાધશો. ૫

સદ્‌ગુરૂ તણા પ્રબોધને, એક ચિત્તે સુણવાથી,
નાસ્તિક પરદેશી રાજા, સ્વર્ગ સુખ પામીયો;
આયુષ્યને પૂર્ણ કરી, પામશે તે સિદ્ધિ પદ,
એવું જાણી ભવિ જન, ગુરૂ વાણી સુણશો. ૬

જ્ઞાન તણા પ્રભાવથી, માસતુસ મુનિ અને,
રોહણિય ચોરાદિક, સુગતિને પામીયાં;
ભવો ભવ હિત કર, જ્ઞાન પહેલું સૂત્ર શાખ,
એવું જાણી ભવિ જન, જ્ઞાન શુભ ધારશો. ૭

પૂર્વ પૂણ્ય સંચયથી, મળ્યો છે માનવ ભવ,
પ્રમાદ સેવીને જીવ, ધર્મ નથી કરતો;
શશી પ્રભ રાજા સમ, શોચે છે અંતર ખૂબ,
એવું જાણી ભવિ જન, ધર્મ શુભ ધારશો. ૮

સત્ય તણાં પ્રભાવથી, અગ્નિ શીત સમ બને,
ઝેર પણ અમૃતના, રૂપમાં પલટાય છે;
સત્ય વડે સર્પ પણ, બને છે કુસુમ માળ,
એવું જાણી ભવિ જન, સત્યને શોભાવશો. ૯

પર નિંદા કદી, સજ્જન જે કરે નહિ,
સ્વ નિંદા કરીને સદા, સભ્યતા ધરાવે જે;
ધન્ય છે તે મનુષ્યને, નિજ દોષ દેખે સદા,
એવું જાણી ભવિ જન, આત્મ નિંદા ધારશો. ૧૦

ધર્મ અને શુકલ ધ્યાન, સદ્‌ગતિ આપે છે સદા,
આર્ત અને રૌદ્ર તણી, ભાવના હઠાવશો;

ઉત્તમ પ્રથમ બેઉ, બીજા બે કનિષ્ટ કહ્યા,
એવું જાણી ભવિ જન, ધ્યાન શુભ ધ્યાવશો. ૧૧

કષાય જે ચાર કહ્યાં, ક્રોધ માન માયા અને,
લોભને નિવારો, ભવ ભ્રમણના હેતુ છે;
રાગ અને દ્વેષ મળી, ષટ એ શત્રુઓ થયાં,
એવું જાણી ભવિ જન, સર્વને વિદારશો. ૧૨

આયુષ્ય અસ્થિર છે, પાણીના પરપોટા સમ,
વિદ્યુત માફક ક્ષણ, ક્ષણ ચાલ્યું જાય છે;
વિષય કષાય ત્યાગો, પંચેન્દ્રિય વશ કરી,
એવું જાણી ભવિ જન, સુગતિને સાધશો. ૧૩

શાન્તિ સમું તપ નથી, સુખ નથી સંતોષ જેવું,
વ્યાધિ નથી તૃષ્ણા સમ, એવું ઉર ધારજો;
જગત માંહી કયાંઈ, દયા સમ ધર્મ નથી,
એવું જાણી ભવિ જન, દયા ધર્મ પાળશો. ૧૪

શાસ્ત્ર તણું શ્રવણ ને, રોગ ને સ્મશાન એતો,
વૈરાગ્ય પામવાના, મુખ્ય ત્રણ સાધનો છે;
સર્વદા રહ્યો છું હું તો, જન્મ જરા મૃત્યુ માંહિ,
એવું જાણી ભવિ જન, વૈરાગ્યે મન પ્રેરશો. ૧૫

બ્રહ્મચર્ય સેવનથી, આત્મા તણો ધર્મ ખરો,
અંતર તપાસવાથી, ઝટ મળી આવશે;
ઇન્દ્રિય નિગ્રહ થાય, તપ જપ ધ્યાન થાય,
એવું જાણી ભવિ જન, બ્રહ્મચર્ય સેવશો. ૧૬

પશ્ચાતાપ પાપ તણો, પાછળથી કરો નહિ,
પાપ કૃત્ય કરતાં પહેલાં, વિચારવું સારૂં છે;
કદી કરો પશ્ચાતાપ, ફરી તે બનેજ નહિ,
એવું જાણી ભવિ જન, પાપ નહિ સેવશો. ૧૭

પ્રીતિ અને નીતિ ધરો, પ્રભુ તણી ભક્તિ કરો,
સંસારને તરવાના, ઉત્તમ ઉપાયો છે;
ભક્તિ વડે શક્તિ વધે, શક્તિ થકી શાંતિ થાય;
એવું જાણી ભવિ જન, આત્મ શાંતિ સેવશો. ૧૮

પાપ ફળ ઇચ્છે નહિ, છતાં પાપ કરે જન,
ધર્મ ફળ ઈચ્છે છતાં, ધર્મ નથી કરતો;
જ્ઞાનમાં છે ખરૂં સુખ, અજ્ઞાન છે દુઃખ મૂળ,
એવું જાણી ભવિ જન, જ્ઞાન ક્રિયા ધારશો. ૧૯

સંપત છે સ્વપ્ન સમ, યૌવન છે પુષ્પ જેવું,
આયુષ્યને વણસતાં, વાર નહિ લાગશે;
અંતર વિચારી ખુબ, સુકૃત્યો છે સર્વોત્તમ,
એવું જાણી જીવનનું, સાર્થકય સાધશો. ૨૦

## ચાર ભાવના.

સૌ પ્રાણી આ સંસારના, સન્મિત્ર મુજ વ્હાલા થજો,
સદ્‌ગુણમાં આનંદ માનું, ભલે મિત્ર કે વેરી હજો;
દુઃખિયા પ્રતિ કરૂણા અને, દુશ્મન પ્રતિ મધ્યસ્થતા,
શુભ ભાવના પ્રભુ ચાર આ, પામો હૃદયમાં સ્થિરતા. ૧

## નરક ગામી.

કુડ કપટ કરનારા, પરદારામાં સદાય રહેનારા,
પરધનના હરનારા, તે નિશ્ચે નરકે પડનારા. ૧

પાપે પિંડ ભરનારા, જૂઠ વચનથી નહિ ડરનારા,
હિંસાના કરનારા, તે નિશ્ચે નરકે પડનારા. ૨

અધર્મ આચરનારા, કન્યાવિક્રયથી ધન રળનારા,
અઘટ ઘટ ઘડનારા, તે નિશ્ચે નરકે પડનારા. ૩

હરામનું ખાનારા, દુર્જન મંડળ જઇ વસનારા,
પરસુખમાં બળનારા, તે નિશ્ચે નરકે પડનારા. ૪

ધરમીને હસનારા, પુણ્ય પંથે નહિ ચલનારા,
વિષયમાં વસનારા, તે નિશ્ચે નરકે પડનારા. ૫

પાપ થકી ડરનારા, સત્ સંગથી દુર્ગુણ હરનારા,
પરોપકાર કરનારા, વિનયમુનિ સદ્ગતિ વરનારા. ૬

## ધર્મના ચાર પ્રકાર.

રે જીવ જિન ધર્મ કીજીયે, ધર્મના ચાર પ્રકાર;
દાન શિયળ તપ ભાવના, જગમાં એટલું સાર. રે જીવ૦ ૧

વરસ દિવસને પારણે, આદીશ્વર સુખકાર;
શેલડી રસ વહોરાવીયો, શ્રી શ્રેયાંસ કુમાર. રે જીવ૦ ૨

ચંપા પોળ ઉઘાડવા, ચારણીયે કાઢ્યાં નીર;
સતીય સુભદ્રા જશ થયો, શીયળે સુર નર ધીર. રે જીવ૦ ૩

તપ કરી કાયા શોષવી, સરસ નીરસ આહાર;
વીર જિણંદ વખાણીયો, ધન્ય ધન્નો અણગાર. રે જીવ૦ ૪

અનિત્ય ભાવના ભાવતાં, ધરતાં નિર્મળ ધ્યાન;
ભરત આરિસા ભુવનમાં, પામ્યા કેવળ જ્ઞાન. રે જીવ૦ ૫

જૈન ધર્મ સુર તરૂ સમો, જેહની શીતળ છાયા;
સમય સુંદરૂ કહે સેવતાં, વાંછિત ફળ પાયા. રે જીવ૦ ૬

## શ્રાવક કરણીની સજઝાય.

શ્રાવક તું ઉઠે પરભાત, ચાર ઘડી લે પાછલી રાત,
મનમાં સમરે શ્રી નવકાર, જેમ પામે ભવ સાયર પાર. ૧

કવણ દેવ કવણ ગુરૂ ધર્મ, કવણ અમારૂં છે કુલ ધર્મ,
કવણ અમારો જે વ્યવસાય, એવું ચિંતવજે મન માંય. ૨

સામાયિક લેજે મન શુદ્ધ, ધર્મની હૈડે ધરજે બુદ્ધ,
પડિકકમણું કરે રયણી તણું, પાતક આલોઇ આપણું. ૩

કાયા શકતે કરે પચ્ચકખાણ, સૂધિ પાળે જિનની આણ,
ભણજે ગણજે સ્તવન સજઝાય, જિણ હુતિ નિસ્તારો થાય. ૪

સ્મરે નિત્ય ચૌદ નામ, પાળે દયા જીવતાં સીમ,
દહેરે જઇ જુહારે દેવ, દ્રવ્ય ભાવથી કરજે સેવ. ૫

તેના કરતાં લાભ અપાર, પ્રભુજી મહોટા મુક્તિ દાતાર,
જે ઉથાપે જિનવર દેવ, તેહને નવ દંડકની ટેવ. ૬

પોશાળે ગુરૂ વંદન જાય, સુણજે વખાણ સદા ચિત્ત લાય,
નિર્દૂષણ સૂજંતો આહાર, સાધુને દેજે સુવિચાર. ૭

સામિ વચ્છલ કરજે ઘણું, સગપણ મ્હોટું સામી તણું,
દુઃખિયા હીણા દીનને દેખ, કરજે તાસ દયા સુવિશેષ. ૮

ઘર અનુસારે દેજે દાન, મોહોટા શું મ કરે અભિમાન,
ગુરૂને મુખ લેજે આખડી, ધર્મ ન ચુકીશ એકે ઘડી. ૯

વારૂ શુદ્ધ કરે વ્યાપાર, ઓછા અધિકાનો પરિહાર,
મ ભરજે કેની કુડી સાખ, કુડા જનશું કથન મ ભાખ. ૧૦

અનંતકાય કહી બત્રીશ, અભક્ષ્ય બાવીશે વિશ્વાવીશ,
તે ભક્ષણ નવ કીજે કિમે, કાચાં કુણાં ફળ મત જિમે. ૧૧

રાત્રી ભોજનના બહુ દોષ, જાણીને કરજે સંતોષ,
સાજી સાબુ લોહ ને ગળી, મધુ ધાવડી મત વેચો વળી. ૧૨
વળી મ કરાવે રંગણ પાસ, દૂષણ ઘણા કહ્યા છે તાસ,
પાણી ગળજે બે બે વાર, અણુગળ પીતાં દોષ અપાર. ૧૩
જિનવાણીના કરજે યત્ન, પાતક છંડી કરજે પુણ્ય;
છાંણા ઈંધણ ચુલો જોય, વાવરજે જેમ પાપ ન હોય. ૧૪
ઘૃતની પરે વાવરજે નીર, અણુગળ નીર મ ધોઇશ ચીર,
બારે વ્રત સુધાં પાળજે, અતિચાર સઘળાં ટાળજે. ૧૫
કહ્યાં પન્નરે કર્માદાન, પાપ તણી પરહરજે ખાણ,
માથે મ લેજે અનરથ દંડ, મિથ્યા મેલ મ ભરજે પિંડ. ૧૬
સમકિત શુદ્ધ હૈડે રાખજે, બોલ વિચારીને ભાખજે,
પાંચ તિથિ મ કરો આરંભ, પાળો શીયળ તજો મન દંભ. ૧૭
તેલ તક્ર ઘૃત દુધ ને દહીં, ઉઘાડાં મત મેલો સહી,
ઉત્તમ ઠામે ખરચો વિત્ત, પર ઉપકાર કરો શુભ ચિત્ત. ૧૮
દિવસ ચરિમ કરજે ચોવિહાર, ચારે આહાર તણો પરિહાર,
દિવસ તણાં આલોયે પાપ, જિમ ભાંજે સઘળા સંતાપ. ૧૯
સંધ્યાયે આવશ્યક સાચવે, જિનવર ચરણ શરણ ભવભવે,
ચારે શરણ કરી દૃઢ હોય, સાગારી અણુસણ લે સોય. ૨૦
કરે મનોરથ મન એહવા, તીરથ શત્રુંજે જાહવા,
સમેત શીખર આબુ ગિરનાર, ભેટીશ હું ધન્ય ધન્ય અવતાર. ૨૧
શ્રાવકની કરણી છે એહ, એહથી થાયે ભવનો છેહ,
આઠે કર્મ પડે પાતળાં, પાપ તણા છુટે આમળાં. ૨૨
વારૂ લહીયે અમર વિમાન, અનુક્રમે પામે શિવપુર ઠામ,
કહે જિનહર્ષ ઘણે સસનેહ, કરણી દુઃખ હરણી છે એહ. ૨૩

## શ્રાવક–ધર્મ.

વ્રતધારી સદ્દગુણુ ભંડાર, કરે પ્રેમથી પર ઉપકાર;
અલ્પારંભી હોય ઉદાર, શાસ્ત્ર શ્રવણુ કરી શોધે સાર. ૧
ધર્મ વિષે લાગેલું ધ્યાન, કજીયામાં આપે નહિ કાન;
મનમાં નહિ મમતા કે માન, અભય તણું દે નિત્યે દાન. ૨
કામ ભોગને સમજી પાશ, અંતર એથી રહે ઉદાસ;
વિષય તણો છોડી દે વાસ, સદ્દગુણુનો કરે સહવાસ. ૩
હેત ધરી પરના દુઃખ હરે, કામ કદી ભુંડું નવ કરે;
જેના મુખથી અમૃત ઝરે, પાપ પંથથી દિલમાં ડરે. ૪
દાન શીળ તપ સુરંગ, ઉઠે નિત્યે અંગો અંગ;
સંત જનોના રાખે સંગ, ઉત્તમ કાર્ય વિષે ઉછરંગ. ૫
કુડ કપટનું ન કરે કામ, વૈરાગે જેનો વિશ્રામ;
દયા ધર્મનું જે શુભ ધામ, આવા જનનું શ્રાવક નામ. ૬
પ્રમાણિકતામાં પંકાય, કદિ અન્યાયે નવ અથડાય;
જે શ્રાવકના ગુણુ સહુ ગાય, સંત શિષ્ય તે સ્વર્ગે જાય. ૭

## વિનય માહાત્મ્ય.

વિનયથી વિશ્વ બધું વશ થાય. ટેક.
વૈરી સઘળા વહાલ ધરાવે, ગુણુકર થઇ ગુણુ ગાય. વિનય૦
મોહની મંત્ર અવર નહિ એથી, આ દુનિયા માંય. વિનય૦
ધર્મ તણું આ મૂળ મનોહર, જ્ઞાનનું બીજ ગણાય. વિનય૦
એજ રસાયણે અંતર કેરા, સર્વે દોષ સમાય. વિનય૦
સંત શિષ્ય સુખ સઘળાં એમાં, સ્વરૂપ સદા સમજાય વિનય૦

---

## શ્રી ગૌતમાષ્ટક.

વીર જિનેશ્વર કેરો શિષ્ય, ગૌતમ નામ જપો નિશદિશ;
જો કીજે ગૌતમનું ધ્યાન, તો ઘર વિલસે નવે નિધાન. ૧
ગૌતમ નામે ગિરિવર ચઢે, મન વાંછિત હેલા સંપજે;
ગૌતમ નામે નાવે રોગ, ગૌતમ નામે સર્વ સંજોગ. ૨
જે વૈરી વિરૂઆ વંકડા, તસ નામે નાવે ઢુંકડા;
ભૂત પ્રેત નવિ મંડે પ્રાણ, તે ગૌતમના કરૂં વખાણ. ૩
ગૌતમ નાત્રે નિર્મળ કાય, ગૌતમ નામે વાધે આય;
ગૌતમ જિન શાસન શણગાર, ગૌતમ નામે જય જયકાર. ૪
શાળ દાળ સુરહા ઘૃત ગોળ, મન વાંછિત કાપડ તંબોળ;
ગૃહશું ગૃહિણી નિર્મળ ચિત્ત, ગૌતમ નામે પુત્ર વિનીત. ૫
ગૌતમ ઉદયો અવિચળ ભાણ, ગૌતમ નામ જપો જગ જાણ;
મોટા મંદિર મેરૂ સમાન, ગૌતમ નામે સફળ વિહાણ. ૬
ઘર મયગલ ઘોડાની જોડ, પહોંચે વારૂ વાંછિત કોડ;
મહિયલ માને મહોટા રાય, જો તૂઠે ગૌતમના પાય. ૭
ગૌતમ પ્રણમ્યાં પાતક ટળે, ઉત્તમ નરની સંગત મળે;
ગૌતમ નામે નિર્મળ જ્ઞાન, ગૌતમ નામે વાધે વાન. ૮
પુણ્યવંત અવધારો સહુ, ગુરૂ ગૌતમના ગુણ છે બહુ;
કહે લાવણ્ય સમય કર જોડ, ગૌતમ તૂઠે સંપત્તિ કોડ. ૯

---

અંગુઠે અમૃત વસે, લબ્ધિ તણા ભંડાર;
તે ગુરૂ ગૌતમ સમરીએ, વાંછિત ફળ દાતાર.
તાર તાર મુજ પ્રભુ, તું મુજ તારણ હાર;
તે માટે તુમને કહું, ભવજળ પાર ઉતાર.

---

## અમુલ્ય અવસરની આશા.

એવો અવસર મુજને ક્યારે આવશે,
આનંદ મંગળ મુજ અંતર ઉભરાયજો;
ભીતર ભ્રમણુ સ્થળ ક્યારે ભાંગશે,
ભય ભડકા નિર્ભયતામાં પથરાયજો. એવો૦ ૧

સારાસાર સર્વ રીતે સમજી શકું,
ન્યાય ત્યજી મતિ લોભે નવ લલચાયજો;
ક્રોધ કપટ મોહ મટે અરિ માહરા,
વિષય વ્યાધિઓ કદિ ન વરતાયજો. એવો૦ ૨

પરનિંદાની પરમ અધમતા પરિહરૂં,
ઇર્ષા અગ્નિ અંતરની ઓલાય જો;
સુંદર સાચા સ્થળમાં હું રાચું સદા,
સાચ્ચા રસ્તે મુજ જીવન સચવાયજો. એવો૦ ૩

અપૂર્વ શાન્તિ પ્રગટે આત્મ પ્રદેશમાં,
દોષિત મારા ત્યારે ભાવ દબાયજો;
મૂક્ત બનું માયાની જબરી જાળથી,
ન્યારો રહું જેમ પાણી પંકજ ન્યાયજો. એવો૦ ૪

અંધારાથી અંતર આ અળગું રહે,
રવિ કિરણોથી હૃદય બધું રંગાયજો;
નિજ ઘટકમાં દોલત ઘરની દેખીએ,
દારિદ્રયના દુઃખડાં દૂરે થાય જો. એવો૦ ૫

રમશું ક્યારે નિજ ઘર માંહે રંગથી,
જડતા ક્યારે જડામૂળથી જાયજો;
મંગળ મંગળ વરતે મન મેદાનમાં,
સાચા સુખમાં જીવન રામ સમાયજો. એવો૦ ૬

# સતીમાં સરદાર.

પ્રભુ તુલ્ય પતિને ગણે, ધર્મ હૃદયમાં ધરનાર;
વિવેકને વિસરે નહિ, તે સતીમાં સરદાર. ૧
શિર સાટે શીળ સાચવે, તજે ન ટેક લગાર;
પ્રાણ જતાં પલટે નહિ, તે સતીમાં સરદાર. ૨
સસરા સાસુ સર્વનો પ્રગટાવે જે પ્યાર;
વિનય તજે નહિ વડિલનો, તે સતીમાં સરદાર. ૩
સુખકર હોયે સર્વને, અંતર હોય ઉદાર;
મધુર સત્ય વચનો વદે, તે સતીમાં સરદાર. ૪
છલકે નહિ સંપત્તિ મળ્યે, નમ્ર બને નિરધાર;
ગંભીર ભાજન જ્ઞાનનું, તે સતીમાં સરદાર. ૫
પવિત્ર જેના પ્રાણ છે, અનાથનો આધાર;
દુ:ખમાં લેશ ડગે નહિ, તે સતીમાં સરદાર. ૬
ન્યાયે જે નિર્મળ રહે, સદ્વિદ્યા શણગાર;
સરળ ચિત્ત જેનું સદા, તે સતીમાં સરદાર. ૭
કળા ભણેલી કુશળ જે, ભવ્ય રૂપ ભંડાર;
ઉજવળ જેનો આતમા, તે સતીમાં સરદાર. ૮
કલંક વગરની કામિની, નિર્દોષ જે નાર;
એ અબળા ઉત્તમ ગણો, તે સતીમાં સરદાર. ૯
જેના દર્શનથી મટે, વિરૂપ વિષય વિકાર;
વિશુદ્ધ પ્રેમ વહ્યા કરે, તે સતીમાં સરદાર. ૧૦
સદ્ગુણનું સેવન કરી, સફળ કરે અવતાર;
સંત શિષ્ય તે સમજવી, તે સતીઓમાં સરદાર. ૧૧

---

## " બાવન સતી " નો મહિમા.

સુલસા[૧] ચંદનબાળા[૨], સતીઓ સારી રે;
સતી મનોરમાની[૩] વાત, લાગે પ્યારી રે. ૧

સતી મદનરેખા[૪] રૂપ, ગુણથી ઝળકે રે;
દમયંતી[૫] ચરિત અપાર, જનમાં ચળકે રે. ૨

સતી નર્મદાસુંદરી,[૬] સદ્‌ગુણ ધારી રે;
સતી સીતા[૭] સુંદર રૂપ, શીળ વિહારી રે. ૩

નંદા[૮] ભદ્રા[૯] અને, સુભદ્રા[૧૦] સારી રે;
થઈ ભારત ભૂષણ એહ, ધર્મ સુધારી રે. ૪

રાજિમતી[૧૧] સતી રત્ન, શમ રસ ઘોરી રે;
પ્રભુ નેમિનાથ મુખચંદ્ર, માંહિ ચકોરી રે. ૫

ઋષિદત્તા[૧૨] રસરૂપ, ધર્મ તણું થઈ રે;
પદ્માવતી[૧૩] શિવ સ્વરૂપ, શિવપદમાં ગઈ રે. ૬

સતી અંજના[૧૪] એક, નિર્મળ મનની રે;
શ્રીદેવી[૧૫] સુંદર શીળ, મનહર તનની રે. ૭

સતી જયેષ્ટા[૧૬] જે શ્રેષ્ટ, યશમાં જામી રે;
ધરી સુંદર સદ્‌ગુણ છાપ, શિવપદ પામી રે. ૮

સતી સુજયેષ્ટા[૧૭] નારી, બહુ વખાણી રે;
સતી મૃગાવતી[૧૮] મનરંગ, જનમાં જાણી રે. ૯

સતી પ્રભાવતીનો[૧૯] પ્રતાપ, જન સહુ ગાવે રે;
અતિ ચતુર ચિલ્લણા[૨૦] નાર, જન મન ભાવે રે. ૧૦

સતી બ્રાહ્મી[૨૧] સુંદરી[૨૧અ] શ્રેષ્ટ, શ્રાવક બાળા રે;
રુકિમણી[૨૨] રેવતી[૨૩] નાર, ધર્મ વિશાળા રે. ૧૧

કુંતિ[૨૪] શિવા[૨૫] સુખકાર, સતી ગુણુ માળા રે;
જયકારી જયંતી[૨૬] બાળ, સદ્ગુણુ શાળા રે. ૧૨

દેવકી [૨૭] દ્રૌપદી[૨૮] ધારણી[૨૯-૩૦] બે, સતીઓ રે;
એ પામો સુંદર આપ, શિવપદ ગતીઓ રે. ૧૩

કળાવતી[૩૧] કુળવાન, જરા મન હારી રે;
સતી પુષ્પચૂલા[૩૨] પ્રતિબોધ, શીળ ધારી રે. ૧૪

પદ્માવતી[૩૩] ગૌરી[૩૪] સતી, ગાંધારી[૩૫] સારી રે;
પ્રસરાવી આ જગ માંહી, કીર્ત્તિ ભારી રે. ૧૫

સતી લક્ષ્મણા[૩૬] સુંદર રૂપ, સુસીમા[૩૭] બાળા રે;
શ્રી જંબૂવતી[૩૮] જયવંત, બુદ્ધિ વિશાળા રે. ૧૬

સત્યભામા[૩૯] રુકિમણી[૪૦] યક્ષા, સતીઓ જાગી રે;
જિનશાસનમાં વિખ્યાત, થઇ બહુ ભાગી રે. ૧૭

યક્ષા[૪૧] દિન્ના[૪૨] ને ભૂતા[૪૩], ભય હરનારી રે;
ભૂતદિન્ના[૪૪] સાધ્વિ રૂપ, ભવ તરનારી રે. ૧૮

સેણા[૪૫] વેણા[૪૬] રેણા[૪૭], સુંદર નારી રે;
સતી શીળવતીની[૪૮] વાત, મુદ કરનારી રે. ૧૯

નંદયંતી[૪૯] રોહિણી[૫૦] સતી, શુદ્ધ કુળ કાંતા રે;
રતિસુંદરી[૫૧] શ્રીમતી[૫૨] નામ, સુખકર શાંતા રે. ૨૦

એ બાવન સતીઓ પ્રગટી, ભારત જગમાં રે;
નિત્ય સ્મરણ કરો તે નામ, ભવિજન મનમાં રે. ૨૧

---

## ચતુર્થ પાપસ્થાનક સજઝાય.

પાપસ્થાનક ચોથું વરજિયે, દુર્ગતિ મૂલ અબંભ;
જગ સવિ મૂંઝયો છે એહમાં, છાંડે તેહ અચંભ. પાપ૦ ૧
રૂડું લાગે રે એ ધુરે, પરિણામે અતિ ક્રૂર;
ફળ કિંપાકની સારીખું, વરજે સજ્જન દૂર. પાપ૦ ૨
અધર વિદ્રુમ સ્મિત ફુલડાં, કુચફળ કઠિન વિશાળ;
રામા દેખી ન રાચિયે, એ વિષે વેલી રસાળ. પાપ૦ ૩
પ્રબળ જ્વલિત અય પૂતલી, આલિંગન ભલું તંત;
નરક દુઆર નિતંબની, જઘન સેવન એ દુરંત. પાપ૦ ૪
દાવાનળ ગુણ વન તણો, કુલમશી કૂર્ચક એહ;
રાજધાની મોહ રાયની, પાતક કાનન મેહ. પાપ૦ ૫
પ્રભુતાયેં હરિ સારિખો, રૂપે મયણ અવતાર;
સીતાયેંરે રાવણ યથા, છંડો તુમેં નરનાર. પાપ૦ ૬
દશ શિર રજ માંહે રોલિયાં, રાવણ વિવશ અબંભ;
રામેં ન્યાયેંરે આપણો, રોપ્યો જગ જય થંભ. પાપં૦ ૭
પાપ બધાંએ રે અતિ ઘણા, સુકૃત સકળ ક્ષય જાય;
અબ્રહ્મચારીનું ચિંતવ્યું, કદિય સફળ નવિ થાય. પાપ૦ ૮
મંત્ર ફળે જગ જસ વધે, દેવ કરે સાન્નિદ્ધ;
બ્રહ્મચર્ય ધરે જે નરા, તે પામે નવ નિદ્ધ. પાપ૦ ૯
શેઠ સુદર્શન ટળી, શુળી સિંહાસન હોય;
ગુણ ગાયે ગગનેરે દેવતા, મહિમા શીયળનું જોય. પાપ૦ ૧૦
મૂળ ચરિત્રનું એ ભલું, સમક્તિ વૃદ્ધિ નિદાન;
શીળ સલિલ ધરે જે કો, તસ હુયે સુજસ વખાણ. પાપ૦ ૧૧

## આઠ મદની સજ્ઝાય.

મદ આઠ મહા મુનિ વારીએ, જે દુર્ગતિના દાતાર રે;
શ્રી વીર જિનેશ્વર ઉપદિશે, ભાખે સોહમ ગણધાર રે. મદ૦ ૧
હાંજી જાતિનો મદ પહેલો કહ્યો, પૂર્વે હરિકેશીએ કીધો રે;
ચંડાળ તણે કુળે ઉપન્યા, તપથી સવિ કારજ સીધ્યો રે. મદ૦ ૨
હાંજી કુળ મદ બીજો દાખીઓ, મરિચિ ભવે કીધો પ્રાણી રે;
કોડા કોડિ સાગર ભવમાં ભમ્યા, મદ મ ધરો એમ જાણી રે. મદ૦ ૩
હાંરે બળ મદથી દુઃખ પામીએ શ્રેણિક વસુભૂતિ જીવ રે,
દુઃખ નરક તણાં જઇ ભોગવ્યાં, મુખે પાડંતા ઘણી રીવ રે. મદ૦ ૪
હાંરે સનત્કુમાર નરેશરૂ, સુર આગળ રૂપ વખાણ્યો રે,
રોમ રોમ કાયા બીગડ ગઇ, પદ ચોથાનો એ ટાણો રે. મદ૦ ૫
હાંજી મુનિવર સંયમ પાળતા, તપનો મદ મન માંહે આવ્યો રે;
થયો કૂરગડુ ઋષિ રાજીયો, પામ્યા તપનો અંતરાયો રે. મદ૦ ૬
હાંજી દેશ દશાર્ણનો ધણી, રાજા દશાર્ણભદ્ર અભિમાની રે;
ઇંદ્રની રિદ્ધિ દેખી બૂઝીયા, સંસાર તજી થયા જ્ઞાની રે. મદ૦ ૭
હાંજી સ્થૂલિભદ્રે વિદ્યાનો કર્યો, મદ સાતમો જે દુઃખીયો રે;
શ્રુતપૂર્ણ અર્થ ન પામીઆ, જુઓ માન તણી અધિકાઇ રે. મદ૦ ૮
રાય સુભૂમ ષટ ખંડનો ધણી, [1]લાભનો મદ કીધો અપાર રે;
હય ગય રથ સબ સાયર પડયા, ગયો સાતમી નરક મોઝાર રે. મદ૦ ૯
ઇમ તન મન ધન જોબન રાજનો, મ ધરો મનમાં અહંકાર રે;
એહ અસ્થિર અસત્ય કારમું, વિણસે ક્ષણમાં બહુ વાર રે. મદ૦ ૧૦
મદ આઠ નિવારે વ્રત ધારી, પાળે સંયમ સુખકારી રે;
કહે માનવિજય તે પામશે, અવિચળ પદવી નરનારી રે. મદ૦ ૧૧

---

૧ સત્તા—રાજમદ.

## શ્રીમાનોને શિક્ષા.

હે લક્ષાધિપતિઓ ? જગમાં શું રહ્યા,
કયાંથી આવ્યા, ને કયાં જાશો ભવ્ય જો;
શાને માટે જન્મ્યા જાગી જાણજો,
સમજો જગમાં શું સારૂં કર્તવ્ય જો. હે૦ ૧

શેર એક દારૂનો નશો જે ચઢે,
લાખોપતિને તેવું ધનનું ઘેન જો;
ધનના ઘેને ઘેરાયો અહંકારમાં,
એવા નરને સમતાનું નહીં ચેન જો. હે૦ ૨

ગાડી વાડી લાડીમાં ગુલતાન છે,
પૈસા માટે પાપ કરે નિશદિન જો;
વૈરાગ્યે મન વાળે કયાંથી પ્રાણીયા,
વ્યાપારે વર્તે વૃત્તિ લયલીન જો. હે૦ ૩

પૈસાને પરમેશ્વર માન્યો પ્રેમથી,
સ્ત્રીને ગુરૂ માની કરતા તસ સેવ જો;
રાત દિવસ લોભે લલચાયા લાલચુ,
એક ચિત્તથી સેવે નહીં જિનદેવ જો. હે૦ ૪

ધર્મ કર્મને મૂકી કયાં અથડાઓ છો,
પદવી પુચ્છે મળતું શું ઉપમાન જો;
દુનિયાના માને શું મન મલકાઓ છો,
લક્ષ્મી દેખી શું થાઓ ગુલતાન જો. હે૦ ૫

મરતાં લક્ષ્મી સાથ ન આવે જાણજો,
હાય હાય કરતો જાઇશ તું એક જો;
લક્ષ્મી લાભે લોભ વધે છે સોગણો,
સત્યાસત્યનો દિલમાં કરો વિવેક જો. હે૦ ૬

લક્ષાધિપતિઓની રાખો થઈ ઘણી,
મરતાં તેવી રાખ તમારી થાય જો;
ચેતો ચેતો વૈરાગી થઈ જાગજો,
નહીં ચેતે તો પાછળથી પસ્તાય જો. હે૦ ૭

સાત ક્ષેત્રમાં લક્ષ્મી ખર્ચો ભાવથી,
દુઃખી જનનો કરજો ઝટ ઉદ્ધાર જો;
ફોગટ લક્ષ્મી ખર્ચો નહીં કુક્ષેત્રમાં,
પુણ્ય કર્યાથી સ્વર્ગાદિક અવતાર જો. હે૦ ૮

શરીર ન્યારૂં લક્ષ્મી ન્યારી છેવટે,
એકીલો જીવ જાશે કોઇ ન સાથ જો;
ધર્મ કરી લ્યો સદ્ગુરૂ ગમથી પ્રાણીયા,
સેવો શ્રી કરૂણાળુ જિનવર નાથ જો. હે૦ ૯

ધર્મ કરતાં સુખીયા જગમાં પ્રાણીયા,
શાશ્વત સુખડાં સહેજે તેથી થાય જો;
બુદ્ધિસાગર અવસર પામી ચેતજો,
પામો જલદી શિવ સંપદ સુખદાય જો. હે૦ ૧૦

---

## નિંદા નિવારક સજ્ઝાય.

નિંદા મ કરજો કોઈની પારકી રે,
નિંદાનાં બોલ્યાં મહા પાપ રે;
વયર વિરોધ વાધે ઘણો રે,
નિંદા કરતાં ન ગણે માય ને બાપ રે. નિંદા૦ ૧

દૂર બળતી કાં દેખો તુમ્હે રે,
પગમાં બળતી દેખો સહુ કોય રે;
પરના મળમાં ધોયાં લુગડાં રે,
કહો કેમ ઉજળાં હોય રે. નિંદા૦ ૨

આપ સંભાળો સહુકો આપણો રે,
નિંદાની મૂકો પડી ટેવ રે;
થોડે ઘણે અવગુણે સહુ ભર્યા રે,
કેહેનાં નળિયાં ચુવે કેહેનાં નેવ રે. નિંદા૦ ૩

નિંદા કરે તે જાયે નારકી રે,
તપ જપ કીધું સહુ જાય રે;
નિંદા કરો તો કરજો આપણી રે,
જેમ છુટક બારો થાય રે. નિંદા૦ ૪

ગુણ ગ્રહજો સહુકો તણો રે,
જેહમાં દેખો એક વિચાર રે;
કૃષ્ણ પરે સુખ પામશો રે,
સમય સુંદર સુખકાર રે. નિંદા૦ ૫

## વણઝારાની સજ્ઝાય.

નરભવ નયર સોહામણું, વણઝારા રે,
પામીને કરજે વ્યાપાર, અહો મારા નાયક રે,
સત્તાવન સંવર તણી, વ૦ પોઠી ભરજે ઉદાર. અ૦
શુભ પરિણામ વિચરતા, વ૦ કરીયાણા બહુ મૂલ; અ૦
મોક્ષ નગર જાવા ભણી, વ૦ કરજે ચિત્ત અનુકૂલ. અ૦
ક્રોધ દાવાનળ ઓલવે, વ૦ માન વિષય ગિરિરાજ; અ૦
ઓલંઘજે હળવે કરી, વ૦ સાવધાન કરી કાજ. અ૦
વંશજાલ માયા તણી, વ૦ નવિ કરજે વિશરામ; અ૦
ખામી મનોરથ ભટ તણી, વ૦ પૂરણનું નહિં કામ. અ૦
રાગ દ્વેષ દોય ચોરટા, વ૦ વાટમાં કરશે હેરાન; અ૦
વિવિધ વીર્ય ઉલ્લાસથી, વ૦ તે હણજે રે ઠાય. અ૦
એમ સવિ વિઘન વિદારી, વ૦ પહોંચજે શિવપુર વાસ; અ૦
ક્ષય ઉપશમ જે ભાવના, વ૦ પોઠે ભર્યા ગુણ રાશ. અ૦
ખાયક ભાવે તે થશે, વ૦ લાભ હોશે અપાર; અ૦
ઉત્તમ વણુજ જે એમ કરે, વ૦ પદ્મ નમે વારંવાર. અ૦

## શિયળ માહાત્મ્ય.

ના વસ્ત્રો થકી નારિયો દીપી ઉઠે,
ના રૂપ ઝાઝા થકી;
શોભાવે નહિં નારીને જગતમાં,
ઝાઝાં ઘરેણાં નકી;
ઝોકાવે કદી પાયમાં નુપુરને,
કંઠે પહેરે મણિ;
તે સર્વેથી સરસ્વતિ શિયળથી,
નારિ દીપે છે ઘણી. ૧

# માતા પિતાની સ્તુતિ.

સુખ દાતા માતા પિતા બાળના,
ઉપકારી તે સમ નહિ કોય, નમો માત તાતને.
દુઃખી દેખી સદા નિજ બાળને, અતિ દુઃખી હૃદયમાં જે હોય. નમો૦
નવ માસ ઉદરમાંહી રાખતાં, કરે માત ઘણી સારવાર. નમો૦
ભીનામાંથી સૂકામાં સૂવાડતાં, કેવો માત તણો ઉપકાર. નમો૦
કરી હેત હૈયામાં દાબતી, માતા હરખે હાલરડાં ગાય. નમો૦
દુઃખ વેઠી સદા સુખ આપતી, કહો જનની એ કયમ વીસરાય. નમો૦
પિતા પોષક પાળક આપણા, તેનો અગણિત છે ઉપકાર. નમો૦
પિતા પ્રેમથી બાળ પઢાવતાં, જ્ઞાન દાન અપાવે સાર. નમો૦
માત તાત એ જંગમ તીર્થ છે, કરો ભાવથી તેમની સેવ. નમો૦
માત તાતની ભક્તિ ભાવથી, મન રાખો કરવા ટેવ. નમો૦
તે કુ-પુત્ર-પુત્રી જાણવાં, નવ રાખે જે વડિલનું માન નમો૦
બ્હેનો શિક્ષણ આ મન ધારજો, કરો માત તાત ગુણ ગાન. નમો૦

# પૂજા તથા દાન-મહિમા.

જિન પૂજા જસ ઘર નહિ, નહિ પાત્રે જિહાં દાન;
તે કેમ પામે બાપડા, વિદ્યા રૂપ નિધાન. ૧

તિલક નહિ કેસર તણાં, ઘૃત દીવો નહિ જ્યાંહ;
તાસ જનમ લેખે નહીં, તસ ઘર નહિ ઘર માંહિ. ૨

શિખ દેઉં તુમ શુભ પરેં, જિન પૂજા દ્યો દાન;
દાને જિન પદવી સહિ, ચક્રી દેવ સમાન. ૩

## હિતોપદેશ.

જોને વિચારી એવું રે, આ સ્વપ્ના જેવું તન તારૂં;
ગણુ ભલે કાંચન જેવું રે, પણુ અંતે તો રાખ થનારૂં; જોને૦ ૧
સનત્ કુમાર ચક્રી વળી જુઓ, છ ખંડનો પ્રતિપાળ;
રૂપ અનુપમ તેના દેહનું, ક્ષણુમાં થયું વિશરાળ;
શું અભિમાન મન રાખોરે, દેહીનું તેજ જનારૂં; જોને૦ ૨
રાંક જેમ સુપનાની માંહી, પામ્યો રાજ વિલાસ;
વૈભવ દીઠા પણુ ન વિલસ્યા, જાગીને થયો ઉદાશ;
એવું સુખ આ ભાસે રે, અંતે તો જૂઠું છેજ વારૂં; જોને૦ ૩
સેજ તળાઇમાં રોજ પોઢતા, મસુરીઆં ધરી ગાલ;
દિન રાત જરી ન જાણુતાં, તેને પણુ લઇ ગયો કાળ;
અચાનક એકલું જાવું રે, નથી સાથે કોઇ થનારૂં; જોને૦ ૪
ધન કણુ કંચન અને કામિનિ, રંચ ન આવે સાથ;
સ્મશાન ભૂમિમાં સૂકાં કાષ્ટે, બળશો થઇ અનાથ;
કેવળ મુનિ કહે છે રે, ચેતો તો ઠીક થનારૂં; જોને૦ ૫

## શ્રી વીર વંદન.

નમો વીર વિશ્વે સદા સૌખ્યકારી,
પિતા માત ભ્રાતા ચ દુઃખાપહારી;
કથી દેશના ભવ્ય કલ્યાણુ જાણી,
નમું વીર પ્રેમે બહુ પ્યાર આણી. ૧
કહ્યો મુક્તિ માર્ગ ક્રિયા જ્ઞાન ભેદે,
અહી ભવ્ય જીવો દુઃખ વૃન્દ છેદે;
કહ્યાં દ્રવ્ય ષડધા સદા જે અનાદિ,
નમું ભાવથી સત્ય સ્યાદ્વાદ વાદિ. ૨

## શ્રી ગૌતમ સ્વામીનો છંદ.

જયો જયો ગૌતમ ગણધાર, મ્હોટી લબ્ધી તણો ભંડાર;
સમરે વંછિત સુખ દાતાર, જયો જયો ગૌતમ ગણધાર. ૧
વીર વજીર વડો અણગાર, ચૌદ હજાર મુનિ શિરદાર;
જપતાં નામ હુવે જયકાર, જયો જયો ગૌતમ ગણધાર. ૨
ગય ગમણી રમણી જગ સાર, પુત્ર કલત્ર સજ્જન પરિવાર;
આપે કનક કોડી વિસ્તાર, જયો જયો ગૌતમ ગણધાર. ૩
ઘેર ઘોડા પાયક નહિ પાર, સુખાસન પાલખી ઉદાર;
વૈરી વિકટ થાયે વિસરાળ, જયો જયો ગૌતમ ગણધાર. ૪
પ્રહ ઉઠી જપિયે ગણધાર, ઋદ્ધિ સિદ્ધિ કમળા દાતાર;
રૂપ રેખ મયણ અવતાર, જયો જયો ગૌતમ ગણધાર. ૫
કવિ રૂપચંદ કેરો શિષ્ય, ગૌતમ ગુરૂ પ્રણમો નિશ દિશ;
કહે ચંદ એ સુમતાગાર, જયો જયો ગૌતમ ગણધાર. ૬

## બાર ભાવનાની સજ્ઝાય.

પાસ જિનેસર પાય નમી, સદ્‌ગુરૂને આધાર;
ભવિયણ જિનના હિત ભણી, ભાવશું ભાવના બાર. ૧
પ્રથમ અનિત્ય અશરણપણું, એહ સંસાર વિચાર;
એકલપણું અન્યત્વ તેમ, અશુચિ આશ્રવ સંભાર. ૨
સંવર નિર્જર ભાવના, લોક સ્વરૂપ સુબોધિ;
દુલ્લભ ભાવન જિન ધરમ, એણી પરે કરે જીવ સોધિ. ૩
રસ–કુપી રસ ભાવીઓ, લોહ થકી હોય હેમ;
જીવ ઇણ ભાવના શુદ્ધ હુએ, પરમ રૂપ લહે તેમ. ૪
ભાવ વિના દાનાદિકા, ભાગે અલુણો ધાન;
ભાવ રસાંગ મલ્યા પછી, ત્રુટે કામ નિદાન. ૫

## કર્મ પચીશીની સજ્ઝાય.

દેવ દાનવ તીર્થંકર ગણધર, હરિહર નટવર સબળા,
કર્મ સંયોગે સુખ દુઃખ પામ્યા, સબળ હુઆ મહા નબળારે;
પ્રાણી કર્મ સમો નહિ કોય.
કીધાં કર્મ વિના ભોગવીયાં, છુટક બારો ન હોય રે; પ્રાણી૦ ૧

આદીશ્વરને કર્મ અંતરાયે, વર્ષ દિવસ રાખ્યા ભૂખે,
વીરને બાર વરસ દુઃખ દીધું, ઉપન્યા બ્રાહ્મણી કુખે રે; પ્રાણી૦ ૨

સાઠ સહસ સુત મુઆ એકદિન, સામંત સુરા જેસા,
સાગર હુઓ મહા દુઃખીઓ, કર્મ તણાં ફળ એસા રે; પ્રાણી૦ ૩

બત્રીશ સહસ દેશનો સાહેબ, ચક્રી સનત્કુમાર,
સોળ રોગ શરીરે ઉપન્યા, કર્મે કીયો તસ ખુવાર રે; પ્રાણી૦ ૪

સુભૂમ નામે આઠમો ચક્રી, કર્મે સાયર નાંખ્યો,
સોળ સહસ યક્ષે ઉભાં દીઠો, પણ કિણુહી નવિ રાખ્યો રે; પ્રાણી૦ ૫

બ્રહ્મદત્ત નામે બારમો ચક્રી, કર્મે કીધો તસ અંધો,
એમ જાણી પ્રાણી વિણ કામે, કર્મ કોઇ મત બાંધો રે; પ્રાણી૦ ૬

વીશ ભૂજા દશ મસ્તક હુતા, લક્ષ્મણે રાવણ માર્યો,
એકલડે જગ સહુને જીત્યો, કર્મથી તે પણ હાર્યો રે; પ્રાણી૦ ૭

લક્ષ્મણ રામ મહા બળવંતા, વળી સત્યવંતી સીતા,
બાર વર્ષ લગે વન માંહી ભમીયા, વીતક તસ બહુ વિત્યાં રે; પ્રાણી૦ ૮

છપ્પન ક્રોડ જાદવનો સાહિબ, કૃષ્ણ મહાબળ જાણી,
અટવી કોશંબી મુઓ એકલડો, વલ વલતો વિણ પાણી રે; પ્રાણી૦ ૯

પાંચ પાંડવ મહા ઝુઝનારા, હારી દ્રૌપદી નારી,
બાર વરસ લગે વન દુઃખ દીઠાં, ભમીયા જેમ ભીખારી રે; પ્રાણી૦ ૧૦

સતીય શિરોમણી દ્રૌપદી કહીયે, પાંચ પુરૂષની નાર,
સુકુમાલિકા ભવે બાંધ્યું નિયાણું, પામી પાંચ ભરતાર રે; પ્રાણી૦ ૧૧
કર્મે હલકો કીધો હરિચંદ્રને, વેચી તારા રાણી,
બાર વરસ લગે માથે આણ્યું, ડુંબ તણે ઘેર પાણી રે; પ્રાણી૦ ૧૨
દધિવાહન રાજાની બેટી, ચારૂ ચંદનબાળા,
ચોપદની પેરે ચૌટે વેચાણી, કર્મ તણા એ ચાળા રે; પ્રાણી૦ ૧૩
સમકિત ધારી શ્રેણિક રાજા, બેટે બાંધ્યો મુસ્કે,
ધર્મી નરપતિ કર્મે દબાણા, કર્મથી જોર ન કિસકે રે; પ્રાણી૦ ૧૪
ઇશ્વર દેવ ને પાર્વતિ રાણી, કર્ત્તા પુરૂષ કહેવાય,
અહોનિશ મહેલ-મસાણમાં વાસો, ભિક્ષા ભોજન ખાય રે; પ્રાણી૦ ૧૫
સાહસ કિરણ સૂરજ પ્રતાપી, રાત દિવસ રહે અટતો,
સોળ કળા શશહર જગ જાચો, દિન દિન જાયે ઘટતો રે; પ્રાણી૦ ૧૬
નળ રાજા પણ જુવટે રમતાં, અર્થ ગરથ રાજ્ય હાર્યો,
બાર વરસ લગે વન દુ:ખ દીઠાં, તેને પણ કર્મે ભમાડયો રે; પ્રાણી૦ ૧૭
સુદર્શનને શુળીએ દીધો, મુંજરાયે માગી ભીખ,
તમસ ગુફા મુખ કોણિક બળીયો, માની ન કોઇની શીખ રે; પ્રાણી૦ ૧૮
ગજ મુનિના શીર પર સગડી, સાગરદત્તનું બાળ્યું શીશ,
મેતારજ વાધરે વિંટાણા, ક્ષણ ન આણી રીશ રે; પ્રાણી૦ ૧૯
પાંચસેં સાધુ ઘાણીમાં પીલ્યા, રોશ ન આણ્યો લગાર,
પૂરવ કર્મે ઢંઢણ ઋષિને, ષટ માસ ન મળ્યો આહાર રે; પ્રાણી૦ ૨૦
ચૌદ પૂર્વધર કર્મ તણે વશ, પડયા નિગોદ મઝાર,
આર્દ્રકુમાર અને નંદીષેણે, ફરી વાસ્યો ઘરબાર રે; પ્રાણી૦ ૨૧
કળાવતીના કર છેદાણા, સુભદ્રા પામી કલંક,
મહાબળ મુનિનું ગાત્ર પ્રજાળ્યું, કર્મ તણા એ વંક રે; પ્રાણી૦ ૨૨

દ્રૌપદી હેતે પદ્મોતરનું, ફેડયું કૃષ્ણે ઠામ,
વીરનાં કાને ખીલા ઠોકાણા, પગે રાંધી ખીર તામ રે; પ્રાણી૦ ૨૩
કર્મથી નાઠા જાય પાતાળે, પેસે અગ્નિ મોઝાર,
મેરૂ શિખર ઉપર ચઢે પણ, કર્મ ન મૂકે લગાર રે; પ્રાણી૦ ૨૪
એવાં કર્મ જીત્યાં નરનારી, તે પહોત્યાં શિવ ઠાય,
પ્રભાતે ઉઠી નિત નિત વંદો, ભક્તિયેં તેહના પાય રે; પ્રાણી૦ ૨૫
એમ અનેક નર ખંડયા કર્મે, ભલ ભલેરા જે સાજ,
રૂધિહર્ષ કર જોડીને કહે, નમો નમો કર્મ મહારાજ રે; પ્રાણી૦ ૨૬

## હિત-પદ.

કૈક ગયા ને જાય છે, જશે થશે બેહાલ;
સુકૃત સાથે આવશે, કોણે દીઠી કાલ. ૧
ઠાઠ માઠ ઠાલો સહુ, દિપક ઝાક ઝમાળ;
તે પણ બુઝાઇ જશે, કોણે દીઠી કાલ. ૨
પંખી ટોળું વૃક્ષ પર, હળી મળ્યું છે હાલ;
પ્રાતઃમાં ઉડી જશે, કોણે દીઠી કાલ. ૩
સુગંધી પુષ્પથી બની, અનુપમ ફુલની માળ;
પણ તે તો કરમાઇ જશે, કોણે દીઠી કાલ. ૪
જાયું તે તો જાય છે, સૌના એજ હવાલ;
માન કહ્યું રે માનવી, કોણે દીઠી કાલ. ૫

## બ્રહ્મચર્ય અને ત્યાગ સ્વરૂપ.

નિરખીને નવ યૌવના, લેશ ન વિષય નિદાન;
ગણે કાષ્ટની પૂતળી, તે ભગવાન સમાન.
આ સઘળા સંસારની, રમણી નાયક રૂપ;
એ ત્યાગી ત્યાગ્યું બધું, કેવળ શોક સ્વરૂપ. ૧

## -ધર્મોપદેશ-

સંસારમાં શું સાર છે, વિચાર કર નર મન વિષે,
નિજ નેત્ર ખોલી જો અરે, દૃષ્ટિ કરીને દશ દિશે;
ચિત્ત માંહે ચેત ચતુર ચેતન, શી ગતી તારી થશે,
એવું વિચારી ધર્મ કર નર, ક્ષણ ગયો નવ આવશે. ૧

બહુ કૂડ કપટને કેળવી, સહુ લોકને તેં છેતર્યા,
જ્યાં ત્યાં દગલબાજી કરી, નિજ કાર્ય જે જે તેં કર્યા;
તે સર્વ પાપ તણી તને, પરલોકમાં શિક્ષા થશે, એવું૦ ૨

તું કહે મારૂં મારૂં સર્વે, મોહ માન મમત્વથી,
ધન ધાન્ય જોબન માલ, માયા સર્વ તે તારૂં નથી;
સુત માત તાત સુજાત પત્ની, કોઈ નવ તારૂં થશે, એવું૦ ૩

કાયા તણો રાખી ભરૂંસો, બહુજ માયા મેળવી,
જૂઠું વધો નિર્લજપણે, કૃપણતા બહુ કેળવી;
અંતે અરે નર અથીર છે, વસ્તુ સહુ વીણસી જશે, એવું૦ ૪

રાવણ સમો જે રાજવી, લંકાપતિ પોતે હતો,
વીશ ભૂજા યોદ્ધો યમ સમો, જે જગત માંહે શોભતો;
પણ ગયો અંતે એકલો તો, તારી શી ગતી થશે, એવું૦ ૫

મહા પુન્ય ઉદયે મનુષ્ય જન્મ, મળ્યો બહુ મુસ્કેલ જે,
ઉત્તમ કૂળે અવતારને, પંચેન્દ્રિ યોગ તથાપિ છે;
તો કેમ હારી જાય, પશ્ચાતાપ પશ્ચાતે થશે, એવું૦ ૬

અહંકાર અતિ અંતર ધરે, જે મુજ સમો જગ કો નથી,
પણ ગર્વ ઉતરે સર્વના જો, જાણ જ્ઞાન મતિ થકી;
ઉલટી ગતિ નીચી મળે, ને નર્ક વેદન ત્યાં થશે, એવું૦ ૭

છે સ્વાર્થી સહુ એ સગું, ને અથીર કાયા કારમી,
શો ગર્વ, જાવું સર્વને છે, એક દીન અંતે વળી;
રે ! મરણ સમયે ધર્મ કરવા, કેમ તું તત્પર થશે, એવું૦ ૮
સ્વપ્ના સમું છે સુખ સર્વે, સમજ રે નર મન થકી,
છે સાર એકજ ધર્મ, અવર અસાર જાણુ અરે ! નકી;
હિતકાર શિક્ષા દેવસિની, દીલ ધરે તો સુખ થશે, એવું૦ ૯

## સરસ્વતિ કિર્તન.

વિદ્યાધન ભંડાર જગમાં, વિદ્યા ધન ભંડાર,
દે સુખ અપરંપાર જગમાં, વિદ્યા ધન ભંડાર. ૧
ખપથી ન ખુટે ચોર ન લૂંટે,
જેને છે ભય ન લગાર- જગમાં૦ ૨
માત પિતાની સેવ કરાવે,
સુખી કરે સંસાર- જગમાં૦ ૩
ઈશ્વર ભજવા પંથ સુઝાડે,
શુદ્ધ કરાવી વિચાર- જગમાં૦ ૪
પરમારથમાં પ્રીત કરાવે,
જેથી ઉતરીએ પાર- જગમાં૦ ૫
આ જગમાં માંહી સરસ ગુણોની,
વિદ્યા મોટી વખાર- જગમાં૦ ૬
વિદ્યા વિણુ સરવે જન કેરો,
જાય અફળ અવતાર- જગમાં૦ ૭
બેઠાં શું આર્ય ! ચતુર ! ભુજ જોડી !
અર્થ ભણ્યે સરનાર- જગમાં૦ ૮

—ચતુર્થ વિભાગ પૂર્ણ.—

# * અમદાવાદ માહાત્મ્ય.

શાહેરકુ હમને ફિર ફિર દેખા,
હટીસીંગ કા મંદિર દેખા.

શાહઆલમકી મસ્જિદ દેખી,
અકલે ઈન્સાં કી હદ દેખી.

ઊંચી ઊંચી મીલ ભી દેખી,
પત્થર જૈસા દિલ ભી દેખા.

કવિ કો ભૂખા નંગા દેખા,
તંગ ઘરોં મેં રહેતા દેખા.

ઐસી જગાહ ક્યા કામ કલાકા,
ક્યા મિલતા હૈ દામ કલાકા?

ઇન્સે તુમકો કામ હી ક્યા હૈ,
ઇસસે અપના નામ હી ક્યા હૈ!

બુખારી.

---

* અહમ્ મદ, વાદ
થી પૂર્ણ ભૂમિ.